# મંત્રચિંતામણિ

લેખક :
વિદ્યાભૂષણ, ગણિતદિનમણિ, સાહિત્યવારિધિ,
શતાવધાની પંડિત
**શ્રી ધીરજલાલ ટોકરશી શાહ**

*

પ્રસ્તાવના

**વૈદ્ય ચંદ્રશેખર ગોપાળજી ઠક્કુર**
ડી. એસ સી. (એ) ડી. એ. એસ. એફ. આયુર્વેદાચાર્ય

પ્રકાશક :
**પ્રજ્ઞા પ્રકાશન મંદિર**
**મુંબઈ-૯**

પ્રકાશક :
નરેન્દ્રકુમાર ડી. શાહ
વ્યવસ્થાપક :
પ્રજ્ઞા પ્રકાશન મંદિર
લધાભાઈ ગુણપત બીલ્ડીંગ,
ચીંચ બંદર મુંબઈ-૯.

પ્રથમ આવૃત્તિ

વિ. સં. ૨૦૨૪ સને ૧૯૬૭

મૂલ્ય રૂપિયા સાડા સાત



મુદ્રક :
કાન્તિલાલ સોમાલાલ શાહ
સાધના પ્રિન્ટરી
ઘીકાંટા રોડ, અમદાવાદ



# સમર્પણ

સદ્ગત પૂજ્ય પિતાશ્રીને

કે જેમને

મંત્રવિદ્યામાં ઘણો રસ હતો અને

જેમણે તેની ઉપાસનામાં સારો

એવો પુરુષાર્થ કર્યો હતો.

卐

વિનીત

**ધીરજલાલ**



## વિષયાનુક્રમ



### ખંડ પહેલો

### ૐકાર અને તેની ઉપાસના

## ખંડ બીજો

## હ્રીઁકાર અને તેની ઉપાસના

## ખંડ ત્રીજો

## અન્ય મંત્રો અને મંત્રપ્રયોગો



卐

# પ્રકાશકીય

ચાલુ વર્ષના જુન માસના બીજા અઠવાડિયામા 'મંત્ર–**વિજ્ઞાન**'નું પ્રકાશન થયું, ત્યારે અમારા મનમાં એ પ્રશ્ન ઉઠી રહ્યો હતો કે ગુજરાતી પ્રજા આ ગ્રંથનો સત્કાર કરશે ખરી? પણ ત્યાર પછીના થોડા જ દિવસોમાં અમારા પ્રશ્નનો ઉત્તર મળી ગયો. અનેક સારા સારા માણસો અમારા કાર્યાલયમાં જાતે આવીને આ ગ્રંથ ખરીદી ગયા, એટલુ જ નહિ પણ તેને માટે અભિનંદન પણ આપતા ગયા. બહારગામથી પણ તેની વરદીઓ આવવા લાગી, જે આજ પર્યંત ચાલુ રહી છે.

વિશેષમાં આ ગ્રંથના પાઠકોએ અમારી સાથે કેટલોક પત્રવ્યવહાર પણ કર્યો છે અને મંત્રસાધનામાં તેમને જે મુશ્કેલીઓ નડી રહી છે, તેનું માર્ગદર્શન પણ માગ્યું છે, જે અમે યથામતિ–યથાશક્તિ આપ્યું છે. આજે આ ગ્રંથની માત્ર ગણતરીની નકલો જ બાકી રહી છે.

આ રીતે આ ગ્રંથનો સત્કાર થવામાં તેની બહુમૂલ્ય સામગ્રી કરતાંયે પત્રકાર બંધુઓએ તેના પ્રકાશનમા જે રસ દાખવ્યો અને તેની જે વિસ્તૃત સમાલોચનાઓ કરી તે ખાસ કારણભૂત છે. તે માટે અમે મુબઈ સમાચાર સાપ્તાહિક, ગુજરાત સમાચાર, કિસ્મત માસિક, ગાયત્રી વિજ્ઞાન માસિક, ખેડા વર્તમાન સાપ્તાહિક વગેરેના ખાસ આભારી છીએ. મુંબઈ સમાચાર સાપ્તાહિકે તો આ ગ્રંથના અમુક પ્રકરણો લેખરૂપે છાપીને જનતાનું આ ઉપયોગી ગ્રંથ પ્રત્યે સવિશેષ ધ્યાન ખેંચ્યું છે, તે માટે તેમનો પુનઃ પણ આભાર માનીએ છીએ.

આયુર્વેદ, જ્યોતિષ અને મંત્રશાસ્ત્રના ઊંડા અભ્યાસી **ડૉ. ચંદ્રશેખર ગોપાલજી ઠક્કુરે** પોતાના બહુમૂલ્ય સમયનો ભોગ આપીને આ ગ્રંથની મનનીય પ્રસ્તાવના લખી આપી, તે માટે તેમનો ખાસ આભાર માનીએ છીએ.

સામાન્ય માન્યતા એવી છે કે સુશિક્ષિત વર્ગને આવી બાબતમાં શ્રદ્ધા રહી નથી, તેઓ મંત્ર–તંત્રને નફરતની દૃષ્ટિએ જુએ છે, પણ આ ગ્રંથના ગ્રાહકવર્ગ તરફ નજર નાખતાં એ માન્યતા બદલવી પડે તેમ છે. ડૉકટરો, વકીલો, સરકારી અધિકારીઓ, શાળાના શિક્ષકો, તેમજ મોટી મોટી પેઢીઓના વ્યવસ્થાપક બંધુઓએ પણ આ ગ્રંથની પ્રતિઓ ખરીદી છે અને તેમનુ પ્રમાણ પચાશ ટકા કરતાંયે વધુ રહ્યું છે.

આ અનુભવ પછી અમારો એ નિર્ણય દૃઢ થયો છે કે હજીયે આપણા સમાજનો એક મોટો વર્ગ મંત્રવિદ્યા અંગે પ્રમાણભૂત માહિતી માગે છે અને તેની ઉપાસનામા તથા તેના પ્રયોગોમાં પણ રસ ધરાવે છે, તેથી આ પ્રકારનુ સાહિત્ય વિશેષ પ્રમાણમા પ્રકટ કરવું જોઈએ.

વાસ્તવમા મંત્રનો વિષય મહાર્ણવ જેવો છે અને તેના અંગે જેટલું સાહિત્ય પ્રકટ કરવા ધારીએ, તેટલું કરી શકાય એમ છે; પરંતુ તે માટે સાધન વગેરેની મર્યાદા લક્ષ્યમા રાખવી પડે છે.

આ ગ્રંથના પ્રથમ ખંડમા બાર પ્રકરણો દ્વારા ૐકાર અને તેની ઉપાસનાનો સવિસ્તર વિધિ દર્શાવ્યો છે, બીજા ખંડમાં સાત પ્રકરણો દ્વારા હ્રીંકાર અને તેની ઉપાસનાનો સવિસ્તર વિધિ દર્શાવ્યો છે તથા ત્રીજા ખંડમા ચૌદ પ્રકરણો દ્વારા અનેક મંત્રો અને મંત્રપ્રયોગો રજૂ કર્યા છે, જે સાધકોને ઘણા ઉપયોગી થઈ પડે એમ છે.

અહીં એ જણાવવું પણ ઉચિત જ લેખાશે કે આ સામગ્રી ઘણા અભ્યાસ અને સંશોધન પછી અહીં રજૂ કરવામા આવી છે અને તેની પ્રામાણિકતાનો જરાયે ભંગ ન થાય, તેની ખાસ કાળજી રાખવામાં આવી છે, જેથી સાધકો તેનો વિના સંકોચે ઉપયોગ કરી શકે તેમ છે.

શ્રી શાતિકુમાર જ ભટ્ટ, શ્રી જયભિખ્ખુ, શ્રી ઉપાકાત પંડ્યા, ડૉ. ભાનુશંકર ના. વ્યાસ, શ્રી મનસુખલાલ તારાચંદ મહેતા, શ્રી ચંદ્રસિંહ એન. કામરેજા વગેરેએ અમારા પ્રકાશનમા જે રસ દાખવ્યો છે, તે માટે અમે તેમના ઋણી છીએ. સંસ્કૃત તથા હિંદી ભાષાના મર્મજ્ઞ તથા ગુજરાતી ભાષાના પણ ખાસ અભ્યાસી સમર્થ પંડિત **શ્રી રુદ્રદેવ ત્રિપાઠી** એમ. એ. પીએચ. ડી. સાહિત્ય–સાખ્ય–યોગાચાર્યે આ ગ્રંથનું લખાણ સાદ્યંત તપાસ્યુ છે અને તે માટે કેટલાક મહત્ત્વપૂર્ણ સૂચનો પણ કર્યાં છે, તે માટે તેમનો પણ અહીં ઋણ સ્વીકાર કરીએ છીએ.

પ્રસ્તુત મંત્રચિંતામણિ ગ્રંથમા જેનો સમાવેશ થઈ શક્યો નથી, એવી કેટલીક ઉપયોગી સામગ્રી, કેટલાક ઉપયોગી યંત્રો તથા તંત્રપ્રયોગો હવે પછી પ્રકટ થનાર '**મંત્રદિવાકર**' નામના આ શ્રેણીના ત્રીજા ગ્રંથમા આપવામા આવશે તેનુ પ્રકાશન સને ૧૯૬૮ના અંત ભાગમા થશે

તા. ૧૫–૧૨–૬૭ **વ્યવસ્થાપક**

# પ્રસ્તાવના

## [ આવકાર ]

[ ૧ ]

ભાઈશ્રી ધીરજલાલ ટો શાહના અભિનવ પ્રકાશન 'મન્ત્ર ચિંતામણિ' ને આવકાર આપતા સહજ આનંદ થાય છે. શતાવધાની શ્રી ધીરજભાઈના સંખ્યાબંધ પ્રકાશનો, પ્રયોગો અને લેખો દ્વારા તેઓ માત્ર ગુજરાત નહિ, પણ ભારતમાં સુપ્રસિદ્ધ હોઈ એમની ઓળખ આપવાનુ અત્રે અસ્થાને ગણાશે પરન્તુ મારી વિદ્યાર્થીવયની સ્મૃતિને યાદ કરું તો આજે મારા પોતાના વિકાસમા પ્રેરણાનું પીયૂષ પાનાર એમની 'વિદ્યાર્થી વાચનમાળા' શ્રેણીનુ વાચન હુ આજેય વિસર્યો નથી આ સદ્વાચને મને પ્રગતિના સોપાન ભણી અગ્રેસર થવા પ્રેરણા આપેલ. આજે એજ પંડિતવર્યના ગ્રન્થને આવકાર આપવાનો અવસર મને મળ્યો છે. એ વિધિનો યોગાનુયોગ નહી તો બીજુ શુ ?

[ ૨ ]

ભારતની પ્રાચીન સંસ્કૃતિમા અતિ પ્રાચીન વેદકાળથી મન્ત્ર-ઋચાઓ દ્વારા મન્ત્ર શબ્દ પ્રચલિત છે. આ મન્ત્રના ગ્રન્થને વિષે બે શબ્દો લખવા પૂર્વે આરભમા વાચકોને મન્ત્ર એટલે શુ ? મન્ત્રના પ્રકારો, મન્ત્રની ફળસિદ્ધિ પરત્વે પ્રારંભિક વિષયપ્રવેશ કરાવવો યોગ્ય ગણાશે. મંત્ર વિષે લોકભાષામાં ઘણા પ્રયોગો થાય છે. જેમ કે: 'શ્રોતાનું પ્રવચન એટલુ સુન્દર હતુ કે લોકો મન્ત્રમુગ્ધ બની સાભળી રહ્યા' 'આટલુય કામ તમારાથી ન થયું, એમા કયો મોટો મંતર (મન્ત્ર) ભણવાનો હતો?' 'એને ત્યાં સવાશેર માટીની ખોટ પૂરાણી

નથી. એણે તો ઘણાય ધાગાધંતર કરી જોયા છે'. આ અને આવાં અવતરણો ઉપરથી મંત્રની શક્તિનો લોકોના વિવિધ સ્તરમાં જે ખ્યાલ પ્રવર્તે છે, તેનો આપણને પરિચય મળે છે. વર્ષોથી સુપ્રસિદ્ધ પત્ર 'કિસ્મત'ના સંપાદનમાં અનેકવિધ મંત્રો (યંત્રો સહિત) પ્રગટ કર્યાં છે, તેમાં અમને પણ આ શાસ્ત્રનો અભ્યાસ થતો રહ્યો છે અને અમને એમાં સંશોધન પૂરતો જ રસ છે. લોકોમાં મંત્ર વિષે વધુ જાણવાની સમજવાની જિજ્ઞાસા છે. મંત્ર વિષે ઉંડાણથી સમજવાની ઉત્કંઠા છે. તેવે સમયે શ્રી ધીરજલાલ ટો. શાહે જે પ્રયત્નો આરંભ્યા છે, તે સ્તુત્ય બને છે. એમણે 'મંત્રવિજ્ઞાન' વગેરે ગ્રંથો પૂર્વે પ્રગટ કર્યા છે. તેમણે મને આમુખ લખવા વિનંતિ કરી, તે મેં સહર્ષ સ્વીકારી, કેમ કે મંત્રસિદ્ધિ એ સંકલ્પની જ સિદ્ધિ છે અને આયુર્વેદ તમામ રસાયન–વાજીકરણમાં "संकल्पो वृष्याणां अग्र्यं" ગણે છે.

[૩]

આજે આપણે ઉત્તરોત્તર વિજ્ઞાનની સફળતામાં વધુ અને વધુ યાંત્રિક જીવન, ઝડપી જીવન અને પ્રગતિની હરણફાળો ભરતા રહીએ છીએ. હજારો માઈલોનું અંતર આજના શક્તિશાળી જેટો કલાકની ગણત્રીમાં કાપી શકે છે. એટલે દૂર સુદૂરના બે માનવી ભૌતિક રીતે ઘણા ઝડપથી નિકટ આવ્યા છે, પણ બે અતિ નિકટ માનવી વચ્ચેનું અંતર વધ્યુ છે. આનુ કારણ ગમે તેટલી વૈજ્ઞાનિક પ્રગતિ છતાં માનવીને મનની શાંતિ, પ્રસન્નતા કે સંતોષ નથી. ડૉ. એલેક્ષિસ કેરલ જેવા નોબલ પ્રાઇઝ વિજેતા 'મેન ધ અનનોન'મા એવો ભાવ વ્યક્ત કરે છે કે જ્યાં આપણા વડવાઓ ૮૦ વર્ષની વયે ખડતલ આરોગ્ય સાથે ખેતીમાં રચ્યાપચ્યા રહેતા, ત્યાં ૪૦ વર્ષની વયે આરામખુરશીમાં વર્તમાનપત્ર વાચતાં કે ટેબલ ટેનિસ જેવી રમત રમતાં હાર્ટ એટેકથી ઢળી પડી મરણ પામવાના બનાવો વધતા જ જાય છે. અઢારમી સદી બુદ્ધિનો યુગ હતો, ઓગણીસમી સદી પ્રગતિનો યુગ હતો, તો વીસમી

સદી ચિંતાનો (અને ચિતાનો) પણ યુગ છે, એવા અમારા વિધાનના સમર્થન માટે અમે આજે અનેક પશ્ચિમના સમર્થ વિચારકોને ટાંકી શકીએ છીએ. કોલિન વિલ્સન જેવા ચિંતકને 'આઉટ સાઈડર' અને 'બીયોન્ડ ધ આઉટ સાઈડર' જેવા ગ્રંથો લખવા પડ્યા છે. અને સારત્રે જેવા વિચારકને પણ વ્યથા વ્યક્ત કરવી પડી છે. અલ્ડસ હક્સલીએ 'ધ ડોર્સ ઓફ પરસેપ્શન' નામના ગ્રંથમા કહ્યું છે કે "ઘણા માનવીઓ (હવે) માને છે કે આત્મસાક્ષાત્કારનો અગમ્ય રોમાંચક અનુભવ કરવાની રાસાયણિક ચાવી મળી ગઈ છે. ઉપવાસ, તિતિક્ષા, મંત્રોના જપ અતિ પ્રાચીનકાળથી આવા પ્રકારની સ્થિતિ લાવવા વપરાય છે અને હાલ આવા સાધનોનાં બદલે મીસેટાઈન નામનુ રસાયણ વાપરીને સાક્ષાત્કારના દ્વારને વધુ વિસ્તૃત બનાવી શકાય છે અને સમાધિસ્થિતિ જેવી પ્રબુદ્ધ અને ચિત્તલયની અવસ્થા અનુભવી શકાય છે. એલ. એસ ડી. સંપ્રદાયના નામે જાણીતા થયેલા સંપ્રદાયે તો એક ડગલુ આનાથી આગળ ભર્યું છે."

યોગ–સમાધિ અને મંત્ર (જપ)ને ઘણો ગાઢ સંબંધ છે. પાંતજલ મતથી "યોગસ્તુ ચિત્તવૃત્તિનિરોધઃ" ની વ્યાખ્યા પ્રમાણે યોગમાં ચિત્તને કાચબાની જેમ સંકોરી લેવાનો ઉદ્દેશ્ય છે. યોગ એટલે જાદુઈ ચમત્કાર કે હવામા ઉડ્ડયનના ખ્યાલ છોડી દેવા જોઈએ. આવું મંત્ર વિષે છે. મંત્ર મનને ઉર્ધ્વરેતસ બનાવે છે. મંત્ર મનનો નિયંતા બને છે. જેમ પોતાના કાર્યમાં કુશળતા હોય–યોગ. कर्मसु कौशलम् –તેમ મંત્રનો પણ સાધક કે પ્રયોગકર્તા ઉચ્ચ આધ્યાત્મિક સાધક બને છે. આજે પણ વિજયા (ભાંગ) કે ગાંજો લઈ તેની મસ્તીમાં મસ્ત બની વિહરનારા જે ભ્રમ, આનંદ અને ભ્રાંતિદર્શન કરે છે, તેઓ સમાધિનો અનુભવ કર્યાની વાતો કરે છે, તે યથાર્થ નથી. મંત્રના પ્રયોક્તા કે સમર્થકો ઘણી વાર કહેતા હોય છે "દુનિયામાં એવો કોઈ પણ પદાર્થ નથી કે જે મંત્રસાધના દ્વારા સિદ્ધ ન થાય."

આવા બધા claims કે દાવાઓ ઉપર ખૂદ મંત્રવિજ્ઞાનના સમર્થકોએ નિખાલસ બની રહિયો આપવો જોઈએ. કેમકે મંત્રમાં પણ તાંત્રિક વગેરે અનેક પ્રકારો છે. વિવિધ સાધનાઓ છે. તો સાધકોમાં પણ વિવિધ પ્રકારો છે. શ્રી ભગવદ્ ગીતામાં ભગવાન કૃષ્ણ કહે છે કે જેમ પોતાને વિવિધ સ્વરૂપે ભજનારામાં પોતાને કોણ પ્રિય છે અને અન્ય ભક્તિ સાધના કરતા પોતપોતાની રીતે પોતાનું ધ્યેય પ્રાપ્ત કરે છે, તેમ મંત્રવિજ્ઞાનમાં અનેક મંત્રો, વિધિઓ અને તેના અનેક પ્રકારો અને લક્ષ્યો છે. એટલે **બધા જ મંત્રોનું એક જ મૂલ્યાંકન સંભવી શકે જ નહીં.** પરંતુ મંત્રની ભૂમિકાને પણ સાત્વિક, રાજસિક અને તામસિક ત્રણ અવસ્થામાં વહેંચી પ્રવર, મધ્ય અને અલ્પ કક્ષામાં વિભક્ત કરી શકાય. આ કામ સંશોધકોનું અને પંડિતોનું છે. પરંતુ તે થાય ત્યાં સુધી તો સામાન્ય પૃથગ્જન મંત્ર વિષે અનેક પ્રશ્નો ઉપસ્થિત કરે છે. એને અનેક આશંકાઓ છે. એમાં કેટલાકનું નિરસન–નિરાકરણ કરવા ઉપયોગી ગ્રંથની ખાસ જરૂર છે, તે 'મંત્ર–ચિંતામણિ'થી દૂર કરવામાં લેખક મહદંશે સફળ નીવડ્યા છે.

[૪]

આ દળદાર ગ્રંથમાં પ્રથમ ખંડ પૃષ્ઠ ૧૭ થી ૐકાર અને તેની ઉપાસના એ શિર્ષક હેઠળ છે. તેમાં વિદ્વાન લેખકે અનેક અવતરણો આપી ૐકારનું માહાત્મ્ય વર્ણવ્યું છે. લેખક ખરું કહે છે કે પોતાને અને પરને કલ્યાણકારી નીવડે તેવી ઉપાસના ૐકારની છે. અવિદ્યામાંથી તે વિદ્યાવંત બનાવે છે, માનવિહીનને માનવંત બનાવે છે. શ્રી સંમતભદ્રાચાર્યે ૧૧ શ્લોકોનું સુંદર ૐકાર સ્તોત્ર આપ્યું છે, તે પૃષ્ઠ ૧૩૬ થી ૧૪૦ સુધીમાં છે. લેખકે એનો સરળ અનુવાદ આપી ૐકારની સાધનામાં જૈનધર્મનો ફાળો વ્યક્ત કર્યો છે. અમને લાગે છે કે પ્રથમ ખંડમાં કુંડલિની–જાગરણનો નવમો અધ્યાય વિસ્તારથી આપી શકાયો તેમ છતાં પ્રાસ્તાવિકની રજૂઆત બરોબર કરે છે.

બીજો ખડ પૃષ્ઠ ૧૪૭ થી ૨૪૨ નો છે. તેમા હ્રીઁકાર અને તેની ઉપાસનાના વર્ણનો છે. ૐકાર એ સિદ્ધિસાધન છે, તો હ્રીકાર એ પણ સિદ્ધિસાધન છે. પણ હ્રી શક્તિબીજ છે. એના ઉપર નત્રગ્રન્થોના અવતરણોમા હ્રીકાર વિદ્યાસ્તવન, તારાકર્પૂરગજ સ્તોત્ર, ભૂતડામરોક્ત બીજાભિધાન વગેરેના ઉલ્લેખો લેખકનુ વિશાળ વાચન અને તેનો અનુભવ દર્શાવે છે. માયાબીજકલ્પમા હ્રીકારનો મહિમા અપૂર્વ સ્વરૂપે વર્ણવેલો છે. લેખકે તેની સરળ અને સુદર રજૂઆત પૃષ્ઠ ૨૦૭ ઉપર કરી છે. હ્રીઁકારમા નવે ગ્રહોની સ્થાપના પૃષ્ઠ ૨૧૧ ઉપર આપી દશદિક્પાલોથી હ્રીઁકાર સુરક્ષિત છે, તે પણ બરોબર રજૂ કરાયુ છે લેખકે જૈનધર્મમા હ્રીઁકારની ઉપાસનાનુ વર્ણન બહુ જ સુંદર સ્વરૂપે આપ્યુ છે

ત્યાર બાદ ખડ ત્રીજો પૃષ્ઠ ૨૪૩ થી પૃષ્ઠ ૩૪૮ સુધી આપ્યો છે, જેમા અન્ય મત્રો અને પ્રયોગો આપ્યા છે જેમા કેટલાક શક્તિ-શાળી મત્રો તેની વિધિ સાથે આપ્યા છે તેમા નામસ્મરણનો મહિમા પણ વર્ણવ્યો છે અહી ત્રીજા પ્રકરણમા રામનામનો મહિમા સુપેરે વર્ણવાયો છે. ત્યારબાદ વ્યાધિનાશક નારાયણમત્ર, પચાક્ષરીમત્ર, શ્રી નમસ્કાર મહામત્ર વર્ણવી 'ગાયત્રીમત્રનુ અજબ સામર્થ્ય' એ પ્રકરણમા ગાયત્રીનો મહિમા ખૂબ જ સક્ષેપમા આપ્યો છે ઋદ્ધિ-સિદ્ધિદાયક ગણપતિ મત્રો સારી રીતે આપી સ્વપ્નમાતગી, બુદ્ધિ-સ્મૃતિ વધાર-નારા પ્રયોગો આપ્યા છે કન્યા માટે ઈચ્છિત વરપ્રાપ્તિના પ્રયોગો આપી, પુત્રપ્રાપ્તિ માટે સિદ્ધિ પ્રયોગો આપ્યા છે

આયુર્વેદમા પણ મન્ત્રવિષયક ઉલ્લેખો મલે છે સારવારમા પણ મત્રનો ઉલ્લેખ છે

**ઈદમાગમસિદ્ધત્વાત્ પ્રત્યક્ષફલદર્શનાત્,**
**મંત્રવત્સંપ્રયોક્તવ્યં ન મીમાંસ્યં કથંચન.**

ઉપરના વચનોમા "મત્રવત્" પ્રયોગ કરવો, એ અનુરોધ-

પાછળ મંત્રની શક્તિ જ રહેલી છે. અને બીજા સૂત્રમાં જ્વર-તાવ જેવા દર્દોમાં મંત્રનો ઉપયોગ સારવારમાં આપ્યો છે. બીજા અનેક અવતરણો આપી શકાય. આયુર્વેદ તો વેદોનો ઉપવેદ છે. ખાસ કરી અથર્વવેદથી વધુ સંકલિત છે. સંસ્કારવિધિમાં ગર્ભાધાન, પુંસવન વગેરેમાં મંત્રોનો સ્પષ્ટ ઉલ્લેખ છે. આજ ગ્રંથમાં શ્રી ધીરજલાલભાઈ એ પુત્રપ્રાપ્તિના મંત્રના પ્રયોગમાં-૧૩મા પ્રકરણમાં પ્રસિદ્ધ મંત્ર

"દેવકીસુત ગોવિન્દ વાસુદેવ જગત્પતે ।
રક્ષ મે તનયં કૃષ્ણ ત્વામહં શરણં ગતઃ ॥"

આપ્યા બાદ બે ઔષધપ્રયોગો સૂચવ્યા છે. તેમાં યોગ્ય રીતે કહ્યું છે કે પતિ-પત્નીએ આનંદમાં રહેવું. એ વખતે શોક ઉદ્વેગ, ચિંતા આદિ કરવા નહિ. કેમકે મહર્ષિ અત્રેય પણ કહે છે :

**सौमनस्य हि गर्भकराणां अग्र्यं ।**

ગર્ભકર બધા ભાવોમાં આ ભાવ અગ્રય છે, સર્વોપરિ છે. વધુમાં "આ ઔષધનું સેવન કરતાં બહુ તીખાં ખારા ખાટાં પદાર્થોનો ત્યાગ કરવો અને દૂધ ચોખા, મગની દાળ આદિ હલકો ખોરાક લેવો." એ સૂચના પણ વ્યાજબી છે. પરંતુ તેમાં અત્રે વધુમાં સૂચવવું અમે યોગ્ય માનીએ છીએ કે મગ કરતા અડધ વધુ પ્રશસ્ત છે. આયુર્વેદમાં સ્ત્રીના રજઃ આર્તવને આગ્નેય ગણેલ છે, પુરુષના વીર્યને સૌમ્ય ગણેલ છે. જેમ યોગ્ય ખેતી માટે ઋતુક્ષેત્ર અંબુ અને બીજ (યોગ્ય કાલ, ખાતર, પાણી અને તંદુરસ્તી બીજ જરૂરી છે) તેમ ગર્ભાધાન માટે ઋતુકાળ, યોગ્ય શુદ્ધ યોનિ, (આયુર્વેદમાં યોનિ શબ્દથી યોનિમુખથી ગર્ભાશય બીજકોશ પર્યંતનો વિભાગ યોનિ કહેવાય છે-જુઓ મધુકોશઃ अत्र योनिशब्दात् योनिमुखात् आरभ्य गर्भाशयपर्यन्तं योनिरुच्यते । તંદુરસ્ત (વીર્ય જેમાં પર્યાપ્ત પુબીજો પણ હોય) અને શુદ્ધ આર્તવ ગર્ભધારણામાં જરૂરી બને છે. આ બધું સુયોગ્ય આયુર્વેદજ્ઞની સલાહથી

નક્કી કરી ઉપરના મંત્રપ્રયોગ પછી પુંસવનસસ્કાર (ઈચ્છિત-પુત્ર કે પુત્રીની પ્રાપ્તિ) માટે સુશ્રુતાદિ ગ્રંથો વિસ્તૃત વર્ણન આપે છે. આમા ખાસ કરી કાશ્યપસહિતા ગ્રંથમાં વિસ્તૃત વર્ણન મલે છે.-શ્રી શાહે સૂચવેલા પ્રયોગોમાં એક પલાશ (ખાખરાનો) અને અન્ય-'નાગકેશર'નો ઉલ્લેખ છે. પલાશ તો જાણીતુ વૃક્ષ છે, પણ નાગકેશરમા બે જાત આવે છે. અસલી અને નકલી. આમાં અસલી (લાલ કેશરી-સુગધિત રજ જેવી) નાગકેશરનો પ્રયોગ જ પ્રશસ્ત બનશે. એમણે નાગકેશરની માત્રા નથી જણાવી, પરન્તુ તે માત્રા ૧૨ થી ૨૪ રતીની-ગણાય. આવા અન્ય પ્રયોગોમાં વડજટા, પીપળજટા વગેરે અન્ય ઉલ્લેખો પણ છે. આવતી આવૃત્તિમા શ્રી શાહ આ બધાનુ સકલન-કરશે તો વધુ સમૃદ્ધ માહિતી મલશે વધ્યત્વના બે પ્રકાર હોય છે. એક તો Sterility અને બીજુ Infertility. આમાં યોગ્ય નિદાન સાથે આ મંત્રપ્રયોગ ગર્ભધારણાની શક્યતા પ્રબળ કરે છે. પરતુ પુરુષે સૌમ્ય અને સ્ત્રીએ તીક્ષ્ણ ઉપચાર કરવા જરૂરી બને છે, તેટલુ સૂચવવુ-રહ્યું. અને છેલ્લે આપત્તિનિવારક અદ્ભૂતસ્તોત્ર તરીકે 'ઉવસગ્ગહર સ્તોત્ર' આપ્યુ છે. જેમાં શ્રી પાર્શ્વનાથજીની સરળ ઉપાસના દર્શાવી છે. ટૂકમા ૩૪૮ પૃષ્ઠમાં ૐકાર, હ્રીંકાર અને કેટલાક શક્તિશાળી-મત્રોનુ સકલન છે.

## [૫]

આટલા વિવેચન પછી આ ગ્રન્થના લેખકને બે ચાર સૂચનો કરવાનુ પણ જરૂરી બને છે. આ ગ્રંથને તેઓ હિદી, અંગ્રેજી વગેરે અન્ય ભાષામાં પણ ઉતારે. તે ઉપરાત તેમનો તલસ્પર્શી ઊડો અભ્યાસ-એટલો વિપૂલ છે કે એક પ્રમાણભૂત "મત્રસંગ્રહ" કે 'મત્રસર્વસ્વ' આપણને આપે, જેમા જૈનાદિ વિવિધ સમ્પ્રદાયના તમામ મત્રોના સંગ્રહ હોય. સાધકને એમાંથી પોતાનો મનપસંદ માર્ગ મલી રહે આ-ઉપરાત ભારતમાં અત્યારે સિદ્ધ યતિઓ કે પૂજ્ય મહારાજો પાસેથી-

આવા જ્ઞાનનું અનુભવામૃત મેળવીને તે પણ રજૂ કરતા રહે. કેમકે 'થીયરી' (સિદ્ધાંત) તે થીયરી જ છે અને 'પ્રેક્ટીકલ' પ્રત્યક્ષ તે પ્રત્યક્ષજ છે. શ્રી ધીરજલાલ શાહ પોતાના વિપુલ ગ્રંથપ્રકાશનમાં આટલુ કરશે તો સુવર્ણમા સુગંધ મલશે. આ ઉપરાંત 'હ્રીં' તથા 'ઐં' એ બે બીજમંત્રો ઉપર પણ વધુ પ્રકાશ આવતી આવૃત્તિમાં પાડે તો મંત્રસાધકોને ઘણુ માર્ગદર્શન મળશે.

લેખકે પુસ્તકની ભાપા અત્યંત સરળ રાખી છે. જાણે તેઓ વાચક સાથે વાતચીત કરતા હોય તેટલી સરળતાથી લખે છે દૃષ્ટાંતો બોધકથાઓ અને ઉદાહરણો આપે છે. (રામનામનો મહિમાના પ્રકરણમાં શિકારીને માછલી ન મલવી). આ જ શૈલીએ તેઓ મંત્ર ઉપર લેખ આગળ ઉપર લખતા રહેશે.

આ ગ્રન્થ લખી શ્રી ધીરજલાલ ભાઈએ એક મોટી સેવા બજાવી છે. અને મંત્ર બાબત નિખાલસ, સરળ, સ્પષ્ટ અને સચોટ માર્ગદર્શન આપ્યુ છે. આની પૂર્વે 'મંત્રવિજ્ઞાન' 'નમસ્કાર–મંત્રસિદ્ધિ' આદિ ગ્રંથોથી આરંભેલી આ લેખનયાત્રા 'મંત્રચિંતામણિ'માં વધુ પરિપક્વ, વધુ પુષ્ટ અને વધુ પીઢ બની છે. આવો સુન્દર ગ્રંથ લખવા બદલ તેમને હાર્દિક અભિનંદન આપતાં હું આનંદ અનુભવુ છું.

દત્તજયંતી : સં. ૨૦૨૪
સિન્ધ આયુર્વેદિક ફાર્મસી,
૩૭૫, કાલબાદેવી
મુંબઈ–૨.

ડૉ. ચન્દ્રશેખર ગો. ઠક્કુર
સંપાદક : 'કિસ્મત'

# સાક્ષીભૂત ગ્રંથોની યાદી

## [ વૈદિક, પૌરાણિક, તાંત્રિક ]

૧ અગ્નિપુરાણ
૨ અથર્વવેદ–પાશુપત બ્રહ્મોપનિષદ્
૩ અથર્વવેદીય સંન્યાસોપનિષદ્
૪ અથર્વ શિરોપનિષદ્
૫ કઠોપનિષદ્
૬ કલિસંતરણ ઉપનિષદ્
૭ કલ્યાણવૃષ્ટિસ્તોત્ર
૮ કૃષ્ણ યજુર્વેદ અક્ષિ ઉપનિષદ્
૯ ,, અમૃતનાદોપનિષદ્
૧૦ ,, ગર્ભોપનિષદ્
૧૧ ,, યોગ તત્ત્વોપનિષદ્
૧૨ કૃષ્ણ યજુર્વેદીય ધ્યાન બિન્દૂપનિષદ્
૧૩ છાંદોગ્ય ઉપનિષદ્
૧૪ ,, ,, ભાષ્ય
૧૫ જ્ઞાનેશ્વર સંહિતા
૧૬ તૈત્તિરિય ઉપનિષદ્
૧૭ ત્રિપુરોપનિષદ્
૧૮ દેવી ઉપાસના
૧૯ દેવી ભાગવત
૨૦ ,, ,, ગાયત્રી સહસ્રનામ
૨૧ નાદકારિકા
૨૨ નારદીય કલ્પ
૨૩ નારાયણ ઉપનિષદ્
૨૪ પ્રણવકલ્પ
૨૫ પ્રણવવિદ્યાસ્તવન
૨૬ પ્રશ્નોપનિષદ્
૨૭ ફેત્કારી તંત્ર
૨૮ બીજમંત્રવિવેચન
૨૯ બીજાભિધાન
૩૦ બૃહદારણ્ય ઉપનિષદ્
૩૧ ભગવદ્ ગીતા
૩૨ ભૂતડામરોક્ત બીજાભિધાન
૩૩ મહાભારત–અનુશાસનપર્વ
૩૪ મંત્રવિજ્ઞાન
૩૫ મંત્રમહાર્ણવ
૩૬ મંત્રાભિધાન
૩૭ મંત્રોપચાર
૩૮ માર્કંડેય પુરાણ
૩૯ માતૃકા નિઘંટુ
૪૦ માંડૂક્યોપનિષદ્
૪૧ યાજ્ઞવલ્ક્ય સંહિતા
૪૨ યોગદર્શન

૪૩ યોગશિખોપનિષદ્
૪૪ રશ્મિમાલા
૪૫ લિંગપુરાણ
૪૬ વર્ણનિઘંટુ
૪૭ વશિષ્ટસંહિતા
૪૮ વૃદ્ધહારિતસંહિતા
૪૯ શાક્તાનંદતરંગિણી
૫૦ શારદાતિલક
૫૧ શિવપુરાણ–વિદ્યેશ્વરસંહિતા
૫૨ શુક્લ યજુર્વેદ
૫૩ ,, ,, નારાયણોપનિષદ્
૫૪ ,, ,, પ્રાતિશાખ્ય મંત્રવિભાગ
૫૫ ,, ,, શાટયનીયાય ઉપનિષદ્
૫૬ શ્રી તાન્ત્રિકોપાસના દર્પણ
૫૭ શ્રીમદ્ ભાગવત
૫૮ શ્રી શ્રીતન્ત્રાભિધાન
૫૯ ષટ્ચક્રનિરૂપણ
૬૦ ષટ્ચક્રો અને કુંડલિની શક્તિ
૬૧ સામવેદ સંન્યાસોપનિષદ્
૬૨ ,, યોગચૂડામણિ ઉપનિષદ્
૬૩ સિદ્ધાંજનભાષ્યભૂમિકા
૬૪ હંસોપનિષદ્
૬૫ હ્રીંકારવિદ્યાસ્તવન

[ જૈન ]

૬૬ અજિતશાંતિ સ્તવ
૬૭ આચારદિનકર–પૌષ્ટિકાધિકાર
૬૮ ઉવસગ્ગહરં સ્તોત્ર
૬૯ ૐકાર સ્તોત્ર
૭૦ નમસ્કાર મંત્રસિદ્ધિ
૭૧ નવકારસારથવણં
૭૨ નવતત્ત્વદીપિકા
૭૩ બ્રહ્મવિદ્યાવિધિ
૭૪ મંત્રરાજરહસ્ય
૭૫ મંત્રવ્યાકરણ
૭૬ મંત્રાધિરાજકલ્પ
૭૭ માયાબીજકલ્પ
૭૮ યોગશાસ્ત્ર
૭૯ શ્રી ઋષિમંડલસ્તોત્ર
૮૦ શ્રી ઋષિમંડલસ્તવયંત્રાલેખન
૮૧ સૂરિમંત્ર
૮૨ સૂરિમુખ્યમંત્રકલ્પ
૮૩ હ્રીંકાર વિદ્યાસ્તવન

[ અંગ્રેજી પુસ્તકો ]

૮૪ Imaginatian and its wonders
૮૫ Incredible India

卐

## અગ્રવચન

જીવનનો ઉત્કર્ષ સાધવા માટે મંત્ર એક મહાશક્તિશાળી સાધન છે. તે જીવનની જૂદી જૂદી ભૂમિકાઓ પર રહેલા મનુષ્યોને જૂદી જૂદી રીતે સહાયભૂત થાય છે. વધારે સ્પષ્ટ કહીએ તો તે ધનાર્થીને ધન આપે છે, પુત્રાર્થીને પુત્ર આપે છે; તથા આરોગ્ય, યશ કે અધિકારની ઈચ્છાવાળાને આરોગ્ય, યશ કે અધિકાર આપે છે; વળી તે વિવિધ પ્રકારના ભયોમાંથી રક્ષણ કરે છે; કોઈ વ્યાધિ, રોગ કે પીડાએ પીછો પકડ્યો હોય તો તેનું નિવારણ કરે છે; અને આધ્યાત્મિક વિકાસ દ્વારા પરમાત્મપદે પહોંચવાની અભિલાષા હોય તો તેમાં પણ છેવટ સુધી મદદ કરે છે.

આ વિરાટ્ વિશ્વમાં એવો કોઈ પદાર્થ નથી કે એવી કોઈ વસ્તુ નથી કે જે મંત્રશક્તિના પ્રભાવે પ્રાપ્ત કરી શકાય નહિ; તેથી જ આપણા પ્રાચીન મહાપુરુષોએ તેને કલ્પવૃક્ષ, કામધેનુ કે ચિંતામણિ રત્નની ઉપમા આપી છે અને તેની સાધના, આરાધના કે ઉપાસના કરવા પર ખાસ ભાર મૂકેલો છે.

મંત્રનું વાસ્તવિક સ્વરૂપ શું છે? તેમાં શક્તિ કઈ રીતે ઉત્પન્ન થાય છે? તેના કેટલા પ્રકારો છે? તેની કેટલી

અવસ્થાઓ છે? તેની સાધના કરનારમાં કેવી યોગ્યતા હોવી જોઈએ? તે માટે ગુરુની કેટલી આવશ્યકતા છે? સાધનાનો ક્રમ શો છે? તે કઈ વિધિએ આગળ વધે છે? મંત્રસિદ્ધિ થવાનાં લક્ષણો શું છે? મંત્રસિદ્ધિ થયા પછી તેના પ્રયોગો કેવી રીતે થાય છે? વગેરે અનેક મહત્ત્વની બાબતો અમે થોડા સમય પૂર્વે પ્રકટ કરેલા 'મંત્રવિજ્ઞાન' નામના ગ્રંથમાં ચર્ચેલી છે, એટલે અહીં તેનું વિવેચન કરતા નથી. પ્રજ્ઞાવંત પાઠકો પ્રથમ તેનું વાંચન-મનન કરીને પછી જ આ ગ્રંથમાં પ્રવેશ કરે, એવું અમારું વિનમ્ર સૂચન છે.

ખેતર બરાબર ખેડાયેલું હોય તો તેમાં ધાન્ય સારા પ્રમાણમાં પાકે છે, અથવા વસ્ત્ર નિર્મલ થયેલું હોય તો તેના પર રંગ બહુ સારો ચડે છે. એ જ રીતે શંકા-કુશંકાઓથી રહિત થયેલું મન વિવક્ષિત વિષયને સારી રીતે ગ્રહણ કરે છે અને તેથી કરવા ધારેલી જ્ઞાનયાત્રા ઝડપથી આગળ વધે છે. તાત્પર્ય કે મંત્રવિદ્યા અંગે પ્રથમ પાઠકનું મન શંકા-કુશંકાઓથી રહિત થવાની જરૂર છે અને તે દૃષ્ટિને લક્ષ્યમાં રાખીને જ ઉક્ત મંત્રવિજ્ઞાન ગ્રંથનું આલેખન કરવામાં આવ્યું છે. અન્ય શબ્દોમાં કહીએ તો ઉક્ત ગ્રંથ મંત્રવિદ્યારૂપી મહાલયની ભૂમિકા જેવો છે અને પ્રસ્તુત ગ્રંથ તેના પર કરાયેલા ચણતર સમાન છે, એટલે 'મંત્રવિજ્ઞાન'ને પૂર્વાર્ધ અને 'મંત્રચિંતામણિ'ને ઉત્તરાર્ધ સમજીને તેનું પઠન-પાઠન કરનારાઓને વિશેષ લાભ થવા સંભવ છે.

મંત્રશાસ્ત્રની રચના જનસંસર્ગથી મોટા ભાગે દૂર

રહેનારા તથા સંયમ, તપ અને યોગની આરાધના કરવામાં આનંદ માનનારા ભારતના ઋષિમુનિઓએ કરેલી છે, પરંતુ તે પરથી કોઈ એમ કહેવા ઇચ્છતું હોય કે તેમાં કંઈ વૈજ્ઞાનિક તથ્ય નથી, તો એ ગંભીર ભૂલ છે. સત્ય હકીકત એ છે કે આપણા ઋષિ–મુનિઓ માત્ર સંયમી, માત્ર તપસ્વી કે માત્ર યોગસાધકો જ નહિ, પરંતુ જ્ઞાનના સમર્થ ઉપાસકો હતા અને વિશ્વની દરેક ઘટના અંગે ઊંડો વિચાર કરી તેમાંથી વૈજ્ઞાનિક તથ્યો તારવવાનું સામર્થ્ય ધરાવતા હતા, તેથી જ તેમણે રચેલાં વિવિધ શાસ્ત્રોમાં વિજ્ઞાનની ઝલક દેખાય છે અને તે જીવનનો ઉત્કર્ષ કે અભ્યુદય સાધવામાં અતિ ઉપયોગી પુરવાર થયાં છે.

વિરાટ્ વિશ્વનું અવલોકન, આકાશી પદાર્થોનું યોગ્ય વર્ગીકરણ, તેની માનવજીવન પર થતી અસરો, શકિત અને શબ્દની ગહન વિચારણા, વસ્તુના ગુણધર્મોનું સૂક્ષ્મ વિવેચન, અણુ–પરમાણુના સિદ્ધાંતની વિશદ ચર્ચા, રસાયણની શોધ, જીવસૃષ્ટિનું વ્યવસ્થિત નિરૂપણ, ગણિતની ભિન્ન ભિન્ન પ્રક્રિયાઓ તથા ક્ષેત્ર અને કાલના સૂક્ષ્માતિસૂક્ષ્મ વિભાગો વગેરે તેમની વૈજ્ઞાનિક દૃષ્ટિ પૂરવાર કરવા માટે પૂરતા નથી શું ?

'આપણે અંધકાર યુગમાં જીવતા હતા અને પશ્ચિમના લોકોએ જ્ઞાન–વિજ્ઞાનનો પ્રકાશ આપ્યો' આવો પ્રચાર છેલ્લાં દોઢસો વર્ષથી આ દેશમાં એકધારો ચાલુ રહ્યો છે, પણ તેમાં કંઈ તથ્ય નથી. વધારે સ્પષ્ટ કહીએ તો તે એક પ્રકારનું જૂઠાણું છે અને રાજદ્વારી હેતુ સિદ્ધ કરવા માટે ઇરાદાપૂર્વક

ફેલાવવામાં આવેલું છે. તટસ્થ ભાવે કરાયેલું ઇતિહાસનું અવલોકન તો એમ કહે છે કે જ્યારે જગતની અન્ય પ્રજાઓ અજ્ઞાનરૂપી અંધકારથી સબડતી હતી અને ધર્મ-કર્મની + ભાવનાથી સાવ જ અપરિચિત હતી, ત્યારે ભારતવર્ષમાં જ્ઞાનનો માર્તંડ અનેરી આભાથી પ્રકાશતો હતો અને તેના સામાન્ય માનવીઓ પણ ધર્મ-કર્મની ભાવનાથી રંગાયેલા હતા.

સુજ્ઞજનોએ અહીં એ વિચાર કરવો ઘટે કે જે દેશમાં અનેક અવતારી પુરુષો થયા હોય, અનેક તીર્થંકરો અને અનેક તથાગતોએ ભવ્ય જ્ઞાનગંગા વહાવી હોય તથા વિદ્વાનોના વૃંદોએ વિવિધ વિષયના સહસ્રાવધિ ગ્રંથોની રચના કરી હોય, ત્યાં અંધકારયુગ ક્યાંથી હોય? બાકી ચડતી-પડતીનું ચક્ર તો દરેક દેશ અને દરેક પ્રજા પર ફરી વળે છે અને તેના લીધે પરિસ્થિતિમાં કેટલુંક પરિવર્તન થાય છે. એ રીતે આ દેશની પરિસ્થિતિમાં કેટલુંક પરિવર્તન થયું છે અને સ્વાર્થી તત્ત્વોએ મંત્રવિદ્યાનો દુરુપયોગ કરતાં મંત્રવિદ્યા નિંદાઈ છે. આજે પણ કેટલાક અંશે તેવી જ પરિસ્થિતિ છે, તેથી મંત્રવિદ્યા પોતાનું મૂળભૂત ગૌરવ-ભર્યું સ્થાન પ્રાપ્ત કરી શકતી નથી. પરંતુ સમજુ-શાણા લોકોનું એ કર્તવ્ય છે કે તેઓ આ વિદ્યાનો-આ વિજ્ઞાનનો ઊંડાણથી અભ્યાસ કરે અને તેમાં જે કલ્યાણકારી તત્ત્વો રહેલાં છે, તેને પ્રકાશમાં લાવવાનો પુરુષાર્થ આદરે.

**મેક્સમૂલર** એક ધુરંધર લોકપ્રસિદ્ધ પશ્ચિમી વિદ્વાન્

+ અહીં કર્મનો અર્થ નિત્ય-નૈમિત્તિક કર્મ સમજવો.

ગણાય છે. તેણે ભારતના ઋષિ–મુનિઓએ રચેલાં શાસ્ત્રોની મુક્ત કંઠે પ્રશંસા કરી છે અને તેમાં રહેલાં વૈજ્ઞાનિક તથ્યોને ભાવભરી અંજલિ આપી છે. ફ્રાંસ દેશના એક મહાન વિદ્વાન્ **વિકટર કઝુજને** લખ્યું છે કે, 'ભારતમાં ઉગેલા વિજ્ઞાન-સૂર્યના પ્રચંડ તેજની સામે પશ્ચિમદેશીય વિજ્ઞાનશાસ્ત્ર એક ઝાંખા દીવા જેવું છે. તેનો પ્રકાશ કોઈ પણ ક્ષણે લુપ્ત થઈ જવા સંભવ છે.' વિખ્યાત વિદ્વાન્ **શોપનહોરે** જણાવ્યું છે કે, 'ભારતીય વિદ્યાઓની મહત્તા માટે મોટા મોટા ગ્રંથો લખવામાં આવે તો પણ તેનું પૂર્ણ વર્ણન થઈ શકે એમ નથી.' તાત્પર્ય કે આપણા ઋષિ–મુનિઓએ વિવિધ વિદ્યાઓનો અને ખાસ કરીને મંત્રવિદ્યાનો જે વારસો આપણને આપ્યો છે, તે વૈજ્ઞાનિક તથ્યોથી ભરપૂર છે અને તેથી પૂરેપૂરો શ્રદ્ધેય છે.

મંત્રવિદ્યાની સત્યતા અને ઉપયોગિતા હવે વિદેશી વિદ્વાનોને પણ સારી રીતે સમજાવા લાગી છે. **પી. થોમસ** નામના એક વિદેશી વિદ્વાને 'Incredible India—**ન મનાય તેવું હિંદ**' એ નામના પુસ્તકમાં કહ્યું છે કે, 'મંત્ર એ ગૂઢ શાસ્ત્રોનું એક અગત્યનું અંગ છે. ખરેખર તો આર્યોની ગૂઢ વિદ્યા એ મંત્રશાસ્ત્ર જ છે. 'શબ્દ' પછી તે બોલાયેલો હોય કે લખાયેલો હોય, એ અનાદિ અને જાદુઈ શક્તિથી યુક્ત છે. આ માન્યતાના પાયા ઉપર જ મંત્રશાસ્ત્ર રચાયેલું છે. ચોક્કસ રીતે રચાયેલાં વાક્યો કે શબ્દોનું વારંવાર ભારપૂર્વક ઉચ્ચારણ કરવાથી સર્વ કામના:

સિદ્ધ થાય છે. આ માન્યતા ગ્રીક લોકોના ‘લોગોસ’ અને ‘ન્યુ ટેસ્ટામેન્ટ’ના શબ્દોનું ભૌતિકરણ (Words made flesh) ને લગતી છે.

**આર્થર લોવેલે** ‘Imagination and its wonders—**કલ્પના અને તેના ચમત્કારો**’ નામના પુસ્તકમાં કહ્યું છે કે, ‘શબ્દમાં રહેલી ગર્ભિત શક્તિ પર મંત્રની યોજના થયેલી છે કે જેને પ્રબળ ઇચ્છાશક્તિ તથા વિશાલ કલ્પના વડે ગતિમાન કરવામાં આવે છે. કુદરતની વિવિધ શક્તિઓ વચ્ચે કોઈ સ્પષ્ટ ભેદરેખા નથી, એટલે ગતિના એક પ્રવાહને બીજા પ્રવાહમાં પલટી શકાય છે. કુદરતની બીજી વસ્તુઓની માફક શબ્દ પણ ઈથરની ગતિનું એક પરિણામ છે, એટલે તે ચોક્કસ ઘટનાઓ ઉત્પન્ન કરવામાં ઘણો અસરકારક ભાગ ભજવે છે.’

અહીં એ પણ જણાવી દઈએ કે મંત્રવિદ્યાનાં ઘણાં અંગ-પ્રત્યંગો છે અને તેની ઉપાસનાને લગતી અનેક પ્રકારની પદ્ધતિઓ અસ્તિત્વમાં આવેલી છે, એટલે તેનો પાર પામવો સહેલો નથી. એક મનુષ્ય વિદ્વાન્ થઈને તેનો જીવનભર અભ્યાસ કરે ત્યારે જ મંત્રવિદ્યાનું કંઈક રહસ્ય પામી શકે છે અને તેના વિધિવિધાનોથી પરિચિત થાય છે. અમને પોતાને મંત્રના વિષયમાં પ્રવેશ કરતાં તથા કિંચિત્ રહસ્ય પ્રાપ્ત કરતાં બે દાયકા કરતાં પણ અધિક સમય લાગેલો છે. તેમાં કેટલીક વાર તો ‘ખોદીએ ડુંગર અને નીકળે ઊંદર’ એવો અનુભવ પણ થયો છે.

'અમુક જંગલમાં અમુક મહાત્મા રહે છે, તે મંત્રશાસ્ત્રના સારા જાણકાર છે.' એવું ઘણા માણસો પાસેથી સાંભળ્યા પછી તે જંગલનો સાહસભર્યો પ્રવાસ ખેડીએ, ત્યારે ત્યાં મહાત્માનાં દર્શન જ થાય નહિ કે દર્શન થાય તો મંત્રશાસ્ત્ર અંગે કોઈ વિશિષ્ટ માહિતી મળે નહિ. સામાન્ય લોકોએ તો બાહ્ય દેખાવ કે પ્રચાર પરથી તેના વિષે અમુક પ્રકારની ધારણા બાંધી લીધેલી હોય છે અને તે જ આપણી આગળ રજૂ કરતા હોય છે, પણ જ્યારે એ બાબતમાં ઊંડા ઉતરીએ ત્યારે જ સાચી સ્થિતિ ખ્યાલમાં આવે છે.

એક વાર ઘણી જહેમત પછી એક ગ્રંથભંડારનો પત્તો લાગ્યો કે જેમાં મંત્રવિષયક કેટલાક મહત્ત્વના ગ્રંથો હોવાનો સંભવ હતો, એટલે તેના ટ્રસ્ટીઓને મળ્યા, તેના વ્યવસ્થાપકને મળ્યા અને તે ગ્રંથભંડારના ગ્રંથોની સૂચી મેળવી. તેમાં મંત્રવિષયક ત્રણ–ચાર સુંદર ગ્રંથોનાં નામ જોતાં અમારા હર્ષનો પાર રહ્યો નહિ. પછી કેટલાક પ્રયત્ને વ્યવસ્થાપક પાસેથી ગ્રંથભંડારની ચાવી મેળવી અને તેમાં રહેલા ગ્રંથોનું નિરીક્ષણ કર્યું તો મંત્રવિષયક એક પણ ગ્રંથ હાથ લાગ્યો નહિ! બીજા પણ કેટલાક ગ્રંથો તેમાંથી ગુમ થયેલા હતા! વ્યવસ્થાપકને પ્રશ્ન કર્યો કે, 'આમ કેમ?' તો તેણે જણાવ્યું કે, 'કોઈ લઈ ગયું હશે.' ફરી પ્રશ્ન કર્યો કે, 'તેની કંઈ પણ યાદી ખરી?' વ્યવસ્થાપકે કહ્યું કે, 'કોઈ ગ્રંથો ઉઠાવી જાય તેની યાદી ક્યાંથી હોય? અહીં તો બધું આમ જ ચાલે છે. અમે ઘરનો ધંધો–ધાપો

છોડીને આખો દિવસ તેની સંભાળ રાખવા નવરા નથી. સમય મળે તો અહીં આવીએ છીએ અને ગ્રંથભંડારનું કામ સંભાળીએ છીએ.'

અમે તે મહાશયને વિશેષ પ્રશ્ન કર્યો નહિ, પણ અમારા અંતરમાંથી અફસોસની ઊંડી આહ નીકળી ગઈ અને અત્યંત ખેદપૂર્વક ત્યાંથી વિદાય લીધી.

દક્ષિણ ભારતનો આ કિસ્સો છે કે જ્યાં આજે પણ મંત્રવિષયક ઘણી મહત્ત્વની સામગ્રી સંગ્રહાયેલી છે, પણ કાલના કુટિલ પ્રભાવથી ત્યાં આ પ્રકારની સ્થિતિ નિર્માણ થઈ રહી છે.

ગુજરાત, રાજસ્થાન તથા માલવામાં મંત્રવિષયક ઘણાં ગ્રંથો હતા. ખાસ કરીને જૈન જતીઓએ તેનો વિશાલ સંગ્રહ એકઠો કર્યો હતો, પણ પરિસ્થિતિમાં પલટો આવતાં એ સંગ્રહો ચૂંથાઈ ગયા અને તેમાંના કેટલાયે મહત્ત્વના ગ્રંથો મામૂલી મૂલ્યમાં વિદેશીઓના હાથમાં પહોંચી ગયા. અમને વધારે ખેદ તો ત્યારે થયો કે જ્યારે અમે મંત્રગ્રંથનાં પાનાઓથી દવા તથા ગંધિયાણાનાં પડીકાંઓ વળાતાં જોયાં. આમ છતાં ગુજરાત, રાજસ્થાન તથા માલવાના ગ્રંથભંડારોમાં ઘણા મંત્રગ્રંથો વિદ્યમાન છે અને તે જિજ્ઞાસુઓને અભ્યાસની વિપુલ સામગ્રી પૂરી પાડે છે.

યુક્તપ્રાંત, બિહાર, બંગાળ, આસામ વગેરે પ્રદેશમાં આજે કેટલાક મંત્રવાદીઓ–મંત્ર વિશારદો મૌજુદ છે, પણ તેઓ પોતાના મંત્રસંપ્રદાયની દીક્ષા ન લીધી હોય તેવી

કોઈ પણ વ્યક્તિ સાથે મંત્ર સંબંધી કંઈ પણ વાત કરવા તૈયાર નથી. જેને સુશિક્ષિત કહીએ અને અન્ય બાબતોમાં ઉદાર મતવાદીનું બિરુદ આપીએ, તેમની સ્થિતિ પણ આવી જ છે. ગમે તેવો પ્રયત્ન કે વિનંતિ કરવા છતાં તેઓ આપણને તેમની મંત્રોપાસના–પદ્ધતિ અંગે કશી માહિતી આપતા નથી, એટલું જ નહિ પણ તેમના પ્રમાણભૂત સાહિત્યનો નિર્દેશ પણ કરતા નથી. તેઓ 'ગોપનીય' ના સિદ્ધાંતને અતિ ચૂસ્તતાથી વળગી રહેલા છે.

નેપાલ રાજવંશીય લેફ્ટેનન્ટ જનરલ **ધનશમશેર જંગ બહાદૂર રાણા** કે જેમણે તંત્રોપાસનામાં ઘણો રસ લીધો હતો અને જેમનું તંત્રવિષયક જ્ઞાન જોઈને વિદ્વાનો તરફથી 'વિશ્વવિજયી કુલશિરોમણિ' ની પદવી આપવામાં આપી હતી, તેમણે '**શ્રીતાન્ત્રિકોપાસનાદર્પણ**' ના પ્રથમ ખંડની ભૂમિકામાં આ પરિસ્થિતિની આલોચના કરતાં જણાવ્યું છે કે 'હિંદુ ધર્મનાં તંત્રશાસ્ત્રોનાં રહસ્યોનો દિન-પ્રતિદિન હ્રાસ થઈ રહ્યો છે, એ ઘણા જ ખેદની વાત છે. હકીકત એ છે કે તંત્રશાસ્ત્રના ગ્રંથો અસંખ્ય છે અને તેમાંથી ચૂંટી–ચૂંટીને તથા પોતાના અનુભવથી સિદ્ધ કરીને અનેક-ગુરુઓએ અનેક પરંપરાઓ કાઢેલી છે. તે બધીને જાણવાનું કામ અસંભવિત છે. કેવલ પોતાની જ ગુરુપરંપરાની વાત યથાર્થપણે જાણનારા સાધકો પણ એ 'ગોપનીય' ના વિચારમાં મગ્ન થઈ રહ્યા છે. કેટલાયે જ્ઞાતા સાધક લોક પૂર્વોક્ત વિચારથી જેટલો પ્રકાશ કરવા યોગ્ય હતો, તેટલો પ્રકાશ

પણ ન કરતાં દેહ છોડીને ચાલ્યા ગયા છે અને પોતાનું અનુભવજન્ય સકલ જ્ઞાન પોતાની સાથે લેતા ગયા છે. નહિ તો આજ સુધીમાં તંત્રશાસ્ત્રની ઘણી ઉન્નતિ થઈ હોત!'

પરિસ્થિતિ આ પ્રકારની હોઇને 'મંત્રવિજ્ઞાન' ગ્રંથનું નિર્માણ કરતાં અમને ઘણો જ પરિશ્રમ પડયો હતો અને પ્રસ્તુત ગ્રંથના નિર્માણમાં પણ એ અવસ્થા રહી છે; પરંતુ અમને એ વસ્તુનો સંતોષ છે કે આવી પરિસ્થિતિમાં પણ અમે જિજ્ઞાસુ સ્ત્રી-પુરુષોના કરકમલમાં મંત્રવિદ્યાવિષયક કેટલીક પ્રમાણભૂત અને વિશ્વસનીય માહિતી રજૂ કરી શક્યા છીએ.

આ ગ્રંથના પ્રથમ ખંડમાં અત્રે મંત્રાધિરાજ ૐકારનો મહિમા વેદો, ઉપનિષદો, પુરાણો, તંત્રગ્રંથો, તેમજ જૈનોના મંત્રસાહિત્યના આધારે વિસ્તારથી વર્ણવ્યો છે, તેના અર્થ-સંકેત વગેરે અંગે વિપુલ માહિતી આપી છે તથા તેની ઉપાસનાપદ્ધતિનું વિસ્તારથી વર્ણન કર્યું છે. વૈદિક સંપ્રદાયમાં આમ તો શૂદ્રો તથા સ્ત્રી માટે ૐકારની ઉપાસનાનો નિષેધ કરવામાં આવ્યો છે, પરંતુ કોઈ શુદ્ધ ચિત્તવાળા થઈને વૈરાગ્ય-નિષ્કામ ભાવે તેનું સ્મરણ આદિ કરવા ઇચ્છે તો કરી શકે છે. આ વસ્તુ 'સહસ્રનામાર્થવાદ' નામના ગ્રંથમાં સ્પષ્ટ શબ્દોમાં લખેલી છે. બીજું જૈન તથા બૌદ્ધ ધર્મમાં તો ૐકારની ઉપાસના માટે કોઈ વર્ણ કે લિંગનો નિષેધ નથી, એટલે અમે તેની ઉપાસનાનો વિધિ ઉપર જણાવ્યું તેમ વિસ્તારથી બતાવ્યો છે.

આ ગ્રંથના બીજા ખંડમાં હ્રીઁકારનો મહિમા ઘણાં શાસ્ત્રો, કલ્પો તથા અન્ય સાહિત્યના આધારે વિસ્તારપૂર્વક રજૂ કરવામાં આવ્યો છે, તેના શાસ્ત્રીય સંકેતો અંગે પ્રકાશ પાડવામાં આવ્યો છે તથા તેની ઉપાસના વિધિઓનું વિસ્તૃત વિવેચન કરેલું છે. જૈન ધર્મમાં હ્રીઁકારની જે વિશિષ્ટ ઉપાસના છે, તેનો એક વિસ્તૃત પ્રકરણ દ્વારા ખ્યાલ આપવામાં આવ્યો છે. જેઓ માત્ર હ્રીઁકારની ઉપાસના કરવા ચાહતા હોય, તેમને આ સામગ્રીમાંથી ઘણું માર્ગદર્શન મળી રહેશે.

આ ગ્રંથના ત્રીજા ખંડમાં કેટલાક ઉપયોગી મંત્રો અને મંત્રપ્રયોગો આપવામાં આવ્યા છે અને તે અંગે જરૂરી વિવેચન કરવામાં આવ્યું છે. તેનાથી પાઠકો ઘણા લાભાન્વિત થઈ શકશે.

ટૂંકમાં પ્રસ્તુત ગ્રંથ પાઠકોને માટે ચિંતામણિ રત્ન જેવો પુરવાર થાય, તે માટે પૂરતો પ્રયત્ન કરવામાં આવ્યો છે. તેનો કેવો અને કેટલા પ્રમાણમાં લાભ લેવો ? તેનો પાઠકોએ પોતે નિર્ણય કરવાનો છે. આમ છતાં અહીં મિત્રભાવે એટલો અનુરોધ કરીએ છીએ કે તમને કુલપરંપરાથી અથવા ગુરુની કૃપાથી કોઈ મંત્ર મળી ગયો હોય અને તેની ઉપાસના કરવાથી આનંદ–સંતોષ પ્રવર્તતો હોય તો ખુશીની વાત છે, અન્યથા ૐકાર કે હ્રીઁકારમાંથી કોઈ પણ એક મંત્રરાજની પસંદગી કરી તેની ઉપાસના કરવાનો

નિર્ણય કરો અને તેમાં મક્કમ પગલે આગળ વધો તો આ જીવનમાં ઘણું ઘણું કરી શકશો અને અપૂર્વ આત્મ-સંતોષની લાગણી અનુભવી શકશો.

આ અગ્રવચન સમાપ્ત કરતાં એ પણ જણાવી દઈએ કે મંત્રનો વિષય ગહન છે, એટલે કેટલીક બાબતો તરત સમજમાં ન આવે એ બનવા યોગ્ય છે, પરંતુ આ ગ્રંથને બે-ત્રણવાર શાંત ચિત્તે વાંચશો-વિચારશો તથા તેના પર કેટલુંક મનન કરવાનું રાખશો તો એ મુશ્કેલીને સહેલાઈથી પાર કરી શકશો અને તેના પરમાર્થ સુધી પહોંચી શકશો.

જે મનુષ્યે મંત્રનો પરમાર્થ જાણ્યો છે, તે વહેલો કે મોડો મંત્રની ઉપાસના અવશ્ય કરવાનો અને એ રીતે જીવનને સફલ બનાવવાનો, એવો અમને વિશ્વાસ છે.

અગ્રવચનમાં આથી વિશેષ શું કહીએ?

[૧]

# ૐકારનો મહિમા

'આ વસ્તુ સરસ છે, અતિ મહત્ત્વની છે કે અતિશય લાભદાયી છે' એવો ખ્યાલ આવ્યા પછી જ તેના માટે આકર્ષણ થાય છે, તેના માટે પ્રેમ જાગે છે અને તેના માટે જે કંઈ પ્રયત્ન, પ્રયાસ કે પુરુષાર્થ કરવાની જરૂર જણાય, તે કરવાનો ઉત્સાહ પ્રકટે છે.

'હિમાલયની શોભા અપૂર્વ છે.' 'કાશ્મીર એક અતિ સુંદર પ્રદેશ છે.' 'તાજમહાલ એક વાર જીંદગીમાં અવશ્ય જોવા જેવો છે.' આવો ખ્યાલ ઉત્પન્ન થવાથી જ આજે દૂર-સુદૂરના હજારો પ્રવાસીઓ આપણા દેશમાં આવે છે અને તેની સરસતા, સુંદરતા કે ભવ્યતા નિહાળીને પોતાના દિલ તથા દિમાગને પ્રસન્ન કરી રહ્યા છે.

'વનરાજ અર્થાત્ સિંહને નજીકથી નિહાળવાનું શક્ય છે અને એકી સાથે બે, ત્રણ, ચાર કે તેથી પણ વધારે સિંહો નિર્ભયપણે જોઈ શકાય છે' એવો ખ્યાલ આવ્યા પછી સૌરાષ્ટ્ર-ગીરનાં જંગલમાં દર વર્ષે દેશ-વિદેશના હજારો

પ્રવાસીઓ આવવા લાગ્યા છે અને વનરાજોની લીલા નિહાળીને આનંદ અનુભવવા લાગ્યા છે.

માનવસ્વભાવની આ ખાસિયત ધ્યાનમાં રાખીને જ આપણા ઋષિ–મહર્ષિઓએ, આપણા સાધુ–સંતોએ તીર્થોનાં માહાત્મ્ય રચ્યાં છે તથા મંત્રોનો મહિમા ગાયો છે. તેનું શ્રવણ કરીને પ્રતિવર્ષ લાખો મનુષ્યો તીર્થયાત્રા કરે છે તથા મંત્રોપાસના કરવાને પ્રવૃત્ત થાય છે.

આમ તો ૐકાર શબ્દ આપણ સહુને પરિચિત છે અને તે એક પવિત્ર મંત્ર છે, તે પણ જાણીએ છીએ, પરંતુ તેનો વાસ્તવિક .મહિમા શો છે? તેનો આપણને ખ્યાલ નથી. ખાસ કરીને આધુનિક શિક્ષા પામેલો યુવાનવર્ગ તો તેનાથી અનભિજ્ઞ જ છે, તેથી જ અમે પ્રસ્તુત પ્રકરણમાં ૐકારનો મહિમા રજૂ કરવાનું મુનાસબ માન્યું છે. અમને ખાતરી છે, વિશ્વાસ છે કે ૐકારનો મહિમા જાણ્યા પછી હજારો હૈયાં તેનાં તરફ આકર્ષાશે અને તેની નિત્ય–નિયમિત ઉપાસના કરવાના નિર્ણય પર આવી જશે.

શુક્લ યજુર્વેદના બીજા અધ્યાયમાં કહ્યું છે કે ‘ ૐ પ્રતિષ્ઠ–હે પરમાત્મન્! અમે જે કંઈ ઇચ્છીએ છીએ તે સ્થિર થઈ જાય.’ તેના ચાલીશમા અધ્યાયમાં કહ્યું છે કે ‘ ૐ खम् ब्रह्म–ૐ એ આકાશ સમાન વ્યાપક બ્રહ્મ છે.’ વળી એજ અધ્યાયમાં ‘ ૐ क्रतो स्मर ’ એ શબ્દ વડે એમ જણાવ્યું છે કે ‘ હે સત્ય સંકલ્પવાળા સાધક! સર્વવ્યાપી પરમાત્માનું સ્મરણ કર. ’

શુક્લયજુર્વેદના પ્રાતિશાખ્ય મંત્રવિભાગમાં પણ તેનો મહિમા જોવા મળે છે. જેમ કે—

ओङ्कारः स्वाध्यायादौ ॥ ८ ॥

'સ્વાધ્યાયના પ્રારંભમાં ૐકારનું ઉચ્ચારણ કરવું, કારણ કે તે પરમ માંગલિક છે.'

ओङ्कारः वेदेषु ॥ ९ ॥

'સર્વ વેદોમાં ૐકાર શ્રેષ્ઠ છે.'

ओमिति नामनिर्देशो ब्रह्मणः ॥ ११ ॥

'ૐકાર એ પરબ્રહ્મનો નામ નિર્દેશ છે.'

શુક્લયજુર્વેદ-કલ્પસૂત્રમાં કહ્યું છે કે—

ॐकारश्चाथशब्दश्च द्वावेतौ ब्रह्मणः पुरा ।
कण्ठं भित्वा विनिर्यातौ तस्मान्माङ्गलिकावुभौ ॥

'ૐકાર' તથા 'અથ' શબ્દ આ બંને સૌથી પહેલાં બ્રહ્માના કંઠનું ભેદન કરીને નીકળેલા છે, તેથી બંને માંગલિક છે.'

શુક્લ યજુર્વેદના તારસારોપનિષદમાં જણાવ્યું છે કે—

ओमित्येदक्षरं परं ब्रह्म तदेवोपासितव्यम् ।

'ૐકાર મંત્ર પરબ્રહ્મ રૂપ છે, તેથી તેની જ ઉપાસના કરવી જોઈએ.'

શુક્લ યજુર્વેદની શાટચાયનીય ઉપનિષદ્‌માં જણાવ્યું છે કે—

ओमित्यात्मानमव्यग्रो ब्रह्मण्यग्नौ जुहोति यत् ।
ज्ञानयज्ञः स विज्ञेयः सर्वयज्ञोत्तमोत्तमः ॥

'સ્થિર મન વડે ૐકારનો જપ કરતો જે યોગી પોતાના આત્માને બ્રહ્મરૂપ અગ્નિમાં હોમે છે, તે સર્વ યજ્ઞોમાં ઉત્તમોત્તમ જ્ઞાનયજ્ઞ છે, એમ જાણવું.'

કૃષ્ણયજુર્વેદના અક્ષિ-ઉપનિષદ્માં કહ્યું છે કે-

'ओङ्कारमात्रमखिलम् ॥

'સંપૂર્ણ જગત્ ૐકારમય છે.'

કૃષ્ણયજુર્વેદના ગર્ભોપનિષદ્માં કહ્યું છે કે-

'गर्भे चेतसा ओङ्कारं चिन्तयति ॥'

'મનુષ્ય જ્યારે માતાના ગર્ભમાં હોય છે, ત્યારે ચિત્તવૃત્તિ વડે ૐકારનું ચિંતન કરે છે.'

કૃષ્ણયજુર્વેદના યોગતત્ત્વોપનિષદ્માં કહ્યું છે કે-

सर्वविघ्नहरो मन्त्रः प्रणवः सर्वदोषहा ।
एवमभ्यासयोगेन सिद्धिरारम्भसम्भवा ॥

'પ્રણવ-ૐકાર એ સર્વે વિઘ્નોને હરનારો તથા સર્વ દોષોનો વિનાશ કરનારો મંત્ર છે. આ રીતે (મનમાં સ્થિર નિર્ણય રાખી) જપ કરવાથી મંત્રસિદ્ધિ પ્રકટ થવાનો આરંભ સંભવે છે.'

સામવેદ-સંન્યાસોપનિષદ્માં કહ્યું છે કે-

''माङ्गल्यं पावनं धर्म्यं सर्वकामप्रसाधनम् ।
ॐकारं परमं ब्रह्म सर्वमन्त्रेषु नायकम् ॥

'ॐकार मंत्र मंगलमय छे, पवित्र छे, धर्मरूप छे, सर्व कामनाओनो साधक छे तथा परब्रह्मनुं प्रतीक छे (अने ते ज कारणे ते) सर्व मंत्रोनो नायक छे.'

अथर्ववेदना पाशुपतब्रह्मोपनिषद्‌मां जणाव्युं छे के-

तत्प्रणवहंससूत्रेणैव ध्यानमाचरन्ति ।

'तेथी प्रणवरूप हंससूत्रथी ज ध्यान धरे छे.'

तैत्तिरीय उपनिषद्‌मां कह्युं छे के-

ओमिति ब्रह्म ॥ ९-८ ॥

'ॐकार ए अक्षरब्रह्म छे'

मांडूक्योपनिषद्‌मां कह्युं छे के-

'ओमत्येदक्षरमिदं सर्वं तस्योपव्याख्यानम् । भूतं भवद् भविष्यदिति सर्वमोङ्कार एव । यच्चान्यत् त्रिकालातीतं तदप्योङ्कार एव ॥

'ॐकार ए अक्षरब्रह्म छे. आ बधो शास्त्ररूप विस्तार तेनुं उपव्याख्यान एटले निकटतम वर्णन छे. भूत, वर्तमान अने भविष्य ए त्रणेय कालमां थनारां बधां कार्यो ॐकारमां ज व्याप्त छे. अने जे उपर्युक्त त्रण कालथी अतीत छे, ते सर्व पण ॐकारमय छे, ॐकारमां ज अंतर्गत छे.'

मांडूक्योपनिषद्‌मां ए पण कहेवायुं छे के-

ओमित्येव ध्यायथ आत्मानं स्वस्ति वः पाराय तमसः परस्तात् ।

'તમે ૐકારરૂપી પોતાના આત્માનું ધ્યાન ધરો. એનાથી તમારું કલ્યાણ થશે. અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરી તમે સ્વયં જ્યોતિર્મય આનંદપૂર્ણ બ્રહ્મસ્વરૂપ બની જશો.'

છાંદોગ્ય ઉપનિષદ્‌ના પહેલા અધ્યાયમાં ૐકારનો મહિમા અનેક રીતે વર્ણવ્યો છે. તેમાં કહ્યું છે કે–

'સમસ્ત ભૂતોનો સાર પૃથ્વી છે; પૃથ્વીનો સાર જલ છે; જલનો સાર ઔષધિ (ધાન્યાદિ) છે; ઔષધિનો સાર પુરુષ છે; પુરુષનો સાર વાણી છે; વાણીનો સાર ઋચાઓ છે; ઋચાઓનો સાર સામવેદ છે; અને સામવેદનો સાર ઉદ્‌ગીથરૂપ ૐકાર છે. તે ૐકાર જ સારભૂત વસ્તુઓમાં સારતમ અષ્ટમ વસ્તુ છે, સર્વોત્કૃષ્ટ અને સર્વથી મહાન છે.'

'પ્રજાપતિ બ્રહ્માએ સાર વસ્તુનું અન્વેષણ કરવા માટે ચૌદ ભુવનનું અવલોકન કર્યું, ત્યારે તેમને ઋક્, યજુષ્ અને સામરૂપ વેદત્રયી સારરૂપે પ્રતીત થઈ. પશ્ચાત્ વેદત્રયીનું આલોચન કર્યું, ત્યારે તેમાં 'ભૂઃ ભુવઃ અને સ્વઃ' એ ત્રણ વ્યાહૃતિઓ સારરૂપમાં પ્રતીત થઈ. અનંતર તેમણે આ ત્રણ વ્યાહૃતિઓનું પણ આલોચન કર્યું, ત્યારે તેમને ૐકાર એ જ સારરૂપે પ્રતીત થયો. જેમ શંકુમાં બધાં પાંદડાંઓ જાલની માફક ગુંથાયેલા હોય છે, તેમ સમગ્ર વાણી ૐકારમાં ગુંથાયેલી છે. ૐકાર એ સર્વ વિશ્વ છે.'

'આ જે સ્વરરૂપ એકાક્ષરી ૐકાર છે, તે જ અમૃત અને અભય છે. તેની ઉપાસના કરીને દેવો અમર–અભય થઈ ગયા. જે કોઈ શ્રદ્ધાલુ અને પુરુષાર્થી ૐકારના યથાર્થ

स्वरूपने जाणीने तेनी उपासना करे छे, ते देवोनी जेम अमर अने अभय बनी जाय छे.'

श्री शंकराचार्ये छांदोग्योपनिषद्‌भाष्यमां जणाव्युं छे के 'ॐ' आ एकाक्षरी मंत्र परमात्मानुं अत्यंत प्रिय अभिधान छे. जेम अत्यंत प्रिय नाम–स्वामीजी, शेठजी, पंडितजी–कहेवाथी मनुष्य शीघ्र प्रसन्न थई जाय छे, तेमज ॐकार नामथी भगवान् शीघ्र प्रसन्न थई जाय छे. 'ॐ' आ मंत्र परमात्मानुं वाचक नाम होवाथी तथा परमात्मानुं साकार प्रतीक होवाथी परमात्मानी उपासनानुं श्रेष्ठ साधन छे. आ वात समस्त उपनिषदोए निर्णीत करेली छे. वेदाध्ययन, मंत्रजप, योगादिकर्म वगेरे शुभ कर्मोमां ॐकारनो प्रचुर प्रयोग होवाथी तेनी श्रेष्ठता सर्वत्र प्रसिद्ध छे, तेथी मुमुक्षुओए परमात्माना प्रतीकरूप ॐकारमां ज एकाग्र–दृढ बुद्धिनो तैलाग्र–धारावत् विस्तार करतां रहेवुं जोईए.'

कठोपनिषद्‌मां कहेवायुं छे के–

सर्वे वेदा यत्पदमामनन्ति, तपांसि सर्वाणि च यद् वदन्ति ।
यदिच्छन्तो ब्रह्मचर्यं चरन्ति, तत्ते पदं संग्रहेण ब्रवीम्योमित्येतत् ।।

धर्मराज ऋषिकुमार नचिकेताने कहे छे : 'हे नचिकेता ! समग्र वेदो जे पदने कहे छे अने जेमां तपोनां फ्ळोनो अंतर्भाव थई जाय छे तथा जे पदना लाभनी इच्छाथी साधको सर्वोत्तम अने कठोर एवा ब्रह्मचर्यव्रतनुं पालन करे छे, ते पद हुं तने संक्षेपमां कहुं छुं के ते 'ॐ' छे.'

एतद्ध्येवाक्षरं ब्रह्म, एतद्ध्येवाक्षरं परम् ।
एतद्ध्येवाक्षरं ज्ञात्वा, यो यदिच्छति तस्य तत् ॥

'આ જ ૐકાર અક્ષર અમર અર્થાત્ સગુણ બ્રહ્મ છે અને આ જ ૐકાર અક્ષર પર અર્થાત્ નિર્ગુણ બ્રહ્મ છે. આ સર્વવ્યાપી અવિનાશી અક્ષરબ્રહ્મને જાણીને જે સાધક જે ફલની ઇચ્છા કરે છે, તેને તેજ ફલ મળે છે.'

एतदालम्बनं श्रेष्ठमेतदालम्बनं परम् ।
एतदालम्बनं ज्ञात्वा ब्रह्मलोके महीयते ॥

'બ્રહ્મની ઉપાસનામાં આ ૐકારમંત્રનું આલંબન શ્રેષ્ઠ અને સર્વોત્તમ છે. આ આલંબનનું જ્ઞાન પ્રાપ્ત કરી સાધક બ્રહ્મલોકમાં પહોંચી આનંદમય જ્યોતિ:સ્વરૂપ મહિમાનો અનુભવ કરે છે.'

**પ્રશ્નોપનિષદ્‌માં** શિબિપુત્ર સત્યકામ અને પિપલાદ મહર્ષિ વચ્ચેનો સંવાદ આ પ્રમાણે નોંધાયેલો છે :

'सं यो ह वै तद् भगवन् ! मनुष्येषु प्रायणान्तमोङ्कारमभिध्यायोत । कतमं वाव स तेन लोकं जयतीति ? ॥५–१॥'

'હે ભગવન્ ! મનુષ્યોમાં જે પુરુષ પ્રાણપ્રયાણ પર્યન્ત આ ૐકારનું નિરંતર ધ્યાન ધરે છે, તેના વડે તે કયા લોકને જિતી લે છે ?'

'तस्मै स होवाच, एतद्वै सत्यकाम ! परं चापरं च ब्रह्म यदोङ्कारः । तस्माद्विद्वाने तेनैवायतनेऽनैकतरमन्वेति ॥५–२॥'

'હે સત્યકામ! આ જે ૐકાર છે, તે નિશ્ચયપણે પર અને અપર અર્થાત્ નિરાકાર અને સાકાર બ્રહ્મ છે; એટલે તેની ઉપાસનાથી વિદ્વાન્ તેમાંથી કોઈ પણ એક બ્રહ્મને પ્રાપ્ત થાય છે.'

**કૈવલ્યોપનિષદ્માં** કહ્યું છે કે–

**आत्मानमरणिं कृत्वा प्रणवञ्चोत्तरारणिम् ।**
**ध्याननिर्मथनाभ्यासाद् देवं पश्येन्निगूढवत् ॥**

'જેમ બે અરણીનાં લાકડાનાં મંથનથી તેમાં છૂપાયેલા અગ્નિનું પ્રાકટ્ય થઈ જાય છે, તેમ આત્મારૂપ પ્રથમ અરણીમાં પ્રણવરૂપ ઉત્તર અરણીના નિરંતર ધ્યાનનું મંથન થતાં તેમાં (આત્મામાં) છૂપાયેલા પરમાત્માનો સાક્ષાત્કાર થઈ જાય છે.'

**અથર્વશિરોપનિષદ્માં** પણ ૐકારનો મહિમા વિશદ રીતે વર્ણવાયો છે. જેમકે–

**'य ॐकारः स प्रणवः, यः प्रणवः स सर्वव्यापी, यः सर्वव्यापी सोऽनन्तः, योऽनन्तस्तत्तारं, य त्तारं तत् सूक्ष्मं, यत् सूक्ष्मं तच्छुक्लं, यच्छुक्लं तद्वैद्युतं, यद्वैद्युतं तत् परं ब्रह्म, स एको रुद्रः, स ईशानः, स भगवान् महेश्वरः, स महादेवः ।**

'જે ૐકાર છે, તે પ્રણવ છે; જે પ્રણવ છે, તે સર્વ-વ્યાપી છે; જે સર્વવ્યાપી છે, તે અનંત (ત્રિવિધ દેશાદિ પરિચ્છેદરહિત) છે; જે અનંત છે, તે તાર છે, જે તાર છે, તે સૂક્ષ્મ (જ્ઞાનશક્તિ–બ્રહ્મવિદ્યા) છે; જે સૂક્ષ્મ છે, તે શુદ્ધ છે; જે શુદ્ધ છે, તે વિદ્યુત્ છે, (વિદ્યુત્ની અધિષ્ઠાત્રી

બ્રહ્મવિદ્યાસ્વરૂપિણી ભગવતી ઉમા છે;) જે વિદ્યુત્ છે, તે પરબ્રહ્મ છે, તે જ અદ્વય રુદ્ર છે, તે જ ઇશાન છે, તે જ પરમેશ્વર છે અને તે જ મહાદેવ છે.'

બૃહદારણ્યક ઉપનિષદ્‌ના ત્રીજા અધ્યાયમાં મહર્ષિ યાજ્ઞવલ્કય અને ગાર્ગીનો સંવાદ આવે છે. તેમાં મહર્ષિ યાજ્ઞવલ્કય ગાર્ગીને ઉદ્દેશીને કહે છે :

'यो वा एतदक्षरं गार्गि अविदित्वाऽस्माल्लोकात् प्रैति स कृपणः । अथ य एतदक्षरं गार्गि ! विदित्वाऽस्माल्लोकात् प्रैति स ब्राह्मणः ।'

'હે ગાર્ગી ! જે આ અક્ષરબ્રહ્મને જાણ્યા વિના આ લોકમાંથી ચાલ્યો જાય છે ( મૃત્યુ પામે છે ), તે કૃપણ છે–દયાને પાત્ર છે, અને જે આ અક્ષરબ્રહ્મને જાણીને આ લોકમાંથી ચાલ્યો જાય છે, તે બ્રાહ્મણ છે, અર્થાત્ બ્રહ્મને જાણનારો સાચો બ્રહ્મજ્ઞાની છે.'

શ્રીમદ્ ભાગવતમાં કહ્યું છે કે–

वेदः प्रणव एवाग्रे ।

'સૃષ્ટિના આરંભમાં પ્રણવ જ વેદ હતો.'

વળી ત્યાં એ પણ કહ્યું છે કે–

स सर्वमन्त्रोपनिषद् वेदबीजं सनातनम् ।

'તે ૐકાર સર્વ મંત્રોનું રહસ્ય છે, વેદોનું બીજ છે અને સનાતન છે.'

**ભગવદ્‌ગીતા**ના સાતમા અધ્યાયમાં કહ્યું છે કે–

रसोऽहमप्सु कौन्तेय प्रभाऽस्मि शशिसूर्ययोः ।
प्रणवः सर्ववेदेषु शब्दः खे पौरुषं नृषु ॥८॥

'હે કુંતીપુત્ર! જળમાં રસ હું છું, ચંદ્ર અને સૂર્યમાં તેજ હું છું; સર્વ વેદોમાં પ્રણવ એટલે ૐકાર પણ હું જ છું અને આકાશમાં શબ્દ તથા પુરુષોમાં પુરુષત્વ પણ હું જ છું.'

તાત્પર્ય કે વેદસ્વરૂપ ૐકાર એ વાસ્તવમાં પરમાત્માનું જ સ્વરૂપ છે.

**ભગવદ્‌ગીતા**ના આઠમા અધ્યાયમાં કહ્યું છે કે–

सर्वद्वाराणि संयम्य मनो हृदि निरुध्य च ।
मूर्ध्न्याधायात्मनः प्राणमास्थितो योगधारणम् ॥
ओमित्येकाक्षरं ब्रह्म व्याहरन्मामनुस्मरन् ।
यः प्रयाति त्यजन्देहं स याति परमां गतिम् ॥

'સર્વ ઇન્દ્રિયોરૂપી દરવાજા વશ કરી, મનને હૃદયમાં રોકી, પોતાના પ્રાણને મસ્તકે બ્રહ્મરંધ્રમાં સ્થાપી, યોગ-ધારણાનો આશ્રય કરનારો જે પુરુષ ૐ એવા એકાક્ષર-બ્રહ્મનું ઉચ્ચારણ કરતો અને (જેના અર્થરૂપ) મારું સ્મરણ કરતો દેહને ત્યજી જાય છે, તે પરમ ગતિ પામે છે.'

**ભગવદ્‌ગીતા**ના તેરમા અધ્યાયમાં કહ્યું છે કે–

पिताऽहमस्य जगतो, माता धाता पितामहः ।
वेद्यं पवित्रमोंकारं, ऋक् साम यजुरेव च ॥

'આ જગતનો પિતા, માતા, ધાતા (કર્મ ફળ આપનાર) અને પિતામહ અર્થાત્ દાદો હું છું; જાણવા યોગ્ય પવિત્ર ૐકાર ઋગ્વેદ, સામવેદ અને યજુર્વેદ પણ હું જ છું.'

**યોગદર્શનમાં કહ્યું છે કે–**

**तस्य वाचकः प्रणवः । तज्जपस्तदर्थभावनम् ।**

–સમાધિપાદ ૨૭–૨૮

'તે પરમાત્માનો વાચક શબ્દ પ્રણવ છે. તેથી તેનો જપ કરવો જોઈએ તથા તેની અર્થભાવના પણ કરવી જોઈએ.'

**અગ્નિપુરાણમાં કહ્યું છે કે–**

**'ओं' युतं वा सर्वमन्त्राः पूजनाज्जपतः स्मृताः ।**
**होमात्तिलघृताद्यैश्च धर्मकामार्थ मोक्षदाः ॥**

અ. ૨૧, શ્લો. ૩૬.

'ૐકારની સાથે બધા મંત્રોને જોડી પૂજન, જપ તથા તલ અને ઘી વડે હોમ કરવાથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષની પ્રાપ્તિ થાય છે.'

આ જ પુરાણના અઠ્ઠાવીસમા અધ્યાયમાં કહ્યું છે કે–

ओङ्कारं वाचकं विष्णोः ।

'ૐકાર એ ભગવાન વિષ્ણુનો વાચક છે.'

**માર્કંડેય પુરાણના** બેંતાલીશમાં અધ્યાયમાં ૐકારનો મહિમા વિસ્તારથી વર્ણવ્યો છે. તેમાં કહ્યું છે કે–

**ओमित्येतत् त्रयोवेदास्त्रयो-लोकास्त्रयोऽग्नयः ॥**

'ॐ એવો જે અક્ષર છે, તે ત્રણ વેદસ્વરૂપ, ત્રણ લોકસ્વરૂપ અને ત્રણ અગ્નિસ્વરૂપ છે.'

**શિવપુરાણ–વિદ્યેશ્વરસંહિતા**ના દશમા અધ્યાયમાં નીચેની મતલબનો ઉલ્લેખ આવે છે :

'ભગવાન્ શિવ બ્રહ્મા અને વિષ્ણુને કહે છે કે 'મેં પૂર્વકાલમાં પોતાના સ્વરૂપભૂત મંત્રનો ઉપદેશ આપ્યો છે, જે ૐકારના રૂપમાં પ્રસિદ્ધ છે. તે મહા મંગલકારી છે. સૌથી પહેલાં મારા મુખથી ૐકારનું પ્રાકટ્ય થયું છે, જે મારા સ્વરૂપનો બોધ કરાવનારો છે. ૐકાર વાચક છે અને હું વાચ્ય છું. આ મંત્ર મારું સ્વરૂપ છે. નિત્ય નિરંતર ૐકારનું સ્મરણ કરવાથી મારું જ સ્મરણ થાય છે.'

જૈન ધર્મમાં પણ ૐકારને પરમેષ્ઠીરૂપ માનવામાં આવ્યો છે અને તેનો સેતુ તથા બીજ તરીકે વ્યાપક ઉપયોગ થાય છે. તેને લગતી વધારે વિગતો "**જૈન ધર્મમાં ૐકાર ઉપાસના**" નામના દશમા પ્રકરણમાં જોઈ શકાશે.

બૌદ્ધ ધર્મે પણ ૐકારને અતિ ઉન્નત સ્થાન આપેલું છે અને દરેક મંત્રની આદિમાં તેની પ્રતિષ્ઠા કરેલી છે. જેમકે–'ओं मनी पद्मो होम्–મારા હૃદયકમલમાં ૐકારરૂપી મણિ વિરાજે છે.'

જગતની અન્ય ભાષાઓમાં પણ ૐકાર જૂદા જૂદા સ્વરૂપે દર્શન દે છે. ગ્રીક ભાષાનો 'ओमेगा' ફારસી અને અરબી ભાષાનો 'आमीन' તથા હિબ્રુ અને ખ્રિસ્તીઓની પ્રાર્થનામાં બોલાતો 'एमेन' ૐકારનું જ એક સ્વરૂપ છે.

છેવટે સર્વ આર્યધર્મોએ માન્ય કરેલી ૐકારની સ્તુતિ કરીને આ પ્રકરણ સમાપ્ત કરીશું.

ॐकारं बिन्दुसंयुक्तं नित्यं ध्यायन्ति योगिनः ।
कामदं मोक्षदं चैव ॐकाराय नमो नमः ॥

'યોગીઓ ૐકારનું બિંદુ સાથે નિત્ય ધ્યાન ધરે છે. તે મનુષ્યની સર્વ કામનાઓ પૂર્ણ કરનારો છે તથા મોક્ષ સુખને આપનારો છે. તેને પુનઃ પુનઃ નમસ્કાર હો.'

[ ૨ ]

# ૐકારની ઉત્પત્તિ

ગત પ્રકરણમાં એક ઉલ્લેખ એવો આવ્યો છે કે ૐકાર સહુથી પ્રથમ બ્રહ્માજીનો કંઠ ભેદીને નીકળ્યો છે, માટે તે માંગલિક છે; તેમજ બીજો ઉલ્લેખ એવો આવ્યો છે કે ૐકાર સહુથી પ્રથમ શિવજીના મુખમાંથી નીકળેલો છે અને તે એમના સ્વરૂપનો બોધ કરાવનારો છે. તે પરથી આપણે એટલું તો જરૂર સમજી શકીએ કે ૐકારની ઉત્પત્તિ કોઈ દૈવી તત્ત્વો સાથે સંબંધ ધરાવે છે. આ વસ્તુ પર તંત્રકારોએ કેટલોક પ્રકાશ પાડ્યો છે. તેને સન્મુખ રાખીને અમે આ પ્રકરણનું આલેખન કરી રહ્યા છીએ.

આ વિશ્વ, બ્રહ્માંડ, જગત્ કે દુનિયાનું અંતિમ સનાતન તત્ત્વ ( Ultimate reality ) પરમેશ્વર, પરમાત્મા કે પર-બ્રહ્મ છે. તેને સદાશિવ કે શિવ પણ કહેવામાં આવે છે. જેમ તલમાં તેલ છૂપાઈને રહેલું હોય છે, તેમ શિવમાં શક્તિ છૂપાઈને રહેલી હોય છે. તે એક પ્રકારની નિર્ગુણ અવસ્થા છે. તેમાં કોઈ પણ પ્રકારની ક્રિયા હોતી નથી, એટલે

તેને સામ્યાવસ્થા સમજવાની છે. શબ્દ, રૂપ, રસ, ગંધ આદિ કોઈ ને કોઈ પ્રકારની ક્રિયાને આભારી છે, એટલે સામ્યાવસ્થામાં તેમાંનું કંઈ પણ હોતું નથી. **ઋગ્વેદના નાસદીય સૂક્તની** ભાષામાં કહીએ તો એ વખતે પરમાત્મા નિરાકાર, નિર્ગુણ, અવ્યક્ત, શબ્દરહિત તથા દ્વૈતની ગંધ વિનાના હોય છે.

આ પરમેશ્વર, પરમાત્મા કે શિવરૂપી સનાતન તત્ત્વમાંથી શક્તિ (Cosmic energy) જ્યારે વ્યક્ત થાય છે, પ્રકટ થાય છે, ત્યારે તેને સગુણ કે સકલ અવસ્થા પ્રાપ્ત થઈ ગણાય છે. તેમાં ક્રિયાનો પ્રારંભ થાય છે અને સામ્યાવસ્થાનો અંત આવે છે.

શાક્ત તંત્રોની ભાષામાં કહીએ તો 'પરમાનંદવિભવશિવ' માં જ્યારે નાનાત્વ વિસ્તારની ઈચ્છા થાય છે, ત્યારે તે સગુણ શિવ અને શક્તિનાં રૂપમાં પોતાને દ્વિધા વિભક્ત કરી લે છે અને તે બંનેની અભિન્ન શક્તિ અહંતાપ્રધાન 'નાદ' તથા ઇદંતાપ્રધાન 'બિંદુ'માં પ્રકાશિત થાય છે. આ બંને-ને જ 'ઈચ્છાશક્તિ' અને 'ક્રિયાશક્તિ' કહે છે. પરમ શિવની જ્ઞાનશક્તિ વડે તે બંને એકી સાથે ઉઠે છે. વાસ્તવમાં શિવ અને શક્તિ એકબીજાથી અભિન્ન છે.

અહંતા અને ઈદંતા, નાદ અને બિંદુ, ઈચ્છા અને ક્રિયા, ગતિ અને સ્થિતિ, કાલ અને સ્થાન આ બધાં એક જ (પરમ શિવની) શક્તિનાં બેવડાં વિભાજિત રૂપો છે. જેમ ચંદ્ર અને ચંદ્રિકામાં ભેદ હોતો નથી, તેમ આમાં પણ સમજવું.

શ્રી રામકંઠાચાર્યે નાદકારિકામાં કહ્યું છે કે 'प्रमाण–प्रमातृ–प्रमेयरूपे विश्वप्रपञ्चविलासे प्रवृत्तस्य सृष्ट्युन्मुखस्य परशिवेच्छाशक्त्या क्षोभितो बिन्दुरेव प्रणव उच्यते। –પ્રમાણ, પ્રમાતા અને પ્રમેયરૂપ આ વિશ્વપ્રપંચના વિલાસમાં પ્રવૃત્ત, સૃષ્ટિ કરવાની ભાવનાથી પ્રેરિત, પરશિવની ઈચ્છાશક્તિવડે ક્ષોભને પ્રાપ્ત બિંદુ, તે.જ 'પ્રણવ' કહેવાય છે.'

તાત્પર્ય કે નાદ અને બિંદુ પ્રકટ થતાં જ એક પ્રકારનો ક્ષોભ થાય છે, કંપન થાય છે અને આકાશમંડળમાં એક પ્રકારનો વિશિષ્ટ ધ્વનિ વ્યાપી જાય છે. આ ધ્વનિને જ 'પ્રણવ' કહેવામાં આવે છે.

નિર્ગુણ પરમાત્મા સગુણ થયા અને તેમાં શક્તિ વડે ઉદ્ભવેલો નાદ મુખ્ય નિમિત્ત બન્યો, તે ખરેખર પ્ર–પ્રકૃતિની, નવ–નવીન ઘટના છે, એટલે તેનું 'પ્રણવ' એ નામ સાર્થક છે; અથવા તો એ નાદ હવે પછી પ્ર–પ્રકૃષ્ટતાએ નવ–નૂતન ક્રિયાઓને જન્મ આપનારો છે, એટલે તેનું 'પ્રણવ' એ નામ સાર્થક છે.

પ્રણવને મહાન્ પ્રતિષ્ઠા પ્રાપ્ત થયા પછી અને તે ઈશ્વરોપાસનાનું શ્રેષ્ઠ સાધન ગણાયા પછી તેને અનુસરતી બીજી પણ અનેક વ્યાખ્યાઓ કરવામાં આવી છે*, પરંતુ

* કૃષ્ણયજુર્વેદ–અમૃતનાદોપનિષદ્માં કહ્યું છે કે—प्राणान् सर्वान् परमात्मनि प्रणामयतीत्येस्मात् प्रणवः॥ સર્વ પ્રાણોને પરબ્રહ્મમાં સ્થિર કરવા માટે નમાવી દે છે, તેથી તેને પ્રણવ કહે છે.

આ વ્યાખ્યા મૂળભૂત ઘટનાને સંગત કરનારી છે, એટલે તેનો ખાસ નિર્દેશ કરવામાં આવ્યો છે.

નાદમાંથી રજસ્, સત્ત્વ તથા તમસ્ એ ત્રણ ગુણોની ઉત્પત્તિ થઈ અને તેમાંથી સર્જન, સ્થિતિ અને સંહાર નામની ક્રિયાઓ શરૂ થઈ. તેના આધિપત્ય ધરાવનારાં દૈવી તત્ત્વો (Divine forces) અનુક્રમે બ્રહ્મા, વિષ્ણુ તથા રુદ્ર કહેવાયા. તેમણે આ સૃષ્ટિની અદ્ભુત લીલાનો વિસ્તાર કર્યો.

---

શિવપુરાણ-વિદ્યેશ્વરી સંહિતામાં કહ્યું છે કે—

प्रो हि प्रकृतिजालस्य संसारस्य महोदधेः ।
नवं नावान्तरमिति प्रणवं ' वदुर्बुधाः ॥ १०–४ ॥
प्र प्रपंचो न नास्ति वो युष्माकं प्रणवं विदुः ।
प्रकर्षेण नयेद् यस्मान् मोक्षं वः प्रणवं विदुः ॥ १०–५ ॥

(૧) પ્ર-પ્રકૃતિની લીલારૂપ સંસારસાગર, તેને માટે નવ એટલે નૌકા સમાન તેથી પંડિત પુરુષો તેને પ્રણવ કહે છે.

(૨) અથવા ૐકાર પોતાનો જપ કરનારને એમ કહે છે કે, प्र = પ્રપંચ, न = નથી, वः = તમને–તમારા માટે. હે ઉપાસકો! હવે તમારા માટે સંસારનો કોઈ પ્રપંચ નથી. તાત્પર્ય કે તમે સંસાર–સાગર તરીને જરૂર પાર ઊતરી જવાના, તેથી પણ પંડિત પુરુષો પ્રણવ કહે છે

(૩) અથવા જે प्र–પ્રકર્ષપણે, न–નયેત્–મોક્ષ પ્રત્યે લઈ જાય છે, वः–તમને ઉપાસકોને તે પ્રણવ. તાત્પર્ય કે ૐકાર તેના બધા ઉપાસકોને બળપૂર્વક મોક્ષ સુધી પહોંચાડનારો હોઈને તેને પંડિત પુરુષો પ્રણવ કહે છે.

આ સિવાય બીજી પણ કેટલીક વ્યાખ્યાઓ આ પ્રકારે થયેલી છે.

એક છોડ ઉગે છે, અનુક્રમે મોટો થઈને ફૂલ તથા ફળ આપે છે અને છેવટે કરમાઈ જાય છે. એક મનુષ્ય જન્મે છે, કેટલોક વખત જીવે છે અને છેવટે મૃત્યુને આધીન થાય છે. અથવા એક નગર વસે છે, કેટલોક વખત જાહોજલાલી ભોગવે છે અને છેવટે નાશ પામે છે. આમાં સર્જન, સ્થિતિ અને સંહાર એ ત્રણેય ક્રિયાઓ બરાબર નિહાળી શકાય છે. વાસ્તવમાં આ જગતની કોઈ પણ ઘટના આ ત્રિગુણાત્મક સત્તાની મર્યાદા બહાર નથી. સૃષ્ટિનો પ્રલય થતાં સુધી આ સત્તા ચાલુ રહેવાની.

નાદ, ધ્વનિ કે શબ્દની શક્તિ અગાધ છે. તેનો આપણા પ્રાચીન ઋષિ-મુનિઓને પૂરેપૂરો ખ્યાલ હતો, તેથી જ તેમણે શબ્દને શબ્દબ્રહ્મ કહ્યો છે. ત્યાર પછી યોગેન્દ્ર ગોરખનાથ આદિ જે શબ્દસાધક મહાત્માઓ થયા, તેમણે પણ શબ્દશક્તિનો મહિમા મુક્ત કંઠે ગાયો છે. કબીરજીએ તો એટલે સુધી કહ્યું છે કે, 'शब्द विना साधू नहीं—જે શબ્દનું સાધન કરતા નથી, તે સાચા અર્થમાં સાધુ નથી.'

તેમણે વિશેષમાં એ પણ કહ્યું છે કે—

एक शब्द गुरुदेव का, जा का अनन्त विचार ।
पंडित थाके मुनि जना, वेद न पावे पार ।।
मैं कलि का कूतवाल हुँ, लेहुँ शब्द हमार ।
जो यह शब्द ही जानि है, सो उतरे भव पार ।।
शब्दे मार्या मर गया, शब्दे छोड्या राज ।
जिन जिन शब्द उच्चारिया, सरिया तिनका काज ।।

'સદ્ગુરુએ કૃપા કરીને મંત્રરૂપે કાનમાં જે શબ્દ કહ્યો હોય, તેનો વિચાર અનંત પ્રકારે થાય છે. મહાન પંડિતો કે મુનિવરો પણ તેનો વિચાર કરતાં થાકી જાય છે, અને વેદો કે જે જ્ઞાનની ખાણુ કહેવાય છે, તે પણ એનો પાર પામી શકતા નથી.

હું કલિયુગની ચોકી કરનારો કોટવાલ છું; એટલે મારો શબ્દ તમે ખાતરીપૂર્વક માની લો કે જે આ શબ્દ જાણે છે, તે જ ભવનો–સંસારસાગરનો પાર કરે છે.

કેટલાક શબ્દપ્રયોગો એવા થાય છે કે જેના લીધે માણસોને મરવું પડે છે અથવા મરણતુલ્ય આઘાત પહોંચે છે, તો કેટલાક શબ્દપ્રયોગો એવા થાય છે કે જેના લીધે રાજપાટનો ત્યાગ કરવો પડે છે, પરંતુ સદ્ગુરુએ કૃપા કરીને આપેલા શબ્દનું જેણે જેણે ઉચ્ચારણ કર્યું છે, જપ કર્યા છે, તે બધાનું કામ સર્યું છે.'

શબ્દમાર્ગી અન્ય સંતોએ કહ્યું છે કે–

शब्द ही कुंजी, शब्द ही ताला ।
शब्दे शब्द हुआ उजियाला ॥

" શબ્દ એ જ તાળું છે અને શબ્દ એ જ કુંચી છે. શબ્દ વડે જ (પરમ) શબ્દનો પ્રકાશ થાય છે.'

આધુનિક વિજ્ઞાનના જમાનામાં તો એ વાત નિઃશંક પુરવાર થઈ ગઈ છે કે આપણે જે કાંઈ બોલીએ છીએ, તે પ્રતિબંધક ન રહેતાં સમસ્ત આકાશમાં ફેલાઈ જાય છે અને

તેને બીજા સ્થાન પર બેઠેલી વ્યક્તિ ગ્રહણ કરી શકે છે. રેડિયો એ તેનું પ્રસિદ્ધ ઉદાહરણ છે. વળી એ વાત પણ પ્રયોગોથી સિદ્ધ થઈ ચૂકી છે કે શબ્દનું જે પ્રકારનું સંયોજન હોય, તે પ્રકારની આકૃતિ ઉત્પન્ન થાય છે અને તેમાં ભાવનું અનુસંધાન થાય તો તેનાથી ધાર્યું કાર્ય લઈ શકાય છે.

કેટલાક વર્ષો પૂર્વેની આ વાત છે કે જ્યારે ફ્રાંસ દેશમાં એક મહાવિદુષી સ્ત્રી રહેતી હતી. તેણે શબ્દવિજ્ઞાનનો ઘણો અનુભવ લીધો હતો. તે જૂદાં જૂદાં પ્રકારનાં ગીતો ગાઈને બોર્ડ પર જૂદાં જૂદાં પ્રકારનાં છાયાચિત્રો ઉત્પન્ન કરી શકતી હતી. તે વખતે એક બંગાલી છાત્ર પણ ત્યાં વિદ્યાભ્યાસ કરતો હતો. તે સંસ્કૃત જાણતો ન હતો, પણ તેને શ્રી શંકરાચાર્યકૃત ભૈરવાષ્ટક યાદ હતું. તે છાત્રે એ અષ્ટકનું ગાન કર્યું અને વિદૂષી મહિલાએ વીણા વગાડી. તે જ વખતે બોર્ડ પર કૂતરાની સાથે એક ભયંકર મૂર્તિ દેખાવા લાગી. વારાણસીના કાલભૈરવ-મંદિરમાં જે મૂર્તિ છે, તેના જેવી જ એ મૂર્તિ હતી.

આ સમાચારો તે વખતના વર્તમાનપત્રોમાં પ્રકટ થયા હતા. ભારતીય સંગીતશાસ્ત્રમાં રાગ-રાગિણીનાં જે વિભિન્ન રંગ, રૂપ, વાહનો આદિનું વર્ણન આવે છે, તેમાં આજ તથ્ય છે. તે રાગના ધ્વનિથી એવી જ મૂર્તિઓ નિર્માણ થાય છે.

લલિતાસહસ્રનામ પર સૌભાગ્યભાસ્કર નામની મંત્રમય ટીકા રચનાર શ્રી ભાસ્કરાચાર્ય મખી જ્યારે વારાણસી ગયા,

ત્યારે ત્યાંના પંડિતો વાદવિવાદ કરવા તૈયાર થયા. તેમણે મખીજીને તેમનો ખાસ વિષય પૂછ્યો. મખીજી વ્યાકરણ, ન્યાય, જ્યોતિષ તથા ધર્મશાસ્ત્ર આદિ પર અનેરું પ્રભુત્વ ધરાવતા હતા, છતાં તેમણે તંત્રશાસ્ત્રનું નામ આપ્યું, એટલે તંત્રના જાણકાર વિદ્વાનો મોખરે આવ્યા. તેમાંના એક વિદ્વાને ચોસઠ યોગિનીઓ પૈકી એક યોગિનીનું સ્વરૂપ પૂછ્યું.

મખીજીએ કહ્યું કે 'હું તેનું વર્ણન અવશ્ય કરીશ, પણ તેની તમને ખાતરી થવી જોઈએ, એટલે તમે મારા સામે બરાબર નજર રાખજો.' પછી તેમણે પેલી યોગિનીનું સંસ્કૃત શ્લોકો દ્વારા વર્ણન કરવા માંડયું કે તેમની પાછળ એ જ સ્વરૂપે તે યોગિની ઊભી રહેલી અને આશીર્વાદ આપતી જણાઈ. ત્યાર બાદ બીજી યોગિનીઓ તથા દેવોનાં સ્વરૂપ પૂછાયાં, ત્યારે પણ એવાં જ દૃશ્યો ખડાં થયાં અને તે જોતાં જ તંત્રશાસ્ત્રનું ગુમાન રાખનારા પંડિતોનાં મસ્તક નમી પડ્યાં. તેમણે મખીજીનો વિજય સ્વીકાર્યો અને તેમનું બહુમાન કર્યું.

વર્તમાનકાલે પણ આવી શક્તિ ધરાવનારા પુરુષો ભારતવર્ષમાં વિદ્યમાન છે. કેટલાંક વર્ષો પહેલાં એક મિત્રે વાત કરી કે, 'મેં આજે અવનવું દૃશ્ય જોયું.' અમે તેની હકીકત પૂછી, ત્યારે તેણે કહ્યું કે 'એક સાધુ મહાકાળીની સ્તુતિના શ્લોકો બોલતો હતો અને તેની પાછળ બાંધેલા શ્વેત વસ્ત્રના કોરા પડદા પર બરાબર એવું જ ચિત્ર દેખાતું

હતું. પછી સરસ્વતીની સ્તુતિ બોલ્યો, ત્યારે ત્યાં સરસ્વતીનું ચિત્ર દેખાયું.'

અમે કહ્યું : 'તમે એનું ઠામ-ઠેકાણું પૂછ્યું ?' ત્યારે તેમણે કહ્યું કે હું બનતાં સુધી એનો પતો મેળવી આપીશ, પણ 'સાધુજન રમતા ભલા,' એનો પતો શે મળે ?

ત્યાર પછી કેટલાક વર્ષે મુંબઈની એક જાણીતી હોસ્પીટલના ડોકટરે અમને આવી જ શક્તિવાળા એક સાધુને જોયાની વાત કરી, પરંતુ તેમણે પણ એ સાધુ-મહાત્માનું નામ-ઠેકાણું પૂછ્યું ન હતું કે તેમની આ વિદ્યાનું રહસ્ય સમજવા પ્રયત્ન કર્યો ન હતો ! તેઓ તો પ્રામાણિકપણે એમ જ માનતા હતા કે આ એક પ્રકારનું જાદુ છે અને આ સાધુ પેટ ભરવા માટે તેનો ઉપયોગ કરે છે ! આપણા દેશમાં વિદ્યાવાનોની કેવી કદર થાય છે, તે જુઓ ! ખરેખર આપણે વિદ્યાનું મહત્ત્વ વિસરી ગયા છીએ અને તેથી જ આપણી અનેક અદ્ભુત વિદ્યાઓનો કાયમને માટે લોપ થઈ ગયો છે.

તાત્પર્ય કે શબ્દશક્તિના આવા ચમત્કારો આજે પણ થાય છે અને તે મંત્રવિદ્યાની શક્તિ પર સત્યતાની મહોર મારી જાય છે.

સૃષ્ટિમાં પ્રથમ નાદ ઉત્પન્ન થયો, એટલે કે પ્રણવનું પ્રાકટ્ય થયું, ત્યારથી તે અસ્ખલિત ચાલુ છે અને તે સૃષ્ટિના અંત સુધી ચાલુ જ રહેશે. બ્રહ્માંડના ખૂણે ખૂણે, તેમજ આપણી નસ-નાડીઓમાં પણ તે પ્રણવ ધબકી રહ્યો છે.

વાસ્તવમાં તો આ સમસ્ત સૃષ્ટિ તેના લીધે જ ટકી રહી છે. તે નાદરૂપી પ્રણવ બંધ થાય કે ત્રિવિધ ગુણોની લીલા સમેટાઈ જાય, તેની સાથે બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્રની ત્રિપુટી પણ અલોપ થઈ જાય તથા બધું પૂર્વવત્ સામ્યાવસ્થામાં આવી જાય. 'સંપૂર્ણ જગત્ ૐકારમય છે અને હરિહરાદિ દેવો તેમાંથી જ પ્રકટ થયા છે.' એમ જે કહેવાય છે, તે આ દૃષ્ટિએ જ કહેવાય છે.

**મહર્ષિ જ્ઞાનાનન્દ** તથા **શ્રી યોગાચાર્ય** આદિ યોગ-દર્શનના વિવેચનકારોએ એ વસ્તુ સ્પષ્ટ કરી છે કે પ્રણવ એ ધ્વન્યાત્મક તત્ત્વ છે. યોગી જ્યારે ભક્તિ અને યોગ વડે સામ્યાવસ્થામાં આવે છે, ત્યારે તેના અંતઃકરણમાં પ્રણવનો ધ્વનિ સંભળાય છે. આ ધ્વનિ મુખ્યત્વે તો ચિત્તવૃત્તિઓ વડે જ સાંભળવા યોગ્ય છે. તે સકલ વિશ્વમાં વ્યાપી રહેલ પરમેશ્વર કે પરમાત્માનું ભાન કરાવનારો છે, તેથી જ તેને પરમાત્માનો વાચક સમજવાનો છે. પરંતુ આ ધ્વનિનું અંગ મુખ વડે ઉચ્ચારી શકાય એવું નથી, આમ છતાં તેના જેવો કે તેને મળતો ઉચ્ચાર કરતાં ૐકાર ઉત્પન્ન થયો છે કે જે ઉપાસનાકાંડની સિદ્ધિનું એક મહત્ત્વનું અંગ છે.'

આ પરથી એમ કહી શકાય કે ધ્વન્યાત્મક પ્રણવમાંથી વર્ણાત્મક—વાણીમય ૐકારની ઉત્પત્તિ થયેલી છે, પરંતુ કાલાંતરે પ્રણવ એટલે ૐ અને ૐ એટલે પ્રણવ એવો વ્યવહાર રૂઢ બની ગયો છે.

અહીં એ પણ સ્પષ્ટતા કરી દઈએ કે ધ્વન્યાત્મક

પ્રણવને વાણીમાં ઉતારવાનું કાર્ય કોઈ સામાન્ય મનુષ્યો દ્વારા નહિ, પણ દૈવી તત્ત્વો દ્વારા થયેલું છે અને તેથી જ તે અધ્યાત્મવાદનો એક ગૂઢ સંકેત બની ગયો છે.

આ પ્રકરણ સમાપ્ત કરતાં પહેલાં એ પણ જણાવી દઈએ કે સામાન્ય રીતે બીજા નાદો-શબ્દો જે રીતે સાંભળી શકાય છે, તે રીતે પ્રણવ કે ॐકારનો નાદ સાંભળી શકાતો નથી, પરંતુ થોડો અભ્યાસ કરીએ અને સાંભળવાની કોશીશ કરીએ તો એ અવશ્ય સાંભળી શકાય છે અને તેમાં ચિત્ત-વૃત્તિઓનો લય થાય તો અપૂર્વ આનંદ આવે છે.

પાઠક બંધુઓ! સ્થિર ચિત્તે આ નાદ સાંભળવાનો જરૂર પ્રયત્ન કરો.

[ ૩ ]

## ૐકારનાં વિવિધ નામો

પરમેશ્વર કે પરમાત્મા વિવિધ નામોથી ઓળખાયા છે, તેમ ૐકાર પણ વિવિધ નામોથી ઓળખાયો છે. ખાસ કરીને આગમગ્રંથો અર્થાત્ તંત્રગ્રંથોમાં તેને માટે જૂદા જૂદા અનેક સંકેતોનો પ્રયોગ થયેલો છે. આ નામો ૐકારની વિશેષતા પર પ્રકાશ પાડનારાં છે તથા તેના અંતર્બાહ્ય સ્વરૂપનો પ્રશસ્ત પરિચય કરાવનારાં છે, તેથી પ્રસ્તુત પ્રકરણમાં તેની રજૂઆત કરવામાં આવી છે.

શ્રી શ્રીતન્ત્રાભિધાનમાં કહ્યું છે કે—

ॐकारो वर्तुलस्तारो वामश्च हंसकारणम् ।
मन्त्राद्यः प्रणवः सत्यं बिन्दुशक्तिस्त्रिदैवतम् ॥
सर्वबीजोत्पादकश्च पञ्चदेवो ध्रुवस्त्रिकः ।
सावित्री त्रिशिखो ब्रह्म त्रिगुणो गुणजीवकः ॥
आदिबीजं वेदसारो वेदबीजमतः परम् ।
पञ्चरश्मि–त्रिकूटे च त्रिभवो भवनाशनः ॥

गायत्रीबीज—पञ्चांशौ मन्त्रविद्याप्रसूः प्रभुः ।
अक्षरं मातृकासूश्चानादिरद्वैत — मोक्षदौ ॥

ૐકાર સૂક્ષ્મ સ્વરૂપે બિંદુ જેવો હોય છે અને તેનો આકાર વર્તુલ અર્થાત્ ગોળ હોવાથી તે 'વર્તુલ' કહેવાય છે. અથવા તો ૐકારની આકૃતિ વર્તુલો વડે નિર્માણ થાય છે, તેથી તે 'વર્તુલ' કહેવાય છે.

ૐકાર પોતાના ઉપાસકોને સંસારસાગરમાંથી તારે છે, માટે તે 'તાર' તરીકે ઓળખાય છે. અથવા તો તેનું ઉચ્ચારણ તાર એટલે અતિ ઉચ્ચ સ્વરે થાય છે, તેથી પણ તેને 'તાર' કહેવામાં આવે છે.

ૐકાર સ્મરણ તથા ધ્યાન માટે સુંદર હોવાથી તેને 'વામ' કહેવામાં આવે છે. અથવા તો અધ્યાત્મવાદીઓને તે અતિ પ્રિય હોવાથી 'વામ' કહેવાય છે. વળી ૐકાર શિવસ્વરૂપ છે અને શિવનું એક નામ 'વામ' છે, તેથી પણ તેને 'વામ' સંજ્ઞા ઘટી શકે છે. અને ૐકારનું મુખ વામ એટલે ડાબી બાજુ તરફ હોઈને પણ તેની 'વામ' એવી સંજ્ઞા સાર્થક ઠરે છે.

ૐકાર એ હંસ એટલે જીવાત્માનું મુખ્ય કારણ છે, તેથી તેને 'હંસકારણ' કહેવામાં આવે છે. મનુષ્યની નસ નાડીઓમાં ૐકાર ધબકી રહ્યો છે અને તેના આધારે જ આ જીવન ટકી રહ્યું છે, એ વસ્તુ પૂર્વ પ્રકરણમાં સ્પષ્ટ કરવામાં આવી છે.

ૐકાર બધા મંત્રોમાં પહેલો છે, તેથી તેને '**મન્ત્રાદ્ય**' કહેવામાં આવે છે.

ૐકાર અને '**પ્રણવ**' એક–બીજાના પર્યાયશબ્દો કેવી રીતે બની ગયા ? તેનું વિવેચન બીજા પ્રકરણમાં વિસ્તારથી થઈ ગયું છે.

જગત્ મિથ્યા છે, બ્રહ્મ સત્ય છે; એ દૃષ્ટિએ બ્રહ્મ સ્વરૂપ ૐકારને '**સત્ય**' કહેવામાં આવે છે, અથવા જેના વડે પરમાર્થનું જ્ઞાન થાય તેને સત્ય કહેવામાં આવે છે, એ દૃષ્ટિએ ૐકારને 'સત્ય' સંજ્ઞા અપાયેલી છે. અથવા તો પરમેશ્વર 'सत्यं शिवं सुन्दरम्' ની ઉક્તિને ચરિતાર્થ કરે છે, તેથી પરમેશ્વરતુલ્ય ૐકારને 'સત્ય' તરીકે ઓળખવામાં આવે છે.

ૐકારમાં બિંદુ એટલે શિવની મૂળભૂત શક્તિ રહેલી છે, તેથી તેને '**બિંદુશક્તિ**' કહેવામાં આવે છે.

ૐકારમાં બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ એ ત્રણેય દેવતાઓનો વાસ છે, તેથી તેને '**ત્રિદૈવત**' કહેવામાં આવે છે.

ૐકારમાંથી સર્વ મંત્રબીજોની ઉત્પત્તિ થયેલી છે, તેથી તેને '**સર્વબીજોત્પાદક**' ની સંજ્ઞા અપાયેલી છે.

ૐકારમાં બ્રહ્મા, વિષ્ણુ, મહેશ, શક્તિ અને પરબ્રહ્મ એ પાંચે દેવોની સમષ્ટિ રહેલી છે, તેથી તેને '**પંચદેવ**' કહેવામાં આવે છે. अ = બ્રહ્મા. उ = વિષ્ણુ. म् = મહેશ. ◡ = શક્તિ અને ० = પરબ્રહ્મ.

ૐકાર એ નિત્ય કે શાશ્વતમંત્ર છે, તેથી તેને 'ધ્રુવ' કહેવામાં આવે છે.

ૐકાર ત્રણ અક્ષરો કે ત્રણ ગુણોનો સમૂહ છે, તેથી તેને 'ત્રિક' કહેવામાં આવે છે.

ૐકાર એ સૂર્ય સંબંધી મૂલમંત્રનું ઉદ્ભવસ્થાન છે, તેથી તેને '**સાવિત્રી**' સંજ્ઞા અપાયેલી છે.

ૐકારની આકૃતિમાં ત્રિશૂલ જેવા ત્રણ પાંખડાં છે, તેથી તેને 'ત્રિશિખ' તરીકે ઓળખવામાં આવે છે. અથવા તો ત્રણ શિખાવાળા સર્વોચ્ચ દેવ બ્રહ્મા, વિષ્ણુ, અને મહેશથી યુક્ત હોવાને લીધે તેને 'ત્રિશિખ' કહેવામાં આવે છે.

ૐકાર બ્રહ્મવાચક છે, તેથી તેને 'બ્રહ્મ' કહેવામાં આવે છે. અથવા તો પોતાનું બૃંહણ અર્થાત્ વિસ્તાર કરનાર છે, તેથી તેને 'બ્રહ્મ' કહેવામાં આવે છે. સમસ્ત વર્ણમાલાનો વિસ્તાર તેનાથી થયેલો છે.

ૐકારમાં સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણો રહેલા છે, તેથી તેને 'ત્રિગુણ' કહેવામાં આવે છે.

ૐકાર સત્ત્વાદિ ગુણો વડે જીવનનો વિસ્તાર કરનારો છે, તેથી 'ગુણજીવક' કહેવાય છે.

ૐકાર બધા મંત્રોનું પ્રથમ બીજ છે, તેથી તેનું '**આદિબીજ**' તરીકે સંબોધન થાય છે.

ૐકાર બધા વેદોનો સાર છે, તેથી તેને '**વેદસાર**' એવું અભિધાન પ્રાપ્ત થયેલું છે.

ૐકાર બધા વેદોનું બીજ છે, તેથી તે '**વેદબીજ**' તરીકે સ્તવાય છે.

ૐકારમાં બ્રહ્મા, વિષ્ણુ, મહેશ, શક્તિ અને પરબ્રહ્મ એ પાંચ દેવોનું તેજ હોવાથી તેને '**પંચરશ્મિ**' કહેવામાં આવે છે.

ૐકારમાં ત્રણ અક્ષરોનો કૂટ અર્થાત્ સમુદાય છે, તેથી તેને '**ત્રિકૂટ**' કહેવામાં આવે છે. અથવા ૐકારમાં ત્રણ પ્રકારનું રહસ્ય છૂપાયેલું છે, તેથી તેને '**ત્રિકૂટ**' કહેવામાં આવે છે.

ૐકારનો ઉદ્ભવ ત્રણ માત્રાઓથી થયેલો છે, તેથી તે '**ત્રિભવ**' કહેવાય છે.

ૐકાર તેના ઉપાસકોના ભવનો—સંસારનો નાશ કરનારો છે, તેથી '**ભવનાશન**' કહેવાય છે.

ૐકાર ગાયત્રીનું મૂલ બીજ છે, તેથી તેને '**ગાયત્રીબીજ**' કહેવામાં આવે છે.

ૐકારમાં अ, उ, म्, નાદ અને બિંદુ એવા પાંચ અંશો છે, તેથી તેને '**પંચાંશ**' કહેવામાં આવે છે.

ૐકાર સર્વમંત્રો અને વિદ્યાને ઉત્પન્ન કરનારો છે, તેથી તેને '**મંત્રવિદ્યાપ્રસૂ**' કહેવામાં આવે છે.

ૐકારનો પ્રભાવ સમસ્ત વિશ્વમાં વિસ્તરી રહેલો છે, તેથી તેને '**પ્રભુ**' કહેવામાં આવે છે.

ૐકારનું કદી ક્ષરણ થતું નથી, એટલે કે તે નાશ પામતો નથી, માટે તેને '**અક્ષર**' કહેવામાં આવે છે.

ॐकार वर्णमातृकाओने जन्म आपनारो होई 'मातृकासू' कहेवाय छे. केटलाक विद्वानोनुं एवुं मंतव्य छे के जगतनी तमाम लिपिओ ॐकारमांथी ज उद्भवेली छे.

ॐकारनी परब्रह्मस्वरूपे आदि नथी, तेथी तेने 'अनादि' कहेवामां आवे छे.

ॐकार द्वैतभावथी रहित एवा परब्रह्मनो वाचक होवाथी 'अद्वैत' कहेवाय छे, अथवा तो एनी कोटिनो अन्य कोई मंत्र नथी, तेथी पण ए 'अद्वैत' कहेवाय छे.

ॐकार पोताना उपासकोने मोक्ष देनारो छे, तेथी 'मोक्षद' कहेवाय छे.

श्री मध्वाचार्यकृत **मातृकानिघंटुमां** कह्युं छे के-

**ध्रुवस्तारस्त्रिवृद् ब्रह्मवेदादिस्तारकोऽव्ययः ।**
**प्रणवश्च त्रिमात्रोऽपि ॐकारो ज्योतिरादिमः ॥**

'ध्रुव, तार, त्रिवृत्, ब्रह्म, वेदादि, तारक, अव्यय, प्रणव, त्रिमात्र, ज्योति अने आदिम ए ॐकारना पर्याय-शब्दो छे.'

ॐकार त्रण मात्रा के त्रण अक्षरथी गुंथायेलो छे, तेथी 'त्रिवृत्' कहेवाय छे; वेदनुं आदि स्वरूप छे, तेथी 'वेदादि' कहेवाय छे; सर्व उपासकोने तारनारो छे, तेथी 'तारक' कहेवाय छे; कदी व्यय एटले विकार पामे तेवो नथी, तेथी 'अव्यय' कहेवाय छे; ज्योतिस्वरूपे तेनुं

ધ્યાન ધરાય છે, તેથી 'જ્યોતિ' કહેવાય છે; અને સહુથી પહેલો ઉદ્ભવેલો છે, તેથી 'આદિમ' કહેવાય છે.

વર્ણનિઘંટુમાં કહ્યું છે કે—

आदिमश्च ध्रुवौंकारो मूलज्योतिः शिवादिकः ।
त्रिवृद् ब्रह्म त्रिमात्रश्च शब्दाः प्रणववाचकाः ॥

'આદિમ, ધ્રુવ, ૐકાર, મૂલજ્યોતિ, શિવાદિક, ત્રિવૃત્, બ્રહ્મ અને ત્રિમાત્ર એ પ્રણવવાચક શબ્દો છે.'

ૐકારમાંથી સર્વ જ્યોતિ પ્રકટેલી છે, તેથી તેને 'મૂલજ્યોતિ' કહેવાય છે અને તે શિવ, વિષ્ણુ અને બ્રહ્મ એ ત્રણ દેવોનું પ્રતીક હોવાથી, તેમજ શિવમાંથી જ વિષ્ણુ અને બ્રહ્માનો વિસ્તાર અને વિષય હોવાને કારણે તેને શિવાદિક કહેવાય છે.

મંત્રવ્યાકરણમાં કહ્યું છે કે—

तेजो भक्तिर्विनयः प्रणव ब्रह्म प्रदीपवामाश्च ।
वेदोऽब्जदहनध्रुवमादिर्द्युर्भिरोमिति स्यात् ॥

'ૐકાર તેજ, ભક્તિ, વિનય, પ્રણવ, બ્રહ્મ, પ્રદીપ, વામ, વેદ, અબ્જ, દહન, ધ્રુવ, આદિ, દ્યુઃ (આકાશ) એ સંજ્ઞાઓથી ઓળખાય છે.'

જ્યોતિ અને 'તેજ'નો અર્થ સમાન છે.

ૐકાર પરમેશ્વર કે પરમાત્મા પ્રત્યે ભક્તિ જગાડનારો છે, એટલે 'ભક્તિ' કહેવાય છે.

ॐकार विशेषे करीने मोक्ष तरफ लई जनारो छे, तेथी 'विनय' तरीके ओळखाय छे.

ॐकार अज्ञानने नाश करवा माटे महान दीपक जेवो छे, तेथी 'प्रदीप' संज्ञाने प्राप्त थयेलो छे.

ॐकार वेदस्वरूप छे, तेथी 'वेद' संज्ञा धारण करे छे. अब्ज एटले कमल. ते पवित्रता के भक्तिनो एक सुंदर संकेत छे, तेथी तेने 'अब्ज' कहेवामां आवे छे. अथवा तो ते भक्त जनोना हृदयकमलमां सदा वास करनारो छे, तेथी पण 'अब्ज' संज्ञाने सार्थक करे छे.

ॐकार मात्रा वडे वैश्वानरनो संकेत करे छे, तेथी तेने 'दहन' संज्ञा प्राप्त थयेली छे.

ॐकार सृष्टिनी आदिमां उत्पन्न थयेलो छे, तेथी 'आदि' कहेवाय छे.

ॐकार आकाश जेटलो व्यापक छे, तेथी तेने 'द्युः' कहेवामां आवे छे.

भूतडामरोक्त **बीजाभिधानमां** ॐकारने '**विष-बीज**' '**हालाहल**' '**काल**' '**श्रुतिमुख**' '**बहुरूपी**' '**तपन**' अने '**निरंजन**' संज्ञावाळो पण कह्यो छे. तेमज अन्य तंत्रग्रंथोमां आमांनां केटलांक नामो उपरांत अन्य नामोनो पण प्रयोग थयेलो छे. जेमके– '**अगुण**' '**अष्ट-सिद्धिभूः**' '**अष्टाक्षर**' '**इहा**' '**उभयद**' '**एक**' '**कुंडलीश**' '**त्र्यंक**' '**त्र्यक्ष**' **त्रैगुण**' '**धनुष्**'

'નાદવેદ' 'નિર્વાણબીજ' 'પંચમ' 'પીયૂષ' 'પ્રજ્ઞા' 'બાલીશ' 'બ્રહ્મબીજ' 'મહાનાદ' 'મહેશ્વર' 'મુક્તિ' 'વેદધારા' 'શ્રુતિપથ' 'ષડર્ણ' 'ષોડશાત્મા' વગેરે.

પ્રણવકલ્પમાં ૐકારનાં ૧૦૮ તથા ૧૦૦૮ નામો જણાવેલાં છે. વાસ્તવમાં ૐકાર અનંત ગુણવાળો હોઈને અનંત નામોવાળો છે અને તેથી સાધકો તેનું અનેક નામોથી સ્મરણ કરે છે.

[૪]

## ૐકારનો અર્થવિસ્તાર

ૐકાર એ મહિમાશાળી મંત્ર છે, એ વસ્તુ પ્રારંભમાં જ સ્પષ્ટ કરવામાં આવી. તે પછી તેની ઉત્પત્તિ જણાવી અને તેનાં વિવિધ નામોનો પરિચય કરાવ્યો. હવે તેનો અર્થ પ્રકાશવા ઇચ્છીએ છીએ.

શબ્દ જાણીએ પણ તેનો અર્થ ન જાણીએ, તો સ્થિતિ તુંબડીમાં કાંકરા જેવી થાય છે. વાસ્તવમાં શબ્દનો અર્થ જાણ્યા વિના કોઈ ઉપયોગી હેતુ સરતો નથી, તેથી જ મહાપુરુષોએ શબ્દની સાથે તેનો અર્થ પણ જાણી લેવાની હિમાયત કરી છે.

પોપટ મુખથી 'રામ–રામ' બોલે છે, પણ રામનો અર્થ શો? રામ કોણ હતા? તેમણે શું કર્યું? તેમની મહત્તા શી? વગેરે જાણતો નથી, તો તેના હૃદયમાં રામ પ્રત્યે શ્રદ્ધા, ભક્તિ કે આંતરિક બહુમાનની લાગણી પ્રગટતી નથી. તે તો યંત્રવત્ રામ–રામ બોલ્યે જ જાય છે. તેવા શ્રમ કે પરિશ્રમનું ફળ લોકરંજન સિવાય બીજું શું?

મંત્ર પરત્વે આપણી સ્થિતિ પણ આવી ન બની જાય, તેની ખાસ તકેદારી રાખવાની છે.

આજે એક વર્ગમાં એવી માન્યતા પ્રવર્તે છે કે મંત્ર જપ્યા કરીએ એટલે તેનું ફળ મળી જાય, પછી તેનો અર્થ જાણવાની જરૂર શી? પણ આ માન્યતા યોગ્ય નથી. 'मननात् मन्त्रः' એ સૂત્ર અનુસાર મંત્રમાત્રનું નિર્માણ મનન કરવા માટે જ થયેલું છે. આ મનન માત્ર ઉચ્ચારણ, માત્ર રટણ કે માત્ર જપથી થઈ શકે નહિ. તેની સાથે અર્થનો વિચાર પણ જરૂર જોઈએ. તેથી જ યોગદર્શન આદિ ગ્રંથોમાં જપની સાથે અર્થભાવનાનો નિર્દેશ કરાયેલો છે.

અહીં એ પણ વિચારવું ઘટે કે જો મંત્રનો અર્થ જાણવાની જરૂર ન હોય તો શાસ્ત્રકારો મંત્રનો અર્થ શા માટે લખે? અને તેનો અર્થવિસ્તાર પણ શા માટે કરે? તાત્પર્ય કે મંત્રનો અર્થ જાણવો એ ઉપાસકના હિતમાં છે, તેથી જ શાસ્ત્રકારો મંત્રનો અર્થ પ્રકાશે છે અને આવશ્યક્તા અનુસાર તેનો વિસ્તાર પણ કરે છે. છતાં ઘડીભર માની લઈએ કે અમુક મંત્રોનો અર્થ કરવાની મનાઈ છે, તો મંત્રોના એ વર્ગમાં ૐકારનો સમાવેશ થતો નથી. શાસ્ત્રોમાં ૐકારનો અર્થ વિવિધ રીતે કરવામાં આવ્યો છે અને તે આપણે લક્ષ્યમાં રાખવા જેવો છે.

ૐકારનો મુખ્ય અર્થ પરબ્રહ્મ, પરમેશ્વર કે પરમાત્મા છે અને ઉપનિષદ્કારોએ તેનો અર્થ આત્મા પણ કર્યો છે. પ્રથમ પ્રકરણમાં માંડૂક્યોપનિષદ્નો જે ઉલ્લેખ રજૂ કરવામાં આવ્યો છે, તે આ વસ્તુનું સમર્થન કરનારો છે.

ભાષાવિશારદોએ ૐકારની ઉત્પત્તિ 'अव रक्षणे' ધાતુ પરથી માની છે અને તેથી 'अवति रक्षति संसारसागरात् स ओम्–જે સંસારસાગરમાંથી રક્ષા કરે, તે–ઓમ્‌કાર' એવો અર્થ કર્યો છે.

માંડૂક્યોપનિષદ્‌માં કહ્યું છે કે—

सोऽयमात्माध्यक्षरमोङ्कारोऽधिमात्रम् ।
पादा मात्राः । मात्राश्च पादा: । अकार उकार मकार इति ॥४॥

'તે આ આત્મા બ્રહ્મને અધિકૃત અક્ષર ૐકારમાં છે અને તે ૐકાર માત્રાઓમાં વિરાજમાન છે. તે આત્માના ત્રણેય પાદ માત્રારૂપ છે અને માત્રાઓ પાદરૂપ છે, તે अ કાર, उ કાર અને म કાર છે.'

સામવેદ યોગચૂડામણિ ઉપનિષદ્‌માં કહ્યું છે કે–

अकार–उकार–मकारश्चेति त्रयो वर्णाः ।

'ૐ મંત્રના ઉચ્ચારણમાં अકાર, उકાર અને मકાર એ ત્રણ અક્ષરો રહેલા છે.'

યોગદર્શનના 'तस्य वाचकः प्रणवः' એ સૂત્રના વિવેચનમાં ૐકારને अ, उ અને म એ ત્રણ માત્રાઓ કે વર્ણવાળો જ જણાવ્યો છે.

શિવપુરાણ–વિદ્યેશ્વરસંહિતાના દશમા અધ્યાયમાં શિવજી બ્રહ્મા અને વિષ્ણુને કહી રહ્યા છે કે 'મારા ઉત્તરવર્તી મુખથી अ કાર, પશ્ચિમ મુખથી उ કાર, દક્ષિણ મુખથી म કાર, પૂર્વવર્તી મુખથી બિંદુ અને મધ્યવર્તી મુખથી નાદનું

પ્રાકટ્ય થયું છે. આ રીતે પાંચ અવયવોથી યુક્ત ૐકારનો વિસ્તાર થયો છે. આ નામ–રૂપાત્મક જગત્ તથા વેદ તથા સ્ત્રી–પુરુષવર્ગરૂપ બંને કુલો આ પ્રણવમંત્રથી વ્યાપ્ત છે. આ મંત્ર શિવ અને શક્તિ બંનેનો બોધક છે. એનાથી જ પંચાક્ષર મંત્ર (ૐ नमः शिवाय) ની ઉત્પત્તિ થઈ છે.

આ પંચાક્ષરી મંત્રથી માતૃકાવર્ણો અને તેનાથી શિરોમંત્ર સહિત ગાયત્રી મંત્ર અને તેથી વેદો પ્રકટ થયા છે. અને ત્યાર પછી ક્રમશઃ ક્રોડો મંત્ર નીકળ્યા છે.' ×

આ ઉલ્લેખ પણ ૐકારમાં अ, उ અને म् એ ત્રણ માત્રાઓ હોવાનું સમર્થન કરે છે. બિંદુ અને નાદ વર્ણાત્મક માત્રાઓથી પર છે. તે માત્ર ધ્યાનને યોગ્ય છે.

**શારદાતિલક**ના બીજા પટલના વિવેચનપ્રસંગે શ્રી રાઘવભટ્ટે જણાવ્યું છે કે પ્રણવના ત્રણ ભેદો अ, उ અને म् છે. તેનાથી ૨૮ કલાઓની ઉત્પત્તિ થઈ છે.

**ફેત્કારીતંત્ર**ના **તારાકર્પૂરરાજસ્તોત્ર**માં કહ્યું છે કે–

श्री कण्ठामृतकेशवर्णघटितं चन्द्रार्धबिन्दूज्ज्वलं,
बीजं यत्परमं गुणत्रयमयं कामप्रदं मुक्तिदम् ।
मातः शङ्करवल्लभे प्रतिदिनं ध्यायन्ति ये ये सदा,
ते ते यान्ति चिदात्मकं हरिहरब्रह्मादि साम्यं मुदा ॥

× અહીં ૐકારની અક્ષરમાં ગણના થતી નથી, એટલે તેને પંચાક્ષર મંત્ર કહ્યો છે. આગળ સેતુરૂપે ૐને લગાડતા તેનો અર્થ ૐકારરૂપી શિવને નમસ્કાર હો એવો થાય છે.

'હે શિવપ્રિયે માતા! શ્રીકંઠ अ અને અમૃતકેશ उ આ બે વર્ણોથી બનેલા તથા ચન્દ્રાર્ધબિંદુ થી પ્રકાશિત ભુક્તિ અને મુક્તિ આપવાવાળા ત્રિગુણાત્મક પરમોત્કૃષ્ટ બીજ 'ॐ' નું જે જે સાધક ચિંતન કરે છે, તે ચૈતન્યસ્વરૂપ હરિ, હર અને બ્રહ્માદિ દેવોની સરખામણી અનાયાસે પ્રાપ્ત કરે છે.'

તાત્પર્ય કે ॐકારમાં अ, उ અને म् એ ત્રણ વર્ણો કે ત્રણ માત્રાઓ રહેલી છે અને તે ગૂઢાર્થના સંકેતરૂપ છે.

માંડૂક્યોપનિષદ્‌માં આ ત્રણેય માત્રાઓનો અર્થ કરવામાં આવ્યો છે. જેમકે–

'जागरितस्थानो वैश्वानरोऽकारः प्रथमा मात्राऽऽप्तेरादिमत्त्वाद् वाऽऽप्नोति ह वै सर्वान् कामानादिश्च भवति य एवं वेद ॥९॥

'તે માત્રાઓમાં જાગરિત સ્થાનવાળો વૈશ્વાનરરૂપ अ કાર પ્રથમ માત્રા છે. જેમ अ કાર સર્વ વર્ણોમાં આદિ છે, તેમ વૈશ્વાનર પણ સર્વ વસ્તુઓમાં આદિ છે. એટલે अ કાર અને વૈશ્વાનરમાં અંતર નથી. આ ॐકારની अकार રૂપ પ્રથમ માત્રા આદિ એટલે મહાન તત્ત્વોમાં સર્વ પ્રથમ છે, એવું જ્ઞાન પ્રાપ્ત કરનાર સર્વ કામો (મનોરથ મુજબની યોગ્ય વસ્તુઓને) પ્રાપ્ત કરે છે.'

'स्वप्नस्थानस्तैजस उकारो द्वितीया मात्रोत्कर्षादुभयत्वाद्वोत्कर्षति ह वै ज्ञानसन्ततिसमानश्च भवति नास्याऽब्रह्मवित्कुले भवति य एवं वेद ॥१०॥

'સ્વપ્ન સ્થાનવાળો તૈજસરૂપ उ કાર બીજી માત્રા છે. જેમ अ કારની ઉપર રહેવાથી उ કાર ઉત્કૃષ્ટ છે, તેમ વિરાટ્‌ની ઉપર રહેવાથી તૈજસ પણ ઉત્કૃષ્ટ છે. ઉપર્યુક્ત કારણથી તથા ૐકારની ત્રણેય માત્રાઓમાં મધ્યસ્થ હોવાને લીધે આ उકાર રૂપ બીજી માત્રા ઉત્કૃષ્ટ છે. આ વિષયના જ્ઞાનને પ્રાપ્ત કરનારની જ્ઞાનપરંપરા ઉત્કૃષ્ટ થાય છે અને તે તુલ્યદર્શી એટલે સમદૃષ્ટિવાળો પણ થાય છે. તેથી તેના શત્રુઓ તેના પર દ્વેષ રાખતા નથી. જેને આ દ્વિતીય માત્રાનું જ્ઞાન હોય છે, તેના કુલમાં કોઈ અબ્રહ્મવિત્ જન્મ લેતો નથી.'

सुषुप्तस्थानः प्राज्ञो मकारस्तृतीया मात्रा मितेरपीतेर्वा मिनोति ह वा इद ँ सर्वमपीति श्च भवति य एवं वेद ॥११॥

'સુષુપ્ત સ્થાનવાળો પ્રાજ્ઞ म કાર ત્રીજી માત્રા છે. જેમ ઉચ્ચારણ કરતી વખતે નાદની નિકટતાથી अ કાર અને उ કાર બહાર ફેંકાય છે, તેમ પ્રાજ્ઞ પુરુષ વડે સૃષ્ટિદશામાં વૈશ્વાનર અને તૈજસ બંને બહાર પ્રેરિત થાય છે. જેમ ૐકારની સમાપ્તિમાં म કાર, उ કાર અને अ કાર લીન થઈ જાય છે, તેમ પ્રલયદશામાં વિશ્વ × અને તૈજસ્ પ્રાજ્ઞમાં વિલીન થઈ જાય છે.'

ત્યાં ચોથી માત્રાનું પણ વિવેચન કરેલું છે. જેમ કે—

'अमात्रश्चतुर्थोऽव्यवहार्यः प्रपञ्चोपशमः शिवोऽद्वैत एवमोङ्कार आत्मैव संविशत्यात्मनाऽऽत्मानं य एवं वेद ॥१२॥

× આત્માનો એક અર્થ વિશ્વ પણ થાય છે.

ૐકારની ઉપર્યુક્ત ત્રણ માત્રાઓથી અતિરિક્ત એક ચોથી માત્રા નાદ રૂપ છે×, પરંતુ તે અવ્યવહાર્ય છે. આ અવ્યવહાર માત્રા પ્રપંચોનું ઉપશમન કરનાર અને શિવરૂપ છે. આ ચતુર્થ માત્રાનો નાદ એ જ આત્મા છે. આ રીતે ૐકારરૂપ આત્મા જ આત્મામાં પ્રવેશ કરે છે. તેને જે જાણે છે, તે પોતાની સર્વ કામનાઓને પ્રાપ્ત કરે છે.

અહીં પ્રસંગવશાત્ એ પણ જણાવી દઈએ કે એકી સાથે બે મંત્રની ઉપાસના થઈ શકતી નથી, અર્થાત્ કોઈ પણ એક મંત્રની જ ઉપાસના થઈ શકે છે, એટલે મંત્રોપાસના કરવાની ઇચ્છા–અભિલાષાવાળાએ જે મંત્ર શ્રેષ્ઠ હોય તેની જ પસંદગી કરવી જોઈએ. ૐકારની તુલનામાં કોઈ મંત્ર ઊભો રહી શકે એમ નથી, એ હકીકત છે; તેથી તેની જ પસંદગી કરવી યોગ્ય છે, હિતાવહ છે, કલ્યાણકારી છે.

**બીજમંત્રવિવેચન**માં કહ્યું છે કે, 'ભગવન્નામજપમાં કેટલાંક નામો તેમાં છૂપાયેલા સંદેશાઓ અને સંકેતોને કારણે જ જપ કરવા યોગ્ય માનવામાં આવે છે અને તેથી જ તેઓ મંત્રની સંજ્ઞાને પ્રાપ્ત કરે છે. દાખલા તરીકે—

**ગોપાલ**– નામમાં ગોપાલનનો સંદેશ અને ઇન્દ્રિય-સંયમનો સંકેત છૂપાયેલો છે.

**રામ**–નામમાં જગતને આનંદિત કરવાનો તથા આત્માનંદમાં રમણ કરવાનો સંકેત નિહિત છે.

× આ માત્રાને અર્ધમાત્રા, અર્ધબિન્દુ, અમાત્ર તથા તુરીય ચિન્માત્ર પણ કહે છે.

**નારાયણ**-નામમાં પ્રાણી માત્રનાં સંકટોને દૂર કરવાની ભાવનાનો સંદેશ અને કોઈને દુઃખ ન આપવાનો સંકેત છૂપાયેલો છે.

**ગોવિન્દ**-નામમાં ઈન્દ્રિયોના સ્વવશીકરણનો સંદેશ અને ઈન્દ્રિયોને વશ કરનારને જ ઈશ્વરપ્રાપ્તિ થાય છે, આવો સંકેત રહેલો છે.

**પુરુષોત્તમ**-નામમાં પુરુષોમાં ઉત્તમતા પ્રાપ્ત કરવાનો સંદેશ અને બ્રહ્મની ઉત્તમતાનો સંકેત સ્થિત છે.

તે રીતે જ ૐકારના ત્રણ અક્ષરો 'अ + उ + म्'માં अ અધ્યાત્મ, उ ઉન્નતિ અને म्-મુક્તિ એટલે આધ્યાત્મિક ઉન્નતિ વડે મુક્તિ-મોક્ષની પ્રાપ્તિ થાય છે, આવો સંદેશ-રહેલો છે. તેમજ अ-અવિરત, उ-ઉપાસનામાં म्-મનને લગાડવું આવો સંકેત પણ છૂપાયેલો છે. વૈદિક ધર્મ સંકેત-મય ધર્મ છે. યજ્ઞોપવીતનાં ત્રણ સૂત્રો, તેમાં પણ સૂક્ષ્મ ત્રણ સૂત્રો, ગાયત્રી મંત્રનાં ત્રણ પદો, ચોવીશ અક્ષરો વગેરે પણ સંકેતરૂપ જ છે.

એટલે ૐકારમાં રહેલા અક્ષરો એક રીતે ગૂઢ સંદેશ અને સંકેત આપનારા છે, એમ જરૂર કહી શકાય.

આપણા ઋષિ-મહર્ષિઓએ સ્પષ્ટ શબ્દોમાં કહ્યું છે કે મૂલ વસ્તુ ૐકાર છે અને સર્વ ધર્મશાસ્ત્રો તેનો અર્થવિસ્તાર છે. આ જાણ્યા પછી કોના હૃદયમાં ૐકાર પરત્વે શ્રદ્ધા-ભક્તિ-બહુમાનનાં પૂર ઉભટશે નહિ?

# [૫]

## ૐકારની આકૃતિ



ૐકારની આ આકૃતિ પ્રસિદ્ધ છે. આપણી આર્યજાતિમાં એવો મનુષ્ય ભાગ્યે જ મળશે કે જેણે પોતાનાં જીવનમાં આ આકૃતિનાં દર્શન કર્યાં ન હોય! કેટલાંક દેવમંદિરોમાં આ આકૃતિ ચીતરેલી હોય છે. ધાર્મિક ઉત્સવ-મહોત્સવોમાં તેનાં સુંદર સ્વરૂપે દર્શન થાય છે; તથા સંસ્કારી ગૃહોનાં સુશોભન-ચિત્રોમાં પણ તે પ્રાયઃ જોવામાં આવે છે. વળી

પુસ્તકો વગેરેમાં પણ આ આકૃતિ એક મંગલ ચિહ્ન તરીકે છપાયેલી હોય છે, પરંતુ આ આકૃતિ પર ઊંડું ચિંતન-મનન કરનારાં કેટલા? આ આકૃતિનું વાસ્તવિક રહસ્ય સમજનારાં કેટલા? અમે અનુભવથી જોયું છે કે સારા સુશિક્ષિત ગણાતા માણસોના મનમાં પણ તે અંગે ગરબડ છે. તે અંગે જેવો અને જેટલો સ્પષ્ટ ખ્યાલ હોવો જોઈએ, તેવો કે તેટલો સ્પષ્ટ ખ્યાલ નથી; તેથી જ અમે પ્રસ્તુત પ્રકરણનું આલેખન ઉચિત માન્યું છે.

પ્રથમ તો એ સમજી લેવું જોઈએ કે માત્ર ભાષાના ધોરણે ૐકાર લખવો હોય તો દેવનાગરી લિપિ અનુસાર 'ओम्' આ પ્રમાણે લખી શકાય છે અને ઓનો ઉચ્ચાર પ્લુત એટલે દીર્ઘથી દોઢો લાંબો કરવો હોય તો ओ३म् આ રીતે લખી શકાય છે. (અહીં ૩ નો જે આંક મૂકાય છે, તે ૧ હ્રસ્વ, ૨ દીર્ઘ અને ૩ પ્લુત એ ત્રણ પ્રકારના ઉચ્ચારણો પૈકીના ત્રીજા પ્રકારનો સંકેત કરે છે.) પરંતુ આ પંડિતોનો ઓંકાર છે, ઉપાસકોનો નહિ. ઉપાસકો તો ઉપર રજૂ થયેલી આકૃતિનો જ ૐકાર તરીકે સ્વીકાર કરે છે અને ધ્યાનાદિ સર્વ પ્રક્રિયામાં તેનો જ આધાર લે છે.

આ આકૃતિમાં ૐ એ अ તથા उ નું સંયોજન છે અને તેના ઉપર રહેલું બિંદુ એ म् નું અનુનાસિક સ્વરૂપ છે. એ બિંદુની નીચે જે ચંદ્રકલા છે, તે સાધકો દ્વારા ધ્યાનને માટે કલ્પાયેલી છે. આ ચંદ્રકલા નાદ, બિંદુ આદિનું પ્રતિનિધિત્વ કરે છે. આપણે अ, उ અને म्ના સંકેતરૂપ ૐકારનું

ધ્યાન ધરીએ, પણ નાદ-બિંદુ આદિનું ધ્યાન ન ધરીએ તો ધ્યાનની પ્રક્રિયા અધૂરી રહે છે અને તે નિર્વાણપદની સિદ્ધિ કરી શકતી નથી. તેથી જ કહેવાયું છે કે 'ॐकारबिन्दुसंयुक्तं नित्यं ध्यायन्ति योगिनः—યોગી પુરુષો ૐકારનું બિંદુ સાથે (ચંદ્રકલા સાથે) નિત્ય ધ્યાન ધરે છે.'

કેટલાકને ૐકારની આ આકૃતિમાં ગણપતિ એટલે ગજાનન, ગણેશ કે વિનાયકનાં દર્શન થાય છે અને તેઓ એની વિનાયક તરીકે સ્તુતિ કરે છે. જેમકે—

ऊर्ध्वशुण्डमधःशुण्डं द्विधा व्यावृत्तशुण्डकम् ।
सर्गविसर्गसन्धीशं नौम्योङ्कारविनायकम् ॥

'ઊર્ધ્વ સૂંઢ, અધઃ સૂંઢ તેમજ બેવડી વળી ગયેલ સૂંઢવાળા અને એ રીતે સર્ગ, વિસર્ગ અને સંધિના ઈશ્વર એવા ૐકારરૂપી વિનાયકને હું પ્રણામ કરું છું.'

તાત્પર્ય કે ૐકારનો એક ભાગ હાથીએ સૂંઢ ઊંચી કરી હોય એવો છે, એક સૂંઢ નીચી કરી હોય એવો છે અને એક ભાગ સૂંઢ બેવડી વળી ગઈ હોય એવો છે. તે અનુક્રમે સર્ગ એટલે સૃષ્ટિ, વિસર્ગ એટલે સંહાર અને સર્ગ-વિસર્ગની સંધિ એટલે સ્થિતિનું સૂચન કરે છે. આ ત્રણેય વસ્તુ પર આધિપત્ય ભોગવનાર ૐકાર એ ખરેખર વિનાયક રૂપ છે. તેને હું પ્રણામ કરું છું.

પાછળના ચિત્રનું નિરીક્ષણ કરવાથી આ વસ્તુ વધારે સ્પષ્ટ થશે :



મૌદ્ગલપુરાણમાં ગજ શબ્દ ૐકારનો વાચક છે, એમ જણાવતાં કહ્યું છે કે 'समाधिना योगिनो गच्छन्ति यत्र इति 'गः' –यस्माद् बिम्बप्रतिबिम्बवत्तया प्रणवात्मकं जगज्जायते इति 'जः' –અર્થાત્ યોગીઓ સમાધિ વડે જે પરમ તત્ત્વ તરફ જાય છે, તે 'ग' છે અને જેમ બિંબથી પ્રતિબિંબ ઉત્પન્ન થાય છે, તેમ કાર્યકારણસ્વરૂપ પ્રણવાત્મક જગત્ જેનાથી ઉત્પન્ન થાય છે, તે 'ज' કહેવાય છે. આ રીતે ગજપદ ૐકારનું વાચક છે.'

ત્યાં એ પણ જણાવ્યું છે કે ગણપતિનો અધોદેહ મનુષ્યનો છે, તેથી ૐકાર સોપાધિક બ્રહ્મ કહેવાય છે.

આ રીતે ૐકારની આકૃતિમાં બ્રહ્મા, વિષ્ણુ, મહેશ તથા અન્ય દેવોની ભાવના પણ થયેલી છે. વાસ્તવમાં તો ૐકાર સર્વે દૈવી તત્ત્વોનું એક પારાવાર–સ્વરૂપ છે, તેથી તેમાં જે દેવ કે દેવીની ભાવના કરવી હોય, તે થઈ શકે છે.

એક વિદ્વાને કહ્યું છે કે ૐકારની વિશ્વતોમુખ પ્રતિમા આ રીતે તૈયાર થાય છે:



આ પ્રતિમાને આપણે કોઈ પણ બાજુએથી જોઈએ તો ૐકાર જ જોવામાં આવશે. પરંતુ આ રચના પ્રમાણમાં કઠિન છે, એટલે સર્વ સાધારણ જનતા માટે તેમાંથી સ્વસ્તિકનું સ્વરૂપ નિર્માણ થયું છે. તે આજે ભારતીય સંસ્કૃતિનું પવિત્ર પ્રતીક છે અને બધા દેશોમાં તેનું સન્માન છે.



તેમણે એ પણ જણાવ્યું છે કે વર્તમાનકાલે ખ્રીસ્તી લોકોનું પરમ પવિત્ર ચિહ્ન ક્રોસ + છે, પણ તે યોગ્ય લાગતું નથી; કેમ કે જે સાધન વડે કોઈ પ્રતિષ્ઠિત વ્યક્તિના પ્રાણ લેવાયા હોય, તેને પવિત્ર ચિહ્ન માનવામાં કોઈ તર્ક નથી. તેને તો વાસ્તવમાં ઘૃણિત જ સમજવું જોઈએ. એટલે આ ક્રોસ ચિહ્ન + વાસ્તવમાં સ્વસ્તિકનું જ સંક્ષિપ્ત રૂપાંતર લાગે છે.

આ રીતે ૐકારની પ્રમાણભૂત પ્રચલિત આકૃતિ એક ગૂઢ સંકેતરૂપ છે અને તેના પર ચિંતન-મનન કરવાથી અનેક રહસ્યોનો સ્ફોટ થાય છે. આપણે પ્રતિદિન તેનું ચિંતન-મનન કરીએ અને તેમાંથી પ્રાપ્ત થતાં દિવ્ય સંકેતોને ઝીલી લઈએ તો આપણું જીવન દિવ્ય બની જાય, એમાં કોઈ સંદેહ નથી.

[ ६ ]

## ૐકારની ઉપાસના અંગે કિંચિત્

ૐકારનો વિવિધ દૃષ્ટિએ પરિચય કરી લીધા પછી આગળ વધીએ અને તેની ઉપાસના ભણી પગલાં માંડીએ, કારણ કે અભીષ્ટની સિદ્ધિ તો ઉપાસના વડે જ થાય છે. ઔષધનું જ્ઞાન મેળવીએ, પણ તેનો ઉપયોગ ન કરીએ તો વ્યાધિ મટતો નથી, તેમ મંત્રનું જ્ઞાન મેળવીએ, પણ તેની યથાવિધિ ઉપાસના ન કરીએ તો રોગ, શોક, ભય, ચિંતા આદિ ટળતાં નથી અને આ જીવનમાં જે પ્રગતિ, ઉન્નતિ કે ઉત્કર્ષની ઇચ્છા–આશા–અભિલાષા રાખી હોય તે પૂર્ણ થતી નથી. જન્મ–મરણના ફેરા ટાળવા માટે પણ મંત્રોપાસના અમોઘ ઉપાય છે.

માંડૂક્યોપનિષદ્નું એ મહાવચન છે કે—

प्रणवो धनुःशरो ह्यात्मा ब्रह्म तल्लक्ष्यमुच्यते ।
अप्रमत्तेन वेद्धव्यं शरवत् तन्मयो भवेत् ॥

'ૐ મંત્રને ધનુષ્ય સમજવું, જીવાત્માને બાણ સમજવું

અને બ્રહ્મને તેનું નિશાન સમજવું. સુજ્ઞ સાધકે અપ્રમત્ત થઈને અર્થાત્ મોહ, માયા, નિદ્રા, આલસ્ય, ઉપેક્ષા આદિનો ત્યાગ કરીને તથા શાંત–સ્થિર ચિત્તવાળા થઈને ૐકારની ઉપાસના વડે એ નિશાનને વીંધી નાખવું જોઈએ. બાણ નિશાનને લાગ્યા પછી તેમાં ચોંટી જાય છે, તેમ સાધકે ૐકારની ઉપાસના શરૂ કર્યા પછી ચિત્તવૃત્તિઓને બ્રહ્મના ચિંતનમાં જોડી દેવી જોઇએ અને તેમાં જ તલ્લીન થઈ જવું જોઈએ.'

માંડૂક્યોપનિષદ્‌ની ગૌડપાદાચાર્યકૃત કારિકામાં કહ્યું છે કે–

ॐकारं पादशो विद्यात्, पादा मात्रा न संशयाः ।
ॐकारं पादशो ज्ञात्वा, न किञ्चिदपि चिन्तयेत् ॥२४॥

'ૐકારને પાદના ક્રમથી જાણવો. પાદ એ અકારાદિ (ત્રણ) માત્રાઓ છે, એમાં સંશય નથી. ૐકારને પાદક્રમથી જાણ્યા પછી બીજું કંઈ પણ ચિંતવવું નહિ.'

તાત્પર્ય કે ૐકારનું સ્વરૂપ યથાર્થપણે જાણ્યા પછી તેનું જ ચિંતન–મનન કરવું જોઈએ અને તેની જ ઉપાસનામાં પ્રવૃત્ત થવું જોઈએ. પછી બીજા કશાનો વિચાર કરવો નહિ. હાથમાં કોહીનૂર જેવો હીરો આવી જાય, પછી કાચના કકડાની ઇચ્છા કોણ કરે છે? ૐકાર સર્વમંત્ર–શિરોમણિ છે અને અન્ય સર્વ મંત્રો તેમાંથી ઉદ્‌ભવેલા છે, એ સ્પષ્ટતા શાસ્ત્રાધારે પૂર્વ પ્રકરણોમાં થઈ ગયેલી છે.

અહીં પ્રસંગાવશાત્ એ પણ જણાવી દઈએ કે એકી

સાથે બે મંત્રની ઉપાસના થઈ શકતી નથી, અર્થાત્ કોઈ પણ એક મંત્રની જ ઉપાસના થઈ શકે છે, એટલે મંત્રોપાસના કરવાની ઇચ્છા–અભિલાષાવાળાએ જે મંત્ર શ્રેષ્ઠ હોય તેની જ પસંદગી કરવી જોઈએ. ૐકારની તુલનામાં કોઈ મંત્ર ઊભો રહી શકે એમ નથી, એ હકીકત છે; તેથી તેની જ પસંદગી કરવી યોગ્ય છે, હિતાવહ છે, કલ્યાણકારી છે.

કારિકામાં આગળ કહ્યું છે કે—

युञ्जीत प्रणवे चेतः, प्रणवो ब्रह्म निर्भयम् ।
प्रणवे नित्ययुक्तस्य, न भयं विद्यते क्वचित् ॥२५॥

'ચિત્તને–ચિત્તવૃત્તિઓને ૐકારમાં જોડવી, કારણ કે ૐકાર એ નિર્ભય બ્રહ્મ છે. ૐકારના ચિંતન–મનનમાં જે સાધક સદા જોડાએલો રહે છે, તેને કોઈ પણ વખતે ભય ઉત્પન્ન થતો નથી.'

'વિવિધ પ્રકારના ભયોમાંથી કેમ બચવું ?' એ મનુષ્ય માત્રની સમક્ષ રહેલી એક વિકટ સમસ્યા છે. મનુષ્યને મનુષ્ય તરફનો ભય ઉત્પન્ન થાય છે. સબળો નબળાને મારે છે અને તેનું સર્વસ્વ પડાવી લે છે. વળી તેને જીવનભરનો ગુલામ બનાવી તેની પાસેથી મનધાર્યું કામ લે છે. મવાલી, ગુંડા, ચોર, ડાકુ, યુદ્ધ વગેરેના ભયો આ પ્રકારના છે. યુદ્ધ–પ્રસંગના આક્રમણથી તો દેશના દેશ તારાજ થઈ જાય છે અને તેમાં રહેનારા મનુષ્યો ભયંકર મોતને ભેટે છે, અથવા તો અતિ કઢંગી સ્થિતિમાં આવી પડે છે.

અહીં કદાચ પ્રશ્ન થશે કે 'મંત્રોપાસનાથી યુદ્ધનો

ભય ટાળી શકાય ખરો ?' તેનો ઉત્તર અમે હકારમાં આપીએ છીએ. જેમ થોડા સૈનિકોએ સતત ચિંતન કરવાથી લીલોછમ વડલો થોડા જ દિવસમાં તદ્દન સૂકાઈ ગયો, તેમ રાષ્ટ્રના અનેક માણસો પવિત્ર મનથી એક જ મંત્રની ઉપાસના કરતા હોય તો તેનાં પ્રબળ આંદોલનો શત્રુપક્ષને અસર કરે છે, એટલે તે આક્રમણનો વિચાર એક યા બીજાં કારણે માંડી વાળે છે; અથવા આક્રમણ કરે છે, તો તેમાં ફાવતો નથી. ભૂતકાળમાં આવી કેટલીયે ઘટનાઓ ઈતિહાસના પાને નોંધાયેલી છે.

મહારાણા પ્રતાપ અને છત્રપતિ શિવાજીનાં નામો આ દેશની મહાન રાષ્ટ્રીય વિભૂતિઓ તરીકે બહાર આવેલાં છે, પરંતુ મહારાણા પ્રતાપ એકલિંગજી મહાદેવના અનન્ય ઉપાસક હતા અને છત્રપતિ શિવાજી માતા ભવાનીના અનન્ય સેવક હતા, એ વાત ભૂલવા જેવી નથી. તાત્પર્ય કે તેમના હૃદયમાં રાષ્ટ્રરક્ષાનો જે અદમ્ય ઉત્સાહ વ્યાપ્યો, તેની પાછળ શિવ કે શક્તિ રૂપે ૐકારની શક્તિ કામ કરતી હતી. ભારત પર અનેક આક્રમણો થવા છતાં તેની સંસ્કૃતિ ટકી રહી છે, તેનું ખરું કારણ તેના લોહીમાં રહેલો અધ્યાત્મવાદ છે, તેની ભવ્ય મંત્રોપાસના છે, એમ કહીએ તો અત્યુક્તિ નથી.

મંત્રનું અનન્ય ભાવે સ્મરણ કરવાથી ચોર–ડાકુ–લૂંટારુઓનો ભય ટળે છે, એ અનુભવ ઘણાને થયો છે. તેનો એક દાખલો થોડાં વર્ષ પહેલાં દક્ષિણના પ્રવાસ દરમિયાન અમારા જાણવામાં આવ્યો હતો, તે અહીં રજૂ કરીએ છીએ.

મારવાડના એક ગામમાં કેટલાક સશસ્ત્ર ધાડપાડુઓ ચડી આવ્યા. તેમની સંખ્યા મોટી હતી, એટલે ગામલોકો સામનો કરી શકે એવી સ્થિતિમાં ન હતા. ત્યાં એક જૈન શ્રીમંત વસતા હતા અને તેમના પર ધાડપાડુઓની ખાસ દૃષ્ટિ હતી. આ શેઠ આમ તો ધંધાર્થે બેંગલોરમાં વસતા હતા, પણ આ વખતે તેઓ કોઈ વ્યાવહારિક પ્રસંગે ગામમાં આવ્યા હતા અને તેમની તિજોરીમાં આશરે એક લાખ રૂપિયાનું સોનું હતું.

તેમને સમાચાર મળ્યા કે ધાડપાડુઓ ચડી આવ્યા છે અને થોડી જ વારમાં અહીં આવી પહોંચશે, એટલે તેઓ પરિસ્થિતિની વિકટતા સમજી ગયા, પણ ગભરાયા નહિ. તેમણે ઘરની બહાર મોટું તાળું લગાવી દીધું અને કુટુંબની વ્યક્તિઓને પાછલાં બારણેથી અહીંતહીં વિદાય કરી દીધી. પછી પોતે એ જ મકાનના એક ભાગમાં આસન જમાવી નમસ્કાર મહામંત્રની + ગણના કરવા લાગ્યા. તેમને નમસ્કાર મહામંત્ર પર અનન્ય શ્રદ્ધા હતી. તેની ગણનાથી આજસુધીમાં તેમનાં કેટલાએ વિકટ કાર્યો પાર પડયાં હતાં.

ધાડપાડુઓ ગામમાં દાખલ થતાં જ ગોળીબાર કરવા

+ વૈદિક પરંપરામાં જે સ્થાન ૐકાર કે ગાયત્રી મંત્રનું છે, તે જ સ્થાન જૈન ધર્મમાં નમસ્કાર મહામંત્રનુ છે. અમે 'નમસ્કાર-મંત્રસિદ્ધિ' નામનો એક બૃહદ્ ગ્રંથ લખેલો છે, તે મંત્રપ્રેમીઓએ અવશ્ય વાંચવા-વિચારવા જેવો છે. આ ગ્રંથના ત્રીજા ખંડમાં 'નમસ્કાર મહામંત્ર' નામનું ખાસ પ્રકરણ આપેલું છે, તે પણ જિજ્ઞાસુએ ધ્યાનથી જોઈ લેવું.

લાગ્યા, એટલે બધા લોકો ભયભીત થઈને પોતપોતાના સ્થાનમાં ભરાઈ ગયા. પછી પેલા ધાડપાડૂઓ બેફામ લૂંટ કરતાં પેલા શ્રીમંતના ઘર આગળ આવ્યા, પણ તાળાંને લીધે ઘર ભૂલ્યા અને બાજુમાં તેના જેવું જ ઘર હતું, તેને એમનું ઘર માની, તેમાં દાખલ થઈ, મનમાની મત્તા ઉપાડી ચાલતા થયા.

આ કિસ્સો તે શેઠે જ અમને કહેલો છે અને તેની પ્રામાણિકતા વિષે અમારા મનમાં જરાયે શંકા નથી.

યાત્રાર્થે જૈનોના મોટા મોટા સંઘો નીકળે છે, તે વખતે તેમાં લાખોની મત્તા હોય છે. આ સંઘની રખેવાળી માટે ચોકિયાતો રાખવામાં આવે છે, પરંતુ તેની સાથે ચાલનારા મુનિવરો પૈકી કોઈ એક મુનિ 'ૐ नमो अरिहंताणं घणु घणु महाघणु महाघणु स्वाहा' એ મંત્રનો જપ કરતા જ હોય છે, તેથી એ સંઘને ચોર-ડાકુ-લૂંટારાઓનો ઉપદ્રવ થતો નથી. ૐકારનો અનન્ય મને જપ કરતાં પણ આવું જ પરિણામ આવે છે.

મનુષ્યને પશુ, પક્ષી, સર્પ, અજગર વગેરે તરફથી પણ ભય ઉત્પન્ન થાય છે અને ભૂત, પિશાચ, વ્યંતર, ડાકિની, શાકિની આદિ તરફથી પણ ભય ઉત્પન્ન થાય છે. વળી પાણીનાં પ્રચંડ પૂર, આગ, ઝંઝાવાત તથા અનેક પ્રકારના અકસ્માતો પણ તેને ભયથી વિહ્વળ બનાવી મૂકે છે. તે જ રીતે વિવિધ પ્રકારનાં રોગો અને મૃત્યુ તેને ભયથી થરથરાવી મૂકે છે.

ૐકાર તેના ઉપાસકને આ બધા ભયોમાંથી રક્ષણ આપે છે અને 'मननात् त्रायते इति मन्त्रः' ની ઉક્તિ ચરિતાર્થ કરે છે.

જેઓ ભારત જેવી ભવ્ય ભૂમિમાં જન્મવા છતાં કે ઉત્તમ આર્યજાતિમાં ઉત્પન્ન થવા છતાં ૐકારનો મહિમા જાણતા નથી કે જાણવા છતાં તેની ઉપાસના કરતા નથી, તેમની સ્થિતિ ખરેખર! શોચનીય છે.

મનુષ્યને સમર્થ મન મળ્યું છે, વિશિષ્ટ પ્રકારની બુદ્ધિ સાંપડી છે, તેનું વાસ્તવિક ફલ તત્ત્વની વિચારણા છે. 'बुद्धेः फलं तत्त्वविचारणं च।' પરંતુ અફસોસની વાત છે કે ઘણા મનુષ્યો પોતાની બુદ્ધિનો ઉપયોગ તત્ત્વની વિચારણા માટે ન કરતાં માત્ર અર્થ અને કામની પ્રાપ્તિ માટે જ કરે છે અને તેના દ્વારા સુખની ઉપલબ્ધિ–પ્રાપ્તિ ઈચ્છે છે પરિણામે તેમના હાથમાં સુખનો પડછાયો આવે છે, પણ સુખ આવતું નથી. જ્યારે તેમને આ વસ્તુનું ભાન થાય છે, ત્યારે ઘણું મોડું થઈ ગયું હોય છે. ચકલાં ખેતર ચણી જાય, પછી પસ્તાવો કરવામાં આવે કે અરેરે! મેં તેમને પહેલેથી ઉડાડ્યા નહિ, તો તેથી શો દહાડો વળે? પાણી પહેલાં પાળ બાંધવી જોઈએ. પછી પાળ બાંધવા નીકળીએ તો એ બંધાતી નથી અને પાણી દ્વારા જે નુકશાન થવાનું હોય તે થાય જ છે.

આજનું હવામાન ભૌતિકવાદનું છે અને તે મનુષ્યને અર્થ–કામ તરફ જ ખેંચી જાય છે, પણ તેનાથી મનુષ્યને સરવાળે ફાયદો નથી. કહો કે મોટું નુકશાન જ છે. તેથી

અધ્યાત્મવાદને આગળ લાવવા માટે પ્રબળ પ્રયાસો કરવા જોઈએ. અધ્યાત્મવાદ ધર્મ અને મોક્ષની હિમાયત કરે છે તથા મનુષ્યને સાચી શાંતિ આપી શકે છે, એ નિર્વિવાદ હકીકત છે. મંત્રોપાસના એ અધ્યાત્મવાદનું એક ઉત્કૃષ્ટ અંગ છે, એ ભૂલવાનું નથી.

અનુભવી પુરુષો કહે છે કે મનુષ્યને બાલપણથી જ ૐકારની ઉપાસનામાં જોડવો જોઈએ અને તેનો અમુક જપ કરાવવો જોઈએ. અહીં કોઈ એમ કહેતું હોય કે 'બાળકો તો ખાય, પીએ અને ખેલે-કૂદે. તેમને મંત્રોપાસનામાં જોડવાની જરૂર શી ?' પણ આમ કહેનારાઓ ભૂલી જાય છે કે સુસંસ્કારોનું વાવેતર કરવાનો ખરો કાલ બાલ્યાવસ્થા છે. જો તેમાં સુસંસ્કારોનું વાવેતર થયું હશે, તો તે આગળ જતાં વિકાસ પામશે અને તેનાં મધુરાં ફલો તે ચાખી શકશે. માત્ર ખાઈ-પીઈને ખેલવા કૂદવાથી શ્રેયસ્‌ની સાધના થઈ શકશે ખરી ? એ સુજ્ઞજનોએ વિચારી લેવું.

જે માતા-પિતાઓ એમ ઈચ્છે છે કે અમારાં સંતાનો સંસ્કારી થાય, આગળ જતાં કોઈ પણ ક્ષેત્રમાં નામના મેળવે અને અમારું નામ રોશન કરે, તેમણે તો આ બાબતમાં જરા પણ દુર્લક્ષ્ય કરવા જેવું નથી. અમે અનુભવથી જોયું છે કે જો બાળકોને પ્રેમથી-મીઠાશથી પાસે બેસાડવામાં આવે અને આસન કેમ લગાવવું ? ૐકારમંત્ર કેમ બોલવો ? ધ્યાન કેમ ધરવું ? વગેરે શીખવવામાં આવે તો એ સહેલાઈથી શીખી જાય છે અને ઘણી વાર તો મોટા મનુષ્યો કરતાં પણ વધારે સારું પરિણામ બતાવે છે.

કોઈ કારણસર બાલ્યાવસ્થામાં ૐકારની ઉપાસના ભણી પગલાં ન મંડાયાં તો યુવાવસ્થામાં માંડવા જોઈએ. શુભ કાર્ય તો જ્યારે પણ કરીએ, ત્યારે ફલદાયક થાય છે. જો કોઈ એમ માનતું હોય કે 'યુવાવસ્થા તો ભોગને માટે નિર્માયેલી છે, એટલે તેમાં વિવિધ પ્રકારના ભોગો ભોગવવા જોઈએ અને એ રીતે જીવનનો આનંદ માણવો જોઈએ.' તો એ માન્યતા ભૂલભરેલી છે. એ રીતે યુવાવસ્થાનો ઉપયોગ કરનારા પસ્તાયા છે. છેવટે તેમના હાથમાં કંઈ આવ્યું નથી અને રોગ, શોક, ભય, ચિંતા આદિના ચકરાવે ચડવું પડ્યું છે.

જો જીવનનું મુખ્ય ધ્યેય મોક્ષ હોય, હોવું જ જોઈએ તો બાલ્યાવસ્થાથી જ એ દિશામાં પ્રયત્નો આરંભવા જોઈએ અને યુવાવસ્થામાં તેને વધારે જોરદાર બનાવવા જોઈએ. 'ઘડપણમાં ગોવિંદ ગુણ ગાઈશું' એમ કહેનારાઓ ઘડપણ સુધી પહોંચવાની કોઈ ખાતરી આપે છે ખરા? વાસ્તવમાં આપણું જીવન ક્ષણભંગુર છે અને આયુષ્યનો દોર ક્યારે-કેવી રીતે તૂટી જશે, તે આપણે જાણતા નથી; તેથી આપણું કર્તવ્ય તો એ જ રહે છે કે જ્યારે પણ તક મળે ત્યારે શ્રેયસાધન કરી લેવું; તેમાં જરા પણ પ્રમાદ કરવો નહિ.

અહીં પ્રસંગવશાત્ એ પણ કહી દઈએ કે જેઓ યુવાવસ્થામાં ૐકારની નિયમિત ઉપાસના કરતા રહે છે, તેમનું શરીર નીરોગી રહે છે, મનની સ્ફૂર્તિ વધે છે અને બુદ્ધિ નિર્મલ બનતાં કોઈ પણ કાર્ય પરત્વે સાચો નિર્ણય થઈ શકે છે. વળી તેમને ધંધા કે નોકરીમાં યશ મળે છે,

કોઈથી પરાભવ પામવાનો વખત આવતો નથી અને જીવનનો સર્વ વ્યવહાર સુખપૂર્વક ચાલે છે. એટલું જ નહિ પણ આગળ વધવાની મહત્ત્વાકાંક્ષા હોય તો એનાથી પૂરી પડે છે.

એક મહિના સુધી ૐકારનો વિધિસર જપ કરવાથી છસો રૂપિયાના પગારદાર મહાશય માત્ર બાર જ મહિનાની અંદર બે હજાર રૂપિયાના પગારવાળા મેનેજર બન્યા, તેના અમે સાક્ષી છીએ. તેઓ મેનેજર બને એવી કોઈ શકયતા એ વખતે ન હતી. તેમાં અનેકવિધ અંતરાયો રહેલા હતા, પરંતુ ૐકારની ઉપાસનાના બળે એ બધા અંતરાયો અજબ રીતે તૂટી ગયા અને તેમની મહત્ત્વાકાંક્ષા પૂરી થઈ.

તાત્પર્ય કે યુવાવસ્થામાં ૐકારની ઉપાસના બને તેટલી જરૂર કરવી જોઈએ. તે પ્રત્યે દુર્લક્ષ્ય કરવું યોગ્ય નથી.

કોઈ કારણસર યુવાવસ્થામાં ૐકારની ઉપાસના થઈ ન શકી તો વાનપ્રસ્થ અવસ્થામાં (પચાશ વર્ષ પછીની ઉંમરમાં) તો જરૂર જ કરવી જોઈએ. વધારે સ્પષ્ટ કહીએ તો આ વખતે ૐકારની ઉપાસનાને જીવનની મુખ્ય પ્રવૃત્તિ બનાવવી જોઈએ અને તેમાં બની શકે તેટલો વધારે સમય ગાળવો જોઈએ. ગપસપ કે ટોળટિંખળમાં ગાળેલો સમય વૃથા છે અને તાત્ત્વિક દૃષ્ટિએ તો વ્યવહાર–વ્યાપારની ભાંજગડો પણ વૃથા જ છે. જ્યારે પરમેશ્વર કે પરબ્રહ્મરૂપ ૐકારની ઉપાસનામાં ગાળેલી પ્રત્યેક ક્ષણ ઘણી કિંમતી છે, કારણ કે તે અભ્યુદયને નજીક લાવનારી છે.

અંત સમયનો સાથી તો ૐકાર જ હોવો જોઈએ,

એમાં કોઈને શંકા છે ખરી ? તો પછી એની મિત્રતા અત્યારથી જ કેમ ન કરવી ? રોગથી રીબાતાં, અનેક પ્રકારનાં કલ્પાંતો કરતાં કે બેભાન અવસ્થામાં મૃત્યુને ભેટવું તેના કરતાં સ્વસ્થ–પ્રસન્ન ચિત્તે ૐકારના ધ્યાનપૂર્વક દેહનો ત્યાગ કેમ ન કરવો ? એ સર્વથા શક્ય છે, પણ તે માટે અત્યારથી જ ૐકારની ઉપાસના શરૂ કરી દેવી જોઈએ અને તેમાં મક્કમતાથી આગળ વધવું જોઈએ. જેનો નિર્ધાર મક્કમ છે, તેને વિજય અવશ્ય સાંપડે છે.

ૐકારની ઉપાસના અંગે સ્વામી શ્રી મહેશાનંદગિરિજીનું ચરિત્ર જાણવા જેવું છે, તેથી તે અહીં સંક્ષેપમાં રજૂ કરીએ છીએ.

## ૐકારના અનન્ય ઉપાસક
## સ્વામી શ્રી મહેશાનંદગિરિજી

હરદ્વાર-કનખલમાં ગંગા નદીના તટ ઉપર સંન્યાસીઓનો એક વિશાલ સુંદર મઠ છે. તે સુરતગિરિજી મહારાજના નામથી વિખ્યાત છે. સ્વામી સુરતગિરિજી મહારાજ સંન્યાસી–સમાજમાં એક ઘણા પ્રસિદ્ધ યોગીશ્વર થઈ ગયા. તેમને એક શિષ્ય હતા, તેમનું નામ સ્વામી શ્રી મહેશાનંદગિરિજી. તેઓ ગુજરાતના નાગર બ્રાહ્મણના કુલમાં જન્મેલા હતા અને સુયોગ્ય વિદ્વાન હતા. પ્રથમ તેઓ ધર્મપ્રચાર માટે એક મંડલી સાથે ભારત–ભરમાં ભ્રમણ કરતા હતા.

તેમને મોટા મોટા પંડિતોની ભેટ થતી હતી, પણ તેમની સર્વતોગામી પ્રતિભાથી બધા પંડિતો સ્તબ્ધ તથા

નતમસ્તક બની જતા હતા. એક વાર તેઓ જયપુર પધાર્યા, ત્યાંના પંડિતો સાથે રાજસભામાં શાસ્ત્રાર્થ થયો અને તેમાં તેમણે જ્વલંત વિજય મેળવ્યો. વિદ્વાન્ રાજાએ તેમની કદર કરી અને તેમને ભારે માન આપ્યું.

આ રીતે કેટલોક વખત ભારતભ્રમણ કર્યા પછી તેઓ પોતાના ગુરુ શ્રી સુરતગિરિજી મહારાજનાં દર્શન અર્થે હરદ્વાર-કનખલમાં આવ્યા. ગુરુજી સાથે વાતમાં વાત નીકળતાં તેમણે કંઈક અહંકારના ભાવથી પંડિતપરાજય અને પોતાના વિજયની વાત કહી. એકાંતવાસી યોગી ગુરુરાજને આ વાત પસંદ ન પડી. તેમણે કંઈક રોષમાં આવીને કહ્યું કે 'શું તું બ્રાહ્મણ પંડિતોના પરાજય માટે જ વિદ્યા શીખ્યો છે? આવી અહંકારની વાત કરતાં તને શરમ કેમ નથી આવતી?' પછી શાંત ભાવથી તેઓ કહેવા લાગ્યા કે 'અરે ભાઈ! વિદ્યા તો આપણા કલ્યાણને માટે હોવી જોઈએ. જે વિદ્યાથી અવિદ્યાની નિવૃત્તિ ન થાય, તે વિદ્યા શા કામની? પ્રકાશ તો તેનું નામ કે જે અંધકારને દૂર કરે.'

શ્રેષ્ઠ પુરુષોને તો એક જ ચીમકી બસ હોય છે. તેમણે ગુરુજીનો ઉપદેશ ગ્રહણ કરી લીધો અને પોતાની પાસેનાં તમામ પુસ્તકો તથા વસ્ત્રનો પરિત્યાગ કરીને નગ્ન અવધૂતની અવસ્થામાં ચૂપચાપ હૃષિકેશની વાટ પકડી. ત્યાં એક બંગલાના પાછળના ભાગમાં આવેલી એક કુટિરમાં નિવાસ કર્યો. ગુરુજીને ખબર પડતાં કેટલાક મહાત્માઓને મોકલી તેમને પાછા બોલાવ્યા, પણ તેઓ પાછા ફર્યા નહિ.

हृषिकेशमां तेमणे अचल ब्रह्मनिष्ठा धारण करीने, मौनवृत्तिए केटलांये वर्षो पसार कर्यां, पण पोतानी ए दिगम्बर अवस्था तथा मौनवृत्तिमां कशुं परिवर्तन कर्युं नहि के कोईनी साथे दृष्टि पण मेळवी नहि ! कोई जबर-दस्तीथी तेमनी पासे वस्त्र मूकी जतुं तो तेओ एना फाडीने टूकडा करी नाखता के जेथी फरीने ते वस्त्र आपवानुं साहस करे नहि. तेमनी तितिक्षा अति उच्च कोटिनी हती. हिमालयनी कडकडती ठंडीमां पण तेओ एक चटाई पर दिगम्बर अवस्थामां ज आरामथी सूई रहेता हता.

तेओ ए एकांत स्थानमां बेसीने ॐ मंत्रनो निरंतर अभ्यास करता हता. प्रथम तेओ ॐकारनुं दीर्घस्वरे उच्चारण करता अने पछी मानसजपमां लागी जता तथा 'तज्जपस्तदर्थ-भावनम्'–सूत्र अनुसार ॐकार निर्दिष्ट आत्मतत्त्वनुं निदिध्यासन करता. आ उपासनाना परिणामे तेमने केटलीक विलक्षण सिद्धिओ प्राप्त थई हती, तेथी लोको तेमने 'सिद्ध बाबा'ना नामथी ओळखवा लाग्या हता.

तेमनी कुटिरमां कदी कदी वींछी के सापनां दर्शन थतां, परंतु तेओ एनाथी जरापण भय पामता नहि, एटलुं ज नहि पण तेने दूर करवानी चेष्टा पण करता नहि. तेओ सदा ॐकारना चिंतनमां ज मग्न रहेता. उपर कहेवायुं छे के ॐकार ए निर्भय ब्रह्म छे, तेना जपमां मग्न रहेनारने कदी कोई पण स्थळेथी कोई प्रकारनो भय उत्पन्न थतो नथी, ते वस्तु अहीं साक्षात् जोवा मळती हती. योगशास्त्रमां

કહ્યું છે કે જ્યારે હૃદયમાં અહિંસાની પ્રતિષ્ઠા થાય છે, ત્યારે અન્ય પ્રાણીઓ વૈરનો ત્યાગ કરી દે છે, અર્થાત્ તેઓ અહિંસક વૃત્તિવાળા મહાપુરુષ પર કોઈ પ્રકારનો હૂમલો કરતા નથી. જે જંગલમાં પગ મૂકતાં આપણે ગભરાઈએ અથવા પાસે બંદુક વગેરે શસ્ત્ર વિના ડગલું ન ભરીએ, ત્યાં મહાત્મા લોકો નિર્ભયતાથી ચાલ્યા જાય છે, એ શું બતાવે છે? ૐકાર મંત્રના પ્રભાવે તેઓ નિર્ભય બની જાય છે અને હિંસક પશુઓને તેમના પ્રત્યે જરા પણ દ્વેષ ઉત્પન્ન થતો નથી.

એક વાર અમૃતસરની એક બાઈ હરદ્વારમાં આવી. તેણે લોકોને પૂછ્યું કે 'આટલામાં કોઈ સિદ્ધ બાબા રહે છે ખરા?' લોકોએ તેમનું નામ આપ્યું તથા તેમનું સ્થાન પણ બતાવ્યું. તે બાઈનો પ્રશ્ન પૂછવાનો હેતુ એ હતો કે એ સિદ્ધ બાબાની કૃપાથી પુત્રની પ્રાપ્તિ થાય. તેને હજી સુધી પુત્રરત્નની પ્રાપ્તિ થઈ ન હતી. તે બાઈ બાબાના સ્થાન પર પહોંચી અને પુત્રને માટે પ્રાર્થના કરવા લાગી. તે જ્યારે ઘણી પાછળ પડી, ત્યારે બાબાજીએ પાસે પડેલો ડંડૂકો ઉઠાવ્યો અને તેના ત્રણ પ્રહારો કર્યા. તે બાઈ સમજી કે આ તો મને સિદ્ધ બાબાનો પ્રસાદ મળ્યો, એટલે મને ત્રણ પુત્રોની પ્રાપ્તિ થશે. અને બન્યું પણ એવું કે થોડા વર્ષમાં તેને ત્રણ પુત્રરત્નોની પ્રાપ્તિ થઈ. પછી આનંદની સીમા શું રહે? આ પુત્રો મોટા થયા પછી દર વર્ષે કનખલ આવતા અને ત્યાં રહેલા મહાત્માઓ માટે ભંડારો વગેરે કરતા.

શરીર છોડતાં પહેલાં સિદ્ધ બાબાએ વીશ દિવસ અગાઉ

ભોજનનો ત્યાગ કર્યો હતો અને માત્ર ગંગાજળ લેવાનું રાખ્યું હતું. શરીરનો ત્યાગ કરતાં પહેલાં તેમની પીઠ પર એક મોટો પીડાજનક ફોલ્લો નીકળ્યો હતો, પરંતુ તે અંગે તેમણે કદી કોઈ પ્રકારનું દુઃખ વ્યક્ત કર્યું ન હતું. 'દેહનો ધર્મ દેહ બજાવે' એમ માનીને તેઓ શાંત–સ્વસ્થ રહ્યા હતા.

નિર્ધારિત દિવસે તેઓ શરીર છોડવા તત્પર થયા, ત્યારે સ્થાનીય સર્વ મહાત્માઓ એકત્ર થઈને તેમની પાસે આવ્યા અને 'અમને અંતિમ ઉપદેશ આપો' એવી પ્રાર્થના કરવા લાગ્યા, ત્યારે તેમણે એક પણ શબ્દ ન ઉચ્ચારતાં કોરા કાગળ પર ૐકાર ચિતર્યો, તે એમ બતાવવાને કે આ મંત્રનો પ્રતિક્ષણ જપ કરતા રહેજો અને તેના અર્થનું નિરંતર અનુસંધાન કરજો. આ સિવાય મારે અન્ય કંઈ કહેવાનું નથી.

પછી તેમણે પોતાનાં નયનો બંધ કરી દીધાં કે પ્રાણનું વિસર્જન થયું. આવું ધન્ય મૃત્યુ કોણ પામી શકે છે? આજે પણ તેમની એ કુટિર ઉક્ત બંગલામાં વિદ્યમાન છે. તેનાં દર્શન કરતાં જ એ મહાપુરુષની પુણ્ય સ્મૃતિ આપણા મનમાં જાગી જાય છે અને ૐકારની અનન્ય મને ઉપાસના કરવાનો સંદેશ આપી જાય છે.

આજે કેટલાક મહાત્માઓ કોઈ પર્વતની ગુફામાં કે ઘાસ વગેરેની બનાવેલી પર્ણકુટિમાં વસીને પણ ૐકારની ઉપાસના કરે છે અને તે વખતે લંગોટી તથા એકાદ વસ્ત્રનો ઉપયોગ કરે છે. આમ છતાં શ્રદ્ધા, પવિત્રતા, એકાંત, મૌન, સાત્ત્વિક ભોજન, જપ અને ધ્યાનના પ્રભાવે તેમને પણ અનેક

પ્રકારની સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે. હિમાલયમાં આવા મહાત્માઓની સંખ્યા ઘણી છે, પણ ભાગ્યશાળીઓને જ તેમનો ભેટો થાય છે. થોડાં વર્ષ પહેલાં એક વિદેશી વિદ્વાને આ બાબતનો પોતાનો અનુભવ વર્તમાનપત્રો દ્વારા પ્રકટ કર્યો હતો.

આ પ્રકરણ સમાપ્ત કરતાં પહેલાં એટલું જણાવીશું કે ૐકારની ઉપાસના પ્રાચીન કાલમાં હતી, આજે પણ છે અને ભવિષ્યમાં પણ રહેશે.

[૭]

## જપવિધિ

**જપનો હેતુ :**

'नाजपात् सिद्ध्यते मन्त्रः–જપ વિના મંત્ર સિદ્ધ થતો નથી.' તેથી ૐકારમંત્રની સિદ્ધિ માટે તેનો જપ કરવાની આવશ્યકતા છે.

અગ્નિપુરાણમાં કહ્યું છે કે–

ओङ्कारं यो विजानाति, योगी स हरिः पुमान् ।
ओङ्कारमभ्यसेत् तस्मात्, मन्त्रसारं तु सर्वदम् ॥
सर्वमन्त्रप्रयोगेषु, प्रणवः प्रथमः स्मृतः ।
ओङ्कारो परमो मन्त्रस्तं जप्त्वा चामरो भवेत् ॥

'જે પુરુષ ૐકારને સારી રીતે જાણે છે, એટલે કે તેનું તત્ત્વ અને ધ્યાનથી સંવેદન કરે છે, તે ખરો યોગી છે અને તેજ સાક્ષાત્ હરિ છે; તેથી (અભ્યુદયની ઈચ્છાવાળાએ) સર્વમંત્રોમાં શ્રેષ્ઠ અને સર્વ વસ્તુઓને આપનાર એવા ૐકારમંત્રનો નિત્ય અભ્યાસ કરવો જોઈએ.

'સર્વ મંત્રપ્રયોગોમાં ૐકારને પ્રથમ કહેલો છે, એટલે તેનું સ્મરણ સહુથી પહેલાં કરવું જોઈએ. ખરેખર! ૐકાર એ પરમ મંત્ર છે. તેનો જપ કરીને–જપ કરવાથી મનુષ્ય અમર અર્થાત્ દેવ બને છે; અથવા કદી મરવું ન પડે તેવી સ્થિતિ પ્રાપ્ત કરે છે.'

## જપ કરવાનું સ્થાન :

જપ કરવાનું સ્થાન જેટલું શાંત અને જેટલું પવિત્ર હોય તેટલું વધારે સારું. આજ કારણે પ્રાચીન કાલમાં ૐકારની વિશિષ્ટ ઉપાસના કરનારાઓ જનસંસર્ગથી દૂર એવા એકાંત પ્રદેશમાં, જલાશયની સમીપ, ઘાસની કુટિ બાંધીને રહેતા; અને આજે પણ એવા મનુષ્યો બનતાં સુધી કોઈ પહાડનો એકાંત પ્રદેશ, નદીનો એકાંત કિનારો કે વનપ્રદેશમાં આવેલાં તીર્થસ્થાન કે આશ્રમ આદિનો આશ્રય લે છે. પરંતુ બધા મનુષ્યોને આવો સંયોગ પ્રાપ્ત થઈ શકે નહિ. તેમણે પોતાનાં સાધન–સંયોગ અનુસાર જ સ્થાનની પસંદગી કરવી, એટલે કે પોતાના નિવાસસ્થાનનો શાંત–એકાંત ભાગ પસંદ કરવો.

ભૂમિ શુદ્ધ હોય, સ્વચ્છ શીતલ પવનની લહરિઓ આવતી હોય; નજીકમાં બાલબચ્ચાં કે અન્ય મનુષ્યોનો કોલાહલ ન હોય, મચ્છર, માંકડ કે ચાંચડ વગરેનો ઉપદ્રવ ન હોય, તેમજ ત્યાં કોઈ પ્રકારની દુર્ગંધ આવતી ન હોય, તો એ સ્થાનને જપ માટે ઉત્તમ સમજવું.

જ્યાં જપને માટે જૂદો ઓરડો કે ઓરડી કાઢી શકાય

એવી સ્થિતિ હોય, ત્યાં તેમ અવશ્ય કરવું અને તે ઓરડા કે ઓરડીને ઇષ્ટદેવનાં ચિત્રો તથા સુંદર સુભાષિતોથી શણગારી દેવો. વળી તેમાં નિયમિત ધૂપ અને દીપ કરતા રહેવું. તેનાથી વાતાવરણ સ્વચ્છ રહે છે અને પ્રેરક પણ બને છે.

ટૂંકમાં જપ માટેનું સ્થાન એવું રમણીય કે સુંદર બનાવવું કે જેમાં દાખલ થતાં જ ચિત્ત પ્રસન્ન થાય અને ત્યાં બેસી જવાનું દિલ થાય. સ્થાન તથા વાતાવરણની અસર આપણા મન તથા શરીર પર બહુ મોટી થાય છે, એમાં કોઈને સંદેહ છે ખરો ? આપણાં તીર્થસ્થાનો સાગર તટે, નદીના સંગમસ્થાને, વનપ્રદેશમાં કે પર્વતોના શિખર આદિ પ્રદેશમાં બાંધવાની પાછળ એ જ હેતુ રહેલો છે કે ત્યાં આવનારનાં ચિત્ત પ્રસન્ન થાય અને તેઓ ભક્તિ–તપ–જપ–ધ્યાનાદિ ક્રિયાઓ સારી રીતે કરી શકે. રાજા, મહારાજાઓ તથા શ્રીમંતો પોતાના મહેલ કે બંગલાઓની આસપાસ સુંદર બગીચાઓ એટલા જ માટે બનાવે છે કે તેમાં રહેવાથી–બેસવાથી ચિત્ત પ્રસન્ન રહે અને તેનાં સુરમ્ય દર્શનથી નેત્રોને ટાઢક વળે. તાત્પર્ય કે મંત્રજપ માટે સ્થાન એક મહત્ત્વની વસ્તુ છે, એટલે તેની પસંદગી બને તેટલી ઉત્તમ કરવી જોઈએ.

**આસન :**

મંત્રજપ બેસીને પણ થઈ શકે છે અને ઊભા ઊભા પણ થઈ શકે છે. કેટલાક એક પગે ઊભા રહીને પણ મંત્રજપ કરે છે; પરંતુ વર્તમાન કાલે આપણી શારીરિક સ્થિતિ

જોતાં બેસીને મંત્રજપ કરવાનું વધારે સુગમ છે. બેસીને જપ કરતી વખતે કંબલ, મૃગચર્મ, વ્યાઘ્રચર્મ વગેરેનો ઉપયોગ કરી શકાય છે, પરંતુ કંબલનું આસન સહુ કોઈને સહેલાઇથી પ્રાપ્ત થઈ શકે એવું છે.

**શરીરની અવસ્થા :**

જપ કરતી વખતે શરીરની અવસ્થા કેવી રાખવી જોઇએ? તેનો ઉત્તર **સામવેદીય-યોગચૂડામણિ ઉપનિષદ્**ના નિમ્નશ્લોકથી પ્રાપ્ત થાય છે :

**पद्मासनं समारूह्य, समकायशिरोधर: ।**
**नासाग्रदृष्टिरेकान्ते, जपेद् ओङ्कारमव्ययम् ॥**

'પદ્માસને બેસીને, શરીર તથા મસ્તકને સીધું રાખીને, દૃષ્ટિ નાસિકાના અગ્રભાગ પર સ્થાપીને, એકાંત સ્થાનમાં, અવ્યય એટલે અવિકારી એવા ૐકારમંત્રનો જપ કરવો જોઇએ.'

પદ્માસન પ્રસિદ્ધ છે. તેના પર બેસીને ૐકારનો જપ થઈ શકે તો ઉત્તમ, પણ લાંબો સમય તેવી સ્થિતિમાં બેસી શકાય તેવું ન હોય તો સુખાસને એટલે સાદી પલાંઠી વાળીને પણ એ જપ કરી શકાય છે.

શરીરને સીધું રાખવું, એટલે બરડો સીધો રાખવો–કરોડરજ્જુ સીધી રાખવી, વાંકા વળીને બેસવું નહિ. થાંભલા કે ભીંતને અઢેલીને બેસતાં આ નિયમનું પાલન થઈ શકે નહિ, માટે તેનાથી થોડે દૂર બેસવું.

મસ્તકને સીધું રાખવાનો અર્થ એ છે કે તેને ઊંચું કે નીચું ન રાખતાં સમાંતર રાખવું–સીધું રાખવું.

દૃષ્ટિ નાસિકાના અગ્રભાગ પર સ્થાપવાનો અર્થ એ છે કે એ વખતે આડું–અવળું જોવાય નહિ, ઊંચે પણ નજર નખાય નહિ, પણ નેત્રોને અર્ધાં બંધ અને અર્ધાં ઉઘાડાં રાખીને તેની નજર નાકના ટેરવા પર સ્થિર કરવી જોઈએ. વિકલ્પે નેત્રો બંધ કરીને પણ ૐકારનો જપ કરી શકાય છે.

**માલા :**

ૐકારનો જપ કરમાલા એટલે હાથનાં આંગળાંઓનો ઉપયોગ કરવાથી પણ થઈ શકે અને અક્ષમાલા એટલે મણકાની બનેલી માલાથી પણ થઈ શકે કે જેને સામાન્ય રીતે જપમાલિકા કે જપમાલા કહેવામાં આવે છે. કરમાલાથી જપ કેવી રીતે થઈ શકે ? તે અમે મંત્રવિજ્ઞાનના ત્રેવીશમા પ્રકરણમાં વિસ્તારથી બતાવ્યું છે, તે જિજ્ઞાસુએ જોઈ લેવું. અક્ષમાલાથી જપ કરવા ઈચ્છનારે રુદ્રાક્ષ કે સુખડની માલાનો ઉપયોગ કરવો. સ્ફટિકની માલા પણ કામમાં લઈ શકાય. આ માલા પ્રાયઃ ૧૦૮ મણકાની જ રાખવી, જેથી મંત્રગણના બરાબર થઈ શકે.

**દિશા :**

ૐકારનો જપ કરતી વખતે ઉપાસકે પોતાનું મુખ પૂર્વ દિશા ભણી રાખવું જોઈએ, કારણ કે એ સૂર્યની દિશા છે અને તેમાંથી શક્તિનો સ્રોત મેળવવાનો છે. પ્રાચીન

કાલમાં વિશિષ્ટ ઉપાસના માટે જે કુટિ બનાવવામાં આવતી, તેનું મુખ પૂર્વ દિશા ભણી રાખવામાં આવતું અને મંત્રજપ સૂર્યની સામે બેસીને કરવામાં આવતો. ૐકારની બીજી માત્રા ઉ એ હિરણ્યગર્ભની માત્રા છે, એટલે તેનો સૂર્યની સાથે ગાઢ સંબંધ છે, એ ભૂલવાનું નથી. જો પૂર્વ દિશાનો યોગ ન હોય તો ઉત્તર દિશામાં બેસી શકાય છે.

**સમય :**

ૐકારનો જપ કોઈ પણ સમયે કરી શકાય છે; કારણ કે તે સતત સ્મરવા યોગ્ય છે. આમ છતાં બ્રાહ્મ મુહૂર્ત અને પ્રાતઃકાલનો સમય તે માટે વધારે પસંદ કરવા યોગ્ય છે. બ્રાહ્મ મુહૂર્ત એટલે રાત્રિની છેલ્લી છ ઘડી. કાલની વર્તમાન પરિભાષામાં કહીએ તો રાત્રિના છેલ્લા અઢી કલાક.× આ વખતે વાતાવરણ શાંત અને ખુશનુમા હોય છે. તેમાં મુખ્યત્વે બ્રહ્મનું જ ચિંતન કરવું જોઈએ, તેથી જ તેનું નામ બ્રહ્મ-મુહૂર્ત રાખેલું છે. ભાગવતના આઠમા સ્કંધના ચોથા અધ્યાયમાં કહ્યું છે કે—

उत्थायापररात्रान्ते प्रयताः सुसमाहिताः ।
स्मरन्ति प्रणवं सत्यं मुच्यन्ते ह्येनसोऽखिलात् ॥६४॥

'રાત્રિના અંતે બ્રહ્મમુહૂર્તમાં સ્થિર મન વડે જે મનુષ્યો પ્રયત્નપૂર્વક સત્યસ્વરૂપ પ્રણવનો જપ કરે છે, તે સમસ્ત પાપોથી મુક્ત થઈ જાય છે.'

---

× છ ઘડીની ૧૪૪ મીનીટ થાય. અઢી કલાક એટલે ૧૫૦ મીનીટ.

પ્રાતઃકાલમાં સૂર્યોદય થયા પછી તેની સામે બેસીને જપ કરવાની તક મળે છે, તેમજ આ સમય પણ પ્રમાણમાં શાંત અને પવિત્ર હોય છે, તેથી તેની પસંદગી કરવી યોગ્ય છે.

જો પ્રાતઃકાલમાં સમય ન મળે તો રાત્રે સૂતાં પહેલાં ૐકારનો જપ કરવો ઇષ્ટ છે. તેનાથી પણ ઘણો લાભ થવા સંભવ છે. તે અંગે મંત્રવિજ્ઞાન પૃ. ૧૭૨ પર આપેલો દાખલો ધ્યાનમાં રાખવા જેવો છે.

**જપસંખ્યા**

હવે જપની સંખ્યા પર આવીએ. સામવેદીય સંન્યાસોપનિષદ્‌ના બીજા અધ્યાયમાં કહ્યું છે કે–

यस्तु द्वादशसाहस्रं प्रणवं जपतेऽन्वहम् ।
तस्य द्वादशभिर्मासैः परं ब्रह्म प्रकाशते ॥

'જે મનુષ્ય પ્રતિદિન પ્રણવનો ૧૨૦૦૦ જપ કરે છે, તેને બાર મહિનામાં જ પરબ્રહ્મનાં દર્શન થાય છે.'

ત્યાં એમ પણ કહ્યું છે કે–

सर्वेषामेव पापानां सङ्घाते समुपस्थिते ।
तारं द्वादशसाहस्रमभ्यसेच्छेदनं हि तत् ॥

'જે મનુષ્યનાં સર્વ પ્રકારનાં પાપોનો સમૂહ એકત્ર થઈ ગયો હોય (અને તેના વિનાશનો અન્ય- કોઈ ઉપાય ન હોય તો) નિત્ય ૧૨૦૦૦ સંખ્યાપ્રમાણ ૐકારનો જપ કરવાથી તેનું છેદન થાય છે, એટલે કે તેનો સંપૂર્ણ નાશ થઈ જાય છે.'

જેઓ પ્રતિદિન આટલી મોટી સંખ્યામાં જપ કરી ન શકે, તેઓ ૫૦૦૦ જપ કરે. તેથી પણ મર્યાદિત સમયમાં સિદ્ધિ થાય છે. આટલો જપ કરવાની પણ અનુકૂલતા ન હોય તો રોજનો ૧૦૦૮ જપ તો અવશ્ય કરવો જોઈએ. આથી ઓછો જપ કરતાં મન-હૃદય પર જેવો અને જેટલો સંસ્કાર પડવો જોઈએ, તેટલો પડતો નથી, તેથી ૐકારની જપસંખ્યાનું ઓછામાં ઓછું પ્રમાણ ૧૦૦૮ સમજવું.

**પ્રાણાયામ :**

ૐકારનો જપ શરૂ કરતાં પહેલાં પ્રાણાયામ, ન્યાસ, ધ્યાન અને પ્રણવકવચનો પાઠ કરવાથી નાડીતંત્રમાં સ્ફૂર્તિ આવે છે, જપ બહુ સારી રીતે થઈ શકે છે, ૐકારની હૃદયમાં પ્રતિષ્ઠા થાય છે તથા સર્વ પ્રકારના ભયોમાંથી રક્ષણ મળે છે.

કેટલાક પ્રાણાયામનું નામ સાંભળીને ભડકે છે, પણ તેમાં ભડકવા જેવું કંઈ જ નથી. એ તો દીર્ઘ શ્વાસોચ્છવાસ લેવા-મૂકવાની તથા સ્થિર કરવાની એક નિર્દોષ ક્રિયા છે.

આસને ટટાર બેઠા પછી ડાબા હાથની ટચલી આંગળી વડે જમણું નસકોરું અને અંગૂઠા વડે ડાબું નસકોરું બંધ કરવું. પછી ટચલી આંગળી ઊંચી કરી જમણું નસકોરું ખુલ્લું કરવું અને તેના વડે દીર્ઘ શ્વાસ લેવો. આ થઈ શ્વાસ લેવાની-પૂરવાની ક્રિયા. તેને યૌગિક ભાષામાં પૂરક કહે છે. પછી જમણી આંગળીથી ફરી નસકોરું દબાવી દેવું અને લીધેલા શ્વાસને શરીરમાં સ્થિર કરવો. તેને યૌગિક પરિભાષામાં કુંભક કહે છે. જ્યાં સુધી શ્વાસ ટકાવી શકાય ત્યાં

સુધી આ ક્રિયા ચાલુ રાખવી. પછી અંગૂઠો ઉઠાવી લઈને ડાબા નસકોરાંથી શ્વાસને ધીરે ધીરે છોડવો–બહાર કાઢવો. તેને યૌગિક પરિભાષામાં રેચક કહે છે. આ રીતે પૂરક, કુંભક અને રેચક થાય ત્યારે એક પ્રાણાયામ થયો કહેવાય. કુંભક જેટલો વધારે થાય, તેટલો વધારે ફાયદો થાય છે, પણ તે અભ્યાસ માગે છે. અભ્યાસ વધતાં કુંભક લાંબો સમય કરી શકાય છે. પ્રાણાયામ કરતી વખતે ૐકારનો જપ ચાલુ રાખવો જોઈએ.

શરૂઆતમાં પાંચ થી છ પ્રાણાયામ કરવા, પછી ધીમે ધીમે સંખ્યા વધારવી અને સોળ સુધી પહોંચવું.

પ્રાણાયામને લીધે અજીર્ણ, મંદાગ્નિ, પેટનું શૂળ કોષ્ઠ-બદ્ધતા વગેરે દૂર થાય છે, પિત્તાશય સુધરે છે તથા હૃદયને બળ મળે છે. આ ક્રિયા મનને સ્થિર–એકાગ્ર કરવામાં ઉપયોગી હોવાથી જ તેને યોગસાધનનું તથા મંત્રસાધનનું એક ખાસ અંગ માનેલું છે.

ન્યાસ :

ॐअस्य प्रणवकवचस्य ब्रह्मऋषिरनुष्टुप छन्दः। परमात्मा देवता। अं बीजं। उं शक्तिर्मङ्कीलकं। गुणत्रयात्मकमायात्मक-बन्धमोक्षार्थे जपविनियोगः।

પ્રાણાયામ પછી કરન્યાસ તથા અંગન્યાસ કરવો જોઈએ. તે અંગે પ્રણવકલ્પમાં કહ્યું છે કે–

'પ્રણવકવચના ઋષિ બ્રહ્મા છે, છંદ અનુષ્ટુપ છે,

દેવતા પરમાત્મા છે, બીજ अ છે, શક્તિ उ છે અને કીલક म् છે. આવા ૐકારનો સત્ત્વ, રજસ અને તમોરૂપ માયામય બંધથી મુક્તિ પામવા માટે ન્યાસરૂપમાં જપ કરવાનો નિશ્ચય કરું છું.'

કરન્યાસ કરવાનો વિધિ આ પ્રમાણે સમજવો :

ॐ अं-अंगुष्ठाभ्यां नमः।

આ પદ બોલતાં તર્જની આંગળી પર દૃષ્ટિ રાખવી અને તેમાં अ રૂપી બીજની સ્થાપના થાય છે, એમ ચિંતવવું. તથા તર્જની આંગળી વડે તેને સ્પર્શ કરવો.

ॐ उं तर्जनीभ्यां नमः।

આ પદ બોલતાં તર્જની આંગળી પર દૃષ્ટિ રાખવી અને તેમાં उ રૂપી શકિતની સ્થાપના થાય છે, એમ ચિંતવવું. તથા અંગૂઠા વડે તેને સ્પર્શ કરવો.

ॐ मं मध्यमाभ्यां नमः।

આ પદ બોલતાં મધ્યમા આંગળી પર દૃષ્ટિ રાખવી. અને તેમાં म् રૂપી કીલકની સ્થાપના થાય છે, એમ ચિંતવવું તથા અંગૂઠા વડે તેને સ્પર્શ કરવો.

ॐ अं अनामिकाभ्यां नमः।

આ પદ બોલતાં અનામિકા પર દૃષ્ટિ રાખવી અને अ રૂપી બીજની સ્થાપના થાય છે, એમ ચિંતવવું તથા અંગૂઠા વડે તેને સ્પર્શ કરવો.

ॐ उं कनिष्ठकाभ्यां नमः।

આ પદ બોલતાં કનિષ્ઠા એટલે ટચલી આંગળી પર દૃષ્ટિ રાખવી અને તેમાં ઉ રૂપી શક્તિની સ્થાપના થાય છે, એમ ચિંતવવું તથા અંગૂઠા વડે તેને સ્પર્શ કરવો.

ॐ मं करतलकरपृष्ठाभ्यां नमः।

આ પદ બોલતાં કરતલ એટલે હથેળી અને કરપૃષ્ઠ: એટલે તેની પાછળનો ભાગ તેના પર દૃષ્ટિ રાખવી અને તેમાં મ્ રૂપી કીલકની સ્થાપના થાય છે, એમ ચિંતવવું તથા બંને હાથના પૃષ્ઠભાગ તથા તળિયાં એક બીજાને મેળવવાં. આ રીતે કરન્યાસની ક્રિયા પૂરી થયા પછી અંગન્યાસની ક્રિયા શરૂ કરવી. તે આ પ્રમાણે :

ॐ अं हृदयाय नमः।

આ પદ બોલતાં હૃદય પર હાથ રાખવો અને તેમાં અ રૂપી બીજની સ્થાપના થઈ રહી છે, એમ ચિંતવવું.

ॐ उं शिरसे स्वाहा।

આ પદ બોલતાં કપાળને સ્પર્શ કરવો અને તેમાં ઉ રૂપી શક્તિની સ્થાપના થઈ રહી છે, એમ ચિંતવવું.

ॐ मं शिखायै वषट्।

આ પદ બોલતાં શિખાને સ્પર્શ કરવો અને તેમાં મ્ રૂપી કીલકની સ્થાપના થઈ રહી છે, એમ ચિંતવવું.

ॐ अं कवचाय हुँ।

આ પદ બોલતાં કવચ એટલે હાથના મધ્ય ભાગને સ્પર્શ કરવો અને તેમાં અ રૂપી બીજની સ્થાપના થઈ રહી છે, એમ ચિંતવવું.

ॐ वुं नेत्रत्रयाय वौषट् ।

આ પદ બોલતાં બે નેત્રો તથા બે ભ્રૂકુટિના વચલા ભાગને સ્પર્શ કરવો અને ત્યાં वु રૂપી શક્તિની સ્થાપના થાય છે, એમ ચિંતવવું.

છેવટે 'अस्त्राय फट्' કહીને તાલી બજાવતાં અંગ-ન્યાસની ક્રિયા પૂરી થાય છે.

ધ્યાન :

પ્રણવકલ્પમાં કહ્યું છે કે–

ॐकारमाद्यं परमात्मरूपं,
संसारनाशे च समर्थमन्त्रम् ।
अचञ्चलं प्राप्यमजिह्मभक्तै–
र्ध्यायेत् सदा देशिकवाक्यमानात् ॥१॥

'સર્વ જગતનું કારણ પરમાત્માનું શબ્દબ્રહ્મમય રૂપ અથવા સ્વરૂપને પ્રકટ કરનાર અને તેથી જ સંસારનો નાશ કરવામાં તથા નિરતિશય સુખ આપવામાં સમર્થ, કુટિલતા આદિ સર્વ દોષોથી રહિત તથા સરળતા, નિર-ભિમાનતા આદિ ગુણોથી યુક્ત એવા ભક્તો વડે અંદર અને બહારની ચંચલતાથી રહિત થયા પછી સ્થિરતામાં પ્રાપ્ત થનાર એવા ૐકાર મંત્રનું પોતાની ગુરુપરંપરા વડે પ્રાપ્ત તેનાં અંગ અને રહસ્યનું જ્ઞાન મેળવી નિરંતર ધ્યાન કરવું જોઈએ.'

રશ્મિમાલામાં કહ્યું છે કે નીચેનો શ્લોક બોલીને ૐકારનું ધ્યાન ધરવું :–

ओङ्कारवाच्यमुच्चचण्डांशुसदृशप्रभम् ।
वासुदेवाभिधं ब्रह्म विश्वगर्भमुपास्महे ॥

'ૐકારરૂપ વાચ્ય જે મધ્યાહ્નના સૂર્ય જેવી પ્રભાવાળો છે, વાસુદેવ તરીકે ઓળખાય છે, તે બ્રહ્મરૂપ છે તથા વિશ્વ-ગર્ભ છે, એટલે કે સકલ વિશ્વ તેના ગર્ભમાં રહેલું છે, તેની અમે ઉપાસના કરીએ છીએ.'

અહીં સમ્પ્રદાય અનુસાર અન્ય શ્લોક બોલવો હોય તો બોલી શકાય છે; પરંતુ એટલી વાત ધ્યાનમાં રાખવી કે મંત્રનું જે સ્વરૂપે ધ્યાન ધરવામાં આવે છે, તે જ સ્વરૂપે તે આગળ જતાં દર્શન દે છે, એટલે ધ્યાનની આ ક્રિયા અતિ મહત્ત્વની છે. તે માત્ર બોલી જવા માટે નહિ, પણ મનમાં તે પ્રકારનું સ્વરૂપ અંકિત કરવા માટે યોજાયેલી છે.

પ્રણવકલ્પમાં આગળ કહ્યું છે કે—

न्यासं कृत्वा ततो ध्यात्वा कवचं प्रजपेत् सुधीः ।

'ઉપર બતાવેલા ક્રમાનુસાર ન્યાસ અને સૂચવેલા પ્રકારથી ધ્યાન કરીને બુદ્ધિમાન સાધકે કવચનો પાઠ કરવો. તે આ પ્રમાણે :

**પ્રણવકવચ :**

ॐकारः पातु मूर्द्धानं सहस्रारेण शोभितम् ॥२॥
तारकं मे भ्रुवोर्मध्यमाज्ञाचक्रविराजितम् ।
प्रणवः श्रोत्रयुग्मं च नेत्रयुग्मं प्रपञ्चगः ॥३॥

नासिकां नासिकाध्यक्षस्तालू पातु परात्परः ।
चिबुकं सर्वदः पातु दन्तान्दानवनाशकः ॥४॥
ओष्ठद्वयं सदा पायात्कण्ठं पातु ममाऽव्ययः ।
भुजद्वयं भुवोऽध्यक्षः करौ पातु कराकृतिः ॥५॥
कुक्षिं मे पातु सततं पृष्ठं पातुः प्रभुत्तमः ।
कुचद्वयं सदा रक्षेद्वेदान्तवनगोचरः ॥६॥
नाभिं पातु नराकारो जघने परमेश्वरः ।
गुह्यस्थानं गुह्यरूप ऊरू पातु स्वयंभवः ॥७॥
अवाच्यो जानुनोर्मध्यं जङ्घे जम्भारिसेवितः ।
पादद्वयं तथा विष्णुः पुनर्भवहरो नखान् ॥८॥
सर्वाण्यङ्गानि सर्वात्मा पातु बाणीमनःप्रियः ।
प्राचीनदेशतः पातु मामर्वाचीनदेशतः ॥९॥
प्रतीचीनप्रदेशाच्च पायात्प्रत्यक्सरूपकः ।
उदीचीनप्रदेशाच्च पातु मां मनुजेश्वरः ॥१०॥
ऊर्ध्वाधोदेशतः पातु त्रिमूर्तिस्वरूपकः ।
पञ्चभूतात्मकः पातु पञ्चभूतानि भीतितः ॥११॥
ज्ञानेन्द्रियाणि तद्रूपी कर्त्ता कर्मेन्द्रियाणि च ।
षण्णामरीणां वर्गं च हिनस्तूर्मीश्च षण्मम ॥१२॥
षड्भावविकृतीर्मे च द्वन्द्वदुःखानि सर्वशः ।
हिनस्तु सप्तधातूंश्च निरोगान् स करोति च ॥१३॥
व्याघ्रचोरादिभीतेश्च पातु मां तत्तदाकृतिः ।

સૂત ઉવાચ :

मार्गभीत्या शत्रुभीत्या चोरभीत्या च कम्पतः ॥१४॥
इदं च कवच जप्त्वा मुच्यते भीतिस्ततः ।
व्याघ्रादिप्रबलग्रस्तो जपान्मुक्तिमवाप्नुयात् ॥१५॥
जपित्वा कवचं नूनं तरन्ति भवसागरम् ।
कवचेन युतो राजा शत्रूनिव दुरासदान् ॥१६॥
तस्मात् पठन्तु सततं त्रिषु कालेषु योगिनः ।
ॐकारकवचं गौर्यां इत्येयं शंभुरब्रवीत् ॥१७॥

॥ इति प्रणवकवचं समाप्तम् ॥

## પ્રણવ-કવચનો અર્થ

બ્રહ્મરંધ્રમાં સ્થિત સહસ્રદલ કમલ વડે શોભિત એવા મારાં મસ્તકનું ૐકાર રક્ષણ કરો. ૨.

સંસારરૂપ મહાભયથી તારનાર 'તારક'–ૐકાર બે દલ-વાળા આજ્ઞાચક્રથી વિભૂષિત એવા ભ્રૂકુટીના મધ્યભાગનું રક્ષણ કરો.

બ્રહ્મ પ્રત્યે લઈ જનાર 'પ્રણવ'–ૐકાર મારા કર્ણ-યુગલનું રક્ષણ કરો.

વૈખરીવાણીના ભાવથી સમસ્ત શબ્દ-પ્રપંચમાં વ્યાપ્ત એવો 'પ્રપંચગ'–ૐકાર મારાં નેત્રયુગલનું રક્ષણ કરો. ૩.

નાસિકામાં સંચાર કરનાર પ્રાણાત્મા એવો 'નાસિકાધ્યક્ષ' –ૐકાર મારી નાસિકાનું રક્ષણ કરો.

કાર્યબ્રહ્મથી પર એવો 'પરાત્પર'–ૐકાર મારા તાલુનું રક્ષણ કરો.

સર્વાત્મક બ્રહ્મને આપનાર એવો 'સર્વદ'–ૐકાર મારી હડપચીનું રક્ષણ કરો.

દાનવોનો અથવા દાનવ એવા માનવોની સંગતિ વડે થયેલ પાપનો નાશ કરનાર –'દાનવ–નાશન' ૐકાર મારા દાંતોનું રક્ષણ કરો. ૪.

સર્વકાળે વિરાજમાન એવો 'સદા' ૐકાર મારા બંને હોઠોનું રક્ષણ કરો.

ક્ષયથી રહિત–કદીયે ક્ષયને ન પામે એવો 'અવ્યય'–ૐકાર મારા કંઠનું રક્ષણ કરો.

ભૂમિનો અધિષ્ઠાતા –'ભુવોઽધ્યક્ષ' ૐકાર મારી બંને ભુજાઓનું રક્ષણ કરો.

નાગરી લિપિમાં જે ૐકારની આકૃતિ ફેલાયેલી આંગળીઓવાળા હાથની જેમ થાય છે અથવા બધા શિલ્પોની રચનામાં જે કારણભૂત છે, એવો 'કરાકૃતિ' ૐકાર મારા બંને હાથોનું રક્ષણ કરો. ૫.

(અહીં ૐકારના જુદા–જુદા અંગો વડે થતી વિશ્વની સમગ્ર લિપિઓની આકૃતિઓનું પણ સૂચન હોય એમ લાગે છે.)

શાશ્વત બ્રહ્મરૂપ 'સતત' ૐકાર મારી કુક્ષિનું રક્ષણ કરો.

'પુરુષોત્તમ' રૂપ ૐકાર મારી પીઠનું રક્ષણ કરો.

વેદાન્તરૂપ વનમાં જે નજરે પડે છે, એવો 'વેદાન્તવન-ગોચર' ૐકાર મારા બંને સ્તનોનું રક્ષણ કરો. ૬.

'પુરુષાકૃતિ' ૐકાર મારી **નાભિનું** રક્ષણ કરો.
'પરમેશ્વર' ૐકાર મારાં **કટિપ્રદેશનું** રક્ષણ કરો.
'ગુહ્યમય' ૐકાર મારાં **ગુહ્યસ્થાનનું** રક્ષણ કરો.
'સ્વયંભવ ૐકાર મારા **ઉરુપ્રદેશનું** રક્ષણ કરો. ૭.
જેનો મહિમા કહી ન શકાય એવો 'અવાચ્ય' ૐકાર મારા **જાનુઓના** મધ્યપ્રદેશનું રક્ષણ કરો.
'જંભારિ–સેવિત' ૐકાર મારી **જંઘાઓનું** રક્ષણ કરો.
'વિષ્ણુ'રૂપ ૐકાર મારા બંને **ચરણોનું** રક્ષણ કરો.
'ભવહર' ૐકાર મારા **નખોનું** રક્ષણ કરો. ૮.
'સર્વાત્મા' ૐકાર મારા **બધા અંગોનું** રક્ષણ કરો.
'વાણીપ્રિય' ૐકાર **પૂર્વ** દિશાની બાજુથી રક્ષણ કરો.
'મનઃપ્રિય' ૐકાર **દક્ષિણ** દિશાની બાજુથી રક્ષણ કરો. ૯.
'પ્રત્યક્સરુપ' ૐકાર **પશ્ચિમ** દિશાની બાજુથી રક્ષણ કરો.
'મનુજેશ્વર' ૐકાર **ઉત્તર** દિશાની બાજુથી રક્ષણ કરો. ૧૦.
'ત્રિમૂર્તિ' ૐકાર **ઉપરની** બાજુથી રક્ષણ કરો.
'સ્વસ્વરૂપક' ૐકાર **નીચેની** બાજુથી રક્ષણ કરો.
'પંચભૂતાત્મક' ૐકાર વિભિન્ન ભયોથી પંચભૂતોની રક્ષા કરો. ૧૧.

જ્ઞાનેન્દ્રિયરૂપી ૐકાર આંખ, કાન, નાક, જિહ્વા અને ત્વચારૂપ **પાંચ જ્ઞાનેન્દ્રિયોનું** રક્ષણ કરો.

'કર્મેન્દ્રિયરૂપી' ૐકાર હાથ, પગ વગેરે **પાંચ કર્મેન્દ્રિયોનું** રક્ષણ કરો. તથા તેજ ૐકાર કામ, ક્રોધ, લોભ,

મોહ, મદ અને મત્સર એવા છ શત્રુઓના સમૂહનો તેમજ ભૂખ, તૃષા, શોક, મોહ, જરા અને મૃત્યુ એવી છ ઊર્મિઓના સમૂહનો નાશ કરો. ૧૨.

અને તે ૐકાર છ ભાવવિકારો કે જે ઉત્પન્ન થાય છે, વિદ્યમાન રહે છે, વધે છે, વિવિધ રૂપોમાં બદલાય છે, ક્ષીણ થાય છે અને નષ્ટ થાય છે–તથા ટાઢ, ગર્મી, હર્ષ, વિષાદ–દુઃખ, વગેરે બધા સ્થાન–કાળ-નિમિત્ત વડે પ્રાપ્ત એવા દ્વંદ્વ-દુઃખોનો નાશ કરો.

તે ૐકાર–ત્વચા, રક્ત, માંસ, ચર્બી, હાડકા, મજ્જા અને વીર્ય એવા સાત ધાતુઓને નીરોગી બનાવો ૧૩.

તે ૐકાર વ્યાઘ્ર, ચોર વગેરેના ભયોથી મારૂં રક્ષણ કરો.

સૂતજી કહે છે—

માર્ગના ભયથી, શત્રુના ભયથી, ચોરના ભયથી અને બીજા કોઈ પણ ભયથી ઉદ્વેગ પામેલો મનુષ્ય આ કવચનો જપ–પાઠ કરવાથી તે–તે પ્રકારના ભયોથી મુક્ત થાય છે. ૧૪.

તેમજ વ્યાઘ્ર, સર્પ, દાવાનલ વગેરેના ભયથી ઉદ્વેગને પામેલો મનુષ્ય પણ આ કવચના જપ–પાઠથી મુક્ત થાય છે. ૧૫.

આ કવચનો જપ કરવાથી નિશ્ચિતપણે ભવસાગરથી પાર પમાય છે કે જેમ રાજા કવચ પહેરીને દુર્જય એવા શત્રુઓને જીતી લે છે. ૧૬.

તેથી હે યોગિઓ ! આ ૐકાર–કવચનો ત્રિકાળ પાઠ કરો, એમ શિવજીએ પાર્વતીને કહ્યું છે. ૧૭.

પ્રણવ–કવચનો અર્થ પૂર્ણ થયો.

આ કવચ સહેલાઈથી કંઠસ્થ થઈ શકે એવું છે. તે ઉપાસનાનો પ્રારંભ કરતાં પહેલાં કંઠસ્થ કરી લેવું જોઈએ.

**જપનો પ્રારંભ :**

કવચ બોલ્યા પછી ૐકારના જપનો પ્રારંભ કરવો. જપ કરવો એટલે મંત્રપદોનું યથાક્રમ અવિચ્છિન્ન સ્મરણ કરવું. આ સ્મરણ સહુ સાંભળે તેમ મોટેથી બોલીને થઈ શકે છે, કોઈ ન સાંભળે એ રીતે બોલીને પણ થઈ શકે છે અને માત્ર મનોવૃત્તિથી પણ થઈ શકે છે. જપ કે સ્મરણના આ ત્રણ પ્રકારોને અનુક્રમે ભાષ્ય, ઉપાંશુ અને માનસ કહેવામાં આવે છે. તેમાં ભાષ્ય કરતાં ઉપાંશુ અને ઉપાંશુ કરતાં માનસ જપ શ્રેષ્ઠ ગણાય છે, તેથી સામાન્ય રીતે ઉપાંશુ અને માનસ જપનું આલંબન જ વધારે લેવાય છે, પરંતુ ૐકારના જપની બાબતમાં તો પ્રથમ ભાષ્યનો જ આશ્રય લેવાનો હોય છે, અર્થાત્ તેનો ઉચ્ચાર તાર સ્વરે કરવાનો હોય છે.

વશિષ્ઠસંહિતામાં કહ્યું છે કે—

ओङ्कारमकरोच्चारस्वरमूर्ध्वगतध्वनिम् ।
सम्यगाहतलांगूलं घण्टाकुण्डमिवाम्बरम् ॥

'જેમ ઘંટની વચમાં લટકતા લોલકને દોરી બાંધીને સારી રીતે હલાવવાથી રણકાર ઉઠે છે અને તેનાથી ઘંટની વચ્ચેનો ભાગ વ્યાપ્ત થઈ જાય છે, તેમ ૐકારનો ઉચ્ચાર તાર સ્વરે એવી રીતે કરવો કે જેથી એક પ્રકારનો રણકાર ઉઠે અને તે રણકાર ઊંચે જતાં બ્રહ્મરંધ્ર તથા મુખનો બધો ભાગ તેનાથી વ્યાપ્ત થઈ જાય.'

યોગશાસ્ત્ર તથા અન્યગ્રંથોમાં પણ ૐકારનો ઉચ્ચાર તાર સ્વરે કરવાનું વિધાન આવે છે, તેમજ સાધુ–સંન્યાસીઓ એ રીતે ઉચ્ચાર કરતા જોવાય છે. ગત પ્રકરણમાં સ્વામી શ્રી મહેશાનંદગિરિજીના ચરિત્રમાં પણ એ હકીકત આવી છે કે તેઓ પ્રથમ ૐકારનો તાર સ્વરે ઉચ્ચાર કરતા અને પછી માનસ જપમાં લીન થઈ જતા. તાત્પર્ય કે ૐકાર મંત્રની બાબતમાં પ્રથમ થોડા સમય સુધી તેનો ઉચ્ચાર તાર સ્વરે કરવો અને પછી ઉપાંશુ કે માનસ જપમાં લીન થવું, એ સુવિહિત વિધિ છે.

જપ એ મંત્રસિદ્ધિનું મુખ્ય મંડાણ છે, એટલે તે યથાર્થ રીતે થવો જોઈએ. તેમાં ગરબડ થઈ તો કામ ગોટાળે ચડ્યું સમજવું. જપનું મહત્ત્વ શું છે ? જપના પ્રકારો તથા નિયમો કેટલા છે ? જપની ગણનાપદ્ધતિ ક્યા પ્રકારની છે ? તથા જપ સંબંધી વિશેષ વિચારવા–સમજવા જેવું શું છે ? તેનું વર્ણન અમે મંત્રવિજ્ઞાનના એકવીશમા પ્રકરણથી આરંભીને ચોવીશમા પ્રકરણ સુધી વિસ્તારથી કરેલું છે, એટલે સાધકે તે અવશ્ય જોઈ લેવું અને ૐકારના જપમાં તેનો યથોચિત ઉપયોગ કરવો.

મુખ્ય વાત એ છે કે મંત્રજપ કરતી વખતે ચિત્ત સ્વસ્થ, શાંત, પ્રસન્ન હોવું જોઈએ અને એ વખતે અન્ય કોઈ વિચાર મનમાં દાખલ થવા ન જોઈએ. એ વખતે કદી વિચાર આવે તો તે ૐકાર સંબંધી જ આવે કે તેના અર્થ સંબંધી જ આવે, એ રીતે મનને કેળવી લેવું જોઈએ.

**જપની ભાવના :**

આ જપ કરતી વખતે ભાવના કેવી હોવી જોઈએ ? તેનું વર્ણન શાસ્ત્રકારોએ કર્યું છે. **અથર્વવેદીય પરમહંસ પરિવ્રાજકોપનિષદ્માં** કહ્યું છે કે–

**ब्रह्मप्रणवानुसन्धानेन कृतकृत्यो भवति ।**

'બ્રહ્મ અને પ્રણવના અનુસંધાન વડે સાધક કૃતકૃત્ય થાય છે.'

કહેવાનું તાત્પર્ય એ છે કે ૐકારના ઉપાસકે બ્રહ્મ અને પ્રણવને ભિન્ન ન માનતાં તેનું અભેદ ચિંતન કરવું જોઈએ. આ રીતે અભેદ ચિંતન કરવાથી અભીષ્ટની પ્રાપ્તિ થાય છે અને સાધકને અન્ય કંઈ કરવાનું રહેતું નથી.

શિવપુરાણ વિદ્યેશ્વર સંહિતામાં કહ્યું છે કે 'પ્રણવના अ+उ+म् આ ત્રણ અક્ષરોથી જીવ અને બ્રહ્મની એકતાનું પ્રતિપાદન થાય છે. આ વસ્તુ ધ્યાનમાં રાખીને પ્રણવનો– ૐકારનો જપ કરવો જોઈએ. વળી જપકાલમાં એવી ભાવના કરવી જોઈએ કે ત્રણેય લોકની સૃષ્ટિ કરનાર બ્રહ્મા, પાલન કરનાર વિષ્ણુ તથા સંહાર કરનાર રુદ્ર જે સ્વયં પ્રકાશ-સ્વરૂપ ચિન્મય છે, તેની હું ઉપાસના કરી રહ્યો છું. આ પ્રકાશસ્વરૂપ ચિન્મય ૐકાર મારી કર્મેન્દ્રિયોની વૃત્તિઓને અને મનની વૃત્તિઓને તથા બુદ્ધિની વૃત્તિઓને ધર્મ અને જ્ઞાન પ્રત્યે પ્રેરિત કરો.'

નિયત જપ પૂરો થયા પછી ચિત્ત સ્વસ્થ હોય તો

ॐકારનું ધ્યાન ધરવામાં પ્રવૃત્ત થવું, અન્યથા પોતાના કામે લાગવું.

જપ દરમિયાન શુદ્ધ અને સાત્ત્વિક ભોજન કરવું. વળી ઉદરનો ચોથો ભાગ જલપાન તથા વાયુ માટે ખાલી રાખવો. ઠાંસીને જમવાથી આળસ આવે છે, ફરજિયાત નિદ્રા કરવી પડે છે તથા અજીર્ણાદિ રોગો ઉત્પન્ન થાય છે, એટલે ભૂખ કરતાં થોડું ઓછું જમવું. જૈન ધર્મમાં તો ઊનોદરિકાને એક પ્રકારનું તપ માન્યું છે અને તેના ઘણા લાભો બતાવેલા છે.

'અન્ન તેવું મન' એ ન્યાયે શુદ્ધ—સાત્ત્વિક ભોજન લેવાથી મનમાં સાત્ત્વિક ભાવો ઉઠે છે અને તે ઉપાસનામાં ઘણા સહાયક થાય છે.

[૮]

# ધ્યાનવિધિ

ઋષિ-મુનિઓ તથા યોગીઓ ૐકારનો જપ કરતા, તેમ તેનું ધ્યાન પણ ધરતા, તેથી જ તેમને ૐકાર મંત્ર સત્વર સિદ્ધ થતો. વાસ્તવમાં કોઈ પણ મંત્રની સાધના, આરાધના કે ઉપાસના ધ્યાન વિના પૂર્ણ થતી નથી, તેથી જ ઉપાસનાવિધિમાં તેનો ખાસ નિર્દેશ કરેલો હોય છે.

કેટલાક મંત્રવિશારદોએ મંત્રોપાસનાના પાંચ ભાગ કર્યા છે. જેમ કે-(૧) અભિગમન, (૨) ઉપાદાન, (૩) ઈજ્યા, (૪) સ્વાધ્યાય અને (૫) યોગ. તેમાં **અભિગમન** શબ્દથી મંત્રોપાસના માટે નક્કી કરેલા સ્થાન પ્રત્યે જવાનો તથા તેની શુદ્ધિ કરવાનો અર્થ અભિપ્રેત છે.

**ઉપાદાન** શબ્દથી મંત્રોપાસના માટે જે જે ઉપકરણો કે સાધનો આવશ્યક હોય તેને એકત્ર કરવાનો નિર્દેશ છે. **ઈજ્યા** શબ્દથી ભૂતશુદ્ધિ, પ્રાણાયામ, ન્યાસ આદિપૂર્વક મંત્રદેવતાની વિવિધ ઉપચારો વડે પૂજા કરવાનું સૂચન છે. **સ્વાધ્યાય** શબ્દમાં જપ કરવાનો તથા મોક્ષ અથવા

મંત્રદેવતા સંબંધી શાસ્ત્રોનું ચિંતન કરવાનો સંકેત છે અને યોગ શબ્દથી ધ્યાનની પ્રક્રિયા સમજવાની છે.

અહીં પ્રસંગવશાત્ એટલી સ્પષ્ટતા કરી દઈએ કે કેટલાક ઉપાસકો પ્રાણાયામ પહેલાં ભૂતશુદ્ધિની ક્રિયા કરે છે કે જેનું વિવેચન અમે મંત્રવિજ્ઞાનના અઢારમા પ્રકરણમાં કરેલું છે. તેમ જ કેટલાક ઉપાસકો સ્નાન આદિ કર્યા પછી ઉપાસનાના સ્થાનમાં એક બાજોઠ પર ચાંદી કે ઉત્તમ ધાતુનો થાળ રાખી તેમાં સુંદર ગુલાબનાં પુષ્પો વડે ૐકારની આકૃતિ બનાવે છે અને તેનું ભક્તિથી વંદન–પૂજન કર્યા પછી તેની સન્મુખ બેસીને મંત્રજપ કરે છે. તાત્પર્ય કે તેઓ ઈજ્યા વડે સૂચવાયેલો વિધિ આ રીતે પૂરો કરે છે.

જેમણે મંત્રયોગનાં સોળ અંગો માનેલાં છે, તેમણે પણ જપ પછી ધ્યાનને સ્થાન આપેલું છે. જેમકે–(૧) ભક્તિ, (૨) શુદ્ધિ, (૩) આસન, (૪) પંચાંગસેવન, (૫) આચાર, (૬) ધારણા, (૭) દિવ્યદેશસેવન, (૮) પ્રાણક્રિયા, (૯) મુદ્રા, (૧૦) તર્પણ, (૧૧) હવન, (૧૨) બલિ, (૧૩) યાગ, (૧૪) જપ, (૧૫) ધ્યાન અને (૧૬) સમાધિ.

વળી મંત્રવિશારદોમાં પ્રચલિત 'जपाद् शतगुणं ध्यानम्' એ ઉક્તિ એમ બતાવે છે કે જપ કરતાં ધ્યાન ઘણું બળવાન સાધન છે, એટલે કે તે મંત્રશક્તિને શીઘ્ર જાગ્રત કરે છે અને તેના લીધે મંત્રસિદ્ધિ ઘણી સમીપ આવે છે.

વર્તમાન કાલમાં અદ્વિતીય વિદુષીનું સ્થાન પામેલ ડૉ. એની બેસન્ટે એક સ્થળે લખ્યું છે કે 'એક હિંદી

ન્યાયાધીશ ચાલીશ વર્ષથી સત્યનું ધ્યાન ધરતા હતા. મેં તેમને એક વાર પૂછ્યું કે 'આટલા વર્ષોના ધ્યાનનો તમને શો અનુભવ થયો?' તેમણે કહ્યું કે 'આ ધ્યાનના પ્રતાપે મારી સામે રજૂ થયેલો અપરાધી કે સાક્ષી સત્ય બોલે છે કે નહિ? તેની મને તરત ખબર પડી જાય છે.' તાત્પર્ય કે સત્યનું ધ્યાન ધરતાં તેમને સત્ય જાણવાની શકિત પ્રાપ્ત થઈ ગઈ હતી. એ રીતે જે સદ્ગુણનો વિકાસ કરવો હોય તેનું ધ્યાન ધરવાથી તે સદ્ગુણનો વિકાસ થાય છે.' આ પરથી એમ સમજવાનું કે આપણે બ્રહ્મસ્વરૂપ થવા ઈચ્છતા હોઈએ કે શકિતનો અદ્ભુત વિકાસ કરવા ચાહતા હોઈએ તો આપણે બ્રહ્મસ્વરૂપ અથવા તો શકિતના મહાભંડારરૂપ ૐકાર મંત્રનું ધ્યાન ધરવું જોઈએ.

ડૉ. રાજારામે ઉપનિષદોની ભૂમિકામાં લખ્યું છે કે મનુષ્યના ધ્યાનમાં એટલી શકિત છે કે તેનાથી તે પોતાની અંદર તથા બહાર મોટાં મોટાં પરિવર્તનો કરી શકે છે. છાંદોગ્ય ઉપનિષદ્નાં સૂકતો એમ કહી જાય છે કે વરસાદને વરસાવવો, રોગને હઠાવવા તથા દીર્ઘાયુષી થવું એ બધી સિદ્ધિઓ ધ્યાની ઉપાસકના ઈશારા પર નાચે છે. જો કે ઉપાસનાનું પરમ લક્ષ્ય આ સિદ્ધિઓ નથી; પરમ લક્ષ્ય તો એક માત્ર પરમાત્મા જ છે કે જેને પ્રાપ્ત કરવાથી મનુષ્ય સઘળાં બંધનોમાંથી છૂટી જાય છે.'

આજના માનસવિજ્ઞાને પણ ધ્યાનની અદ્ભુત શકિત કબૂલ રાખી છે. વાસ્તવમાં ધ્યાનનું બળ અપરિમિત છે અને

તેનો ઉપયોગ કરતાં આવડે તો મનુષ્ય મહાન કાર્યો કરી શકે છે.

અહીં ધ્યાન શબ્દથી ॐकारનું અર્થચિંતન તથા તેના અંતર્બાહ્યસ્વરૂપ પરત્વે ચિત્તની એકાગ્રતા સમજવાની છે. તે અંગે સાધકે નીચે પ્રમાણે પ્રવૃત્તિ કરવી યોગ્ય છે :

**પ્રથમ ભૂમિકા :**

ॐकारના ચિત્રને ફ્રેમમાં મઢાવી એક બાજોઠ પર પધરાવવું. તેની જમણી બાજુએ ઘીનો દીવો કરવો અને ડાબી બાજુ અગરબત્તીનો ધૂપ કરવો.

પછી એ છબીની સામે પદ્માસને બેસવું અને દૃષ્ટિ ॐकारના ચિત્ર પર સ્થિર કરવી, એટલે કે તેની સામે એકી ટશે તાકી રહેવું. આ વખતે મનમાં કોઈ પણ તર્ક-વિતર્ક કરવા નહિ, એટલે કે મનને તદ્દન શાંત રાખવું. દૃષ્ટિને સ્થિર કરતાં આંખમાં જળજળિયાં આવી જાય તો તેથી ગભરાવું નહિ કે ધ્યાન છોડી દેવું નહિ. જો વૃત્તિનું ઉત્થાન થાય તો થોડી વાર વિશ્રાંતિ લઈને ફરી પાછી ધ્યાનની પ્રવૃત્તિ કરવી અને એ રીતે ૫ થી ૧૦ મીનીટનો સમય તેમાં જ ગાળવો.

આપણું મન નિરંતર વિચારો કરવાને ટેવાયેલું છે અને તે પોતાના વિષયો બદલ્યા જ કરે છે. તે ઘડીપણ જંપીને રહેતું નથી, તેથી જ અનુભવી પુરુષોએ તેને કુંજરના કાન જેવું તથા મદિરા પીધેલા મર્કટ જેવું કહ્યું

છે. પ્રથમ ક્ષણે તો એમ જ લાગે છે કે આવા ચંચળ મનનો નિગ્રહ શી રીતે થઈ શકે? પણ સંકલ્પ દૃઢ હોય, સત્સંગ–સ્વાધ્યાય ચાલુ હોય તથા સાત્ત્વિક ભોજનનો ઉપયોગ થતો હોય તો એ મનનો ધીમે ધીમે નિગ્રહ કરી શકાય છે. અને તેને ચિંતનીય વિષયમાં એકાગ્ર કરી શકાય છે. યોગનો સમસ્ત વિષય ચિત્તવૃત્તિઓનો નિરોધ કેમ કરવો? તે અર્થે યોજાયેલો છે, એટલે યોગશાસ્ત્રનાં સારાં સારાં પુસ્તકો વાંચવાથી આ બાબતમાં ઘણી સહાય મળે છે અને આપણે મનને એકાગ્ર–શાંત–સ્થિર કરવામાં સફળતા પ્રાપ્ત કરી શકીએ છીએ.

ધ્યાનનો સમય ધીમે ધીમે વધારતા જવું. આ પ્રમાણે કેટલોક અભ્યાસ થયા પછી ૐકારનું ધ્યાન ધરતાં તેની આસપાસ તેજનું વર્તુલ દેખાવા લાગશે અને છેવટે ૐકારમાંથી પણ તેજનાં કિરણો ફૂટતાં જણાશે.

આ ધ્યાન પૂરું કરતી વખતે ૐકારને ઉદ્દેશીને કહેવું કે 'હે ૐકાર! તું મારો પ્રાણ છે, તું મારું જીવન છે, તું મારા જીવનને જ્યોતિર્મય બનાવ, તું મને અમરપદની પ્રાપ્તિ કરાવ. મને તારા સિવાય બીજા કોનો આધાર છે?'

ધ્યાનની ક્રિયા સારી રીતે થવા લાગી કે ચિત્તમાં શાંતિ–સ્થિરતા આવે છે અને જપ બહુ સારી રીતે થવા લાગે છે. આ જ કારણે જપની સાથોસાથ ધ્યાનની શરૂઆત કરી દેવાનો મહાપુરુષોનો ઉપદેશ છે. તેને માટે સ્થાન, સમય, દિશા આદિ જપની માફક જ સમજવું.

**બીજી ભૂમિકા :**

છબીના આલંબનથી ધ્યાનક્રિયા બરાબર થવા લાગે, ત્યારે એક ડગલું આગળ વધવું અને હૃદયમાં આઠ પાંખડીઓનું એક કમલ કલ્પી તેની કર્ણિકામાં (મધ્યભાગમાં) ૐકાર વિરાજી રહ્યો છે, એમ ચિંતવવું. આ વખતે નેત્રો બંધ કરીને હૃદય ભણી દૃષ્ટિ કરતાં ૐકારનું તે ચિત્ર બરાબર દેખાશે કે જેનું આજ સુધી છબી દ્વારા ધ્યાન ધરવામાં આવતું હતું. એક વસ્તુને વારંવાર જોઈ હોય તો તેનો સંસ્કાર આપણા મન પર ઘણો ઊંડો પડે છે અને ચિંતન માત્રથી તેનું ઉદ્બોધન તે જ સ્વરૂપે થાય છે. પ્રથમ છબીનું આલંબન લઈને ધ્યાન ધરવાનું મુખ્ય કારણ પણ આ જ છે.

આ ચિત્ર પર મનોવૃત્તિઓને સ્થિર કરી દેવી. એથી ધ્યાન જામશે અને એક પ્રકારના અલૌકિક આનંદનો અનુભવ થશે. ભૌતિક વસ્તુઓની પ્રાપ્તિથી જે આનંદ થાય છે, તે ઉપરછલો હોય છે, તેમ જ ક્ષણિક હોય છે, જ્યારે આ આનંદ ઊંડો હોય છે અને તેની અસર મન તથા શરીર પર વધારે વખત રહે છે. વાસ્તવમાં તે આનંદ આત્માના ચિદાનંદ-સ્વરૂપમાંથી પ્રકટ થાય છે અને તે ધ્યાનની પ્રગતિ સાથે વધારે અને વધારે પ્રમાણમાં વ્યક્ત થતો રહે છે.

અહીં એટલી વાત લક્ષ્યમાં રાખવી કે હૃદયકમલમાં ૐકારનું જે ચિત્ર ઉઠે, તેને શ્વેત રંગનું જ ચિંતવવું, કારણ

કે તેથી શાંતિ–તુષ્ટિ–પુષ્ટિનો લાભ થાય છે. અન્ય શબ્દમાં કહીએ તો જેઓ આત્મકલ્યાણ ઇચ્છે છે, શ્રેયસ્‌ની સાધનામાં આગળ વધવાની ભાવના રાખે છે અને પરબ્રહ્મ, પરમેશ્વર કે પરમાત્માનાં દર્શન માટે તલસે છે, તેને માટે શ્વેતરંગનું ધ્યાન જ યોગ્ય છે.

મંત્રવિશારદો કહે છે કે સગાંસબંધી, જ્ઞાતિજનો, સમાજના સર્વ માણસોનું પોતાના તરફ આકર્ષણ થાય, એવી ઇચ્છા હોય તો ઉપાસકે ૐકારનું રક્ત વર્ણે ધ્યાન ધરવું અને લક્ષ્મીની ઇચ્છા હોય તો પીત એટલે પીળા વર્ણે ધ્યાન ધરવું. ૐકારનું ધૂમ્ર વર્ણે ધ્યાન ધરતાં સ્તંભન તથા ઉચ્ચાટન થાય છે, એટલે કે શત્રુઓનું કોઈ પણ અંગ રહી જાય છે કે તેની સ્થિતિને મોટો ફટકો પડવાથી તેને પોતાનું સ્થાન કે ગામ છોડવાનો વખત આવે છે. વળી ૐકારનું શ્યામવર્ણે ધ્યાન ધરતાં શત્રુપક્ષનો નાશ થાય છે, પણ વિશ્વમૈત્રીની ભાવનાવાળા ઉત્તમ કોટિના ઉપાસકે આ બે રંગોનું ધ્યાન ધરવું યોગ્ય નથી. કદી ન છૂટકે સંયોગોવશાત્‌ ધર્મ, સમાજ કે દેશના હિતાર્થે આવું ધ્યાન ધરવું પડે, એ જૂદી વાત છે.

### ત્રીજી ભૂમિકા :

ૐકારની આકૃતિ, ૐકારનું ચિત્ર એ તેનું બાહ્યસ્વરૂપ છે, જ્યારે ચિન્મય જ્યોતિ એ તેનું અંતઃસ્વરૂપ છે અને તેથી ધ્યાનની ત્રીજી ભૂમિકાએ તેનું જ્યોતિરૂપે જ ધ્યાન ધરવામાં આવે છે.

યોગશાસ્ત્રમાં કહ્યું છે કે-

ध्यायेत् तेजोमयं ब्रह्म, तेजोध्यानं परात्परम् ।
भ्रुवोर्मध्ये मनोऽर्द्धे च, यत्तेजः प्रणवात्मकम् ॥

'તેજોમય બ્રહ્મનું ધ્યાન ધરવું. તેજોમય ધ્યાન સર્વોત્તમ છે. બંને ભ્રુકુટિઓની વચમાં (અજ્ઞાચક્રમાં) - તથા હૃદયમાં જે પ્રણવરૂપ તેજ છે, તેની જ બ્રહ્મરૂપે ભાવના કરવી.'

કૃષ્ણયજુર્વેદીય ધ્યાનબિન્દૂપનિષદ્‌માં કહ્યું છે કે-

इड्या वायुमापूर्य पूरयित्वोदरस्थितिम् ।
ओङ्कारं देहमध्यस्थं ध्यायेज्ज्वालावलीवृत्तम् ॥

'ચંદ્રનાડીથી વાયુને ખેંચી, કુંભક કરી, શરીરની મધ્યમાં રહેલા અપાર તેજ પુંજસમા ૐકારનું ધ્યાન ધરવું.'

ત્યાં વધારે સ્પષ્ટતા એમ કરી છે કે-

हृत्पद्मकर्णिकामध्ये स्थिरदीपमिवाकृतिम् ।
अंगुष्ठमात्रमचलं ध्यायेद् ओङ्कारमीश्वरम् ॥

'હૃદયપદ્મની કર્ણિકાના મધ્ય ભાગમાં સ્થિર દીપકની જ્યોતિ જેવો, અંગૂઠા જેટલા પ્રમાણવાળો, અચલ ૐકાર વિરાજે છે, તેનું ઈશ્વરરૂપે-બ્રહ્મરૂપે ધ્યાન ધરવું.'

યાજ્ઞવલ્કયસંહિતામાં પણ લગભગ આ જ ભાવાર્થ-વાળો ઉલ્લેખ છે. જેમ કે-

ललाटमध्ये हृदयाम्बुजे वा,
यो ध्यायति ज्ञानमयीं प्रभां तु ।

शक्तिं यदा दीपवदुज्ज्वलन्तीं,
पश्यन्ति ते ब्रह्म तदेकनिष्ठाः ॥

'જે સાધકો લલાટની મધ્યમાં કે હૃદયકમલમાં દીપકની માફક પ્રકાશી રહેલી જ્ઞાનમયી પ્રભા શક્તિનું અર્થાત્ ૐકારનું એકનિષ્ઠ થઈને ધ્યાન ધરે છે, તે બ્રહ્મનાં દર્શન કરે છે અર્થાત્ પરમેશ્વર કે પરમાત્માનો સાક્ષાત્કાર કરે છે અને કૃતકૃત્ય થાય છે.'

આ રીતે ધ્યાનની ત્રીજી ભૂમિકાએ ઉપાસકને અભીષ્ટની પ્રાપ્તિ થાય છે, એટલે તેને કંઈ પણ કરવાનું રહેતું નથી. તે મંત્રસિદ્ધ મહાપુરુષ ગણાય છે અને સહુ તેને વંદે-પૂજે છે. તેનું વચન કદી ખાલી જતું નથી. જે દેખીતું અશક્ય લાગતું હોય, તે પણ શક્ય બને છે અને તેનો સર્વત્ર વિજય થાય છે.

અહીં અમે સાધકોને એટલું કહેવા ઇચ્છીએ છીએ કે ૐકારની આ ઉત્કૃષ્ટ ધ્યાનસિદ્ધિ થોડા દિવસ કે થોડા મહિનામાં થતી નથી, પણ કેટલાંક વર્ષો પછી થાય છે, એટલે તેમણે ધૈર્યનું આલંબન લેવું અને ખંત રાખીને આગળ પ્રવૃત્તિ કરવી. દરમિયાન કોઈ પણ નાનું કે મોટું વિઘ્ન આવી જાય તો તેથી ડરવું નહિ કે હતાશ થવું નહિ. સારાં કામમાં વિઘ્નો તો આવે જ છે, પણ તે આપણા ધૈર્યની કસોટી કરવા આવે છે, એટલે આપણે તેમાં પાર ઉતરવું જોઈએ અને જે ઉપાસના શરૂ કરી છે, તેમાં સિદ્ધિ મેળવીને જ જંપવું જોઇએ.

[૯]

# કુંડલિની–જાગરણ

આધુનિક વિજ્ઞાને મનુષ્યના શરીરનો અભ્યાસ કરીને તેમાં કેટલાં હાડકાં હોય છે? કેટલા સ્નાયુઓ હોય છે? કેટલી અને કેવી નાડીઓ હોય છે? તથા તેના જૂદા જૂદા ભાગો કેવી રીતે કામ કરે છે? તેની માહિતી મેળવી છે, પણ તેમાં જે ચેતના કે ચૈતન્ય છે, તેના વાસ્તવિક સ્વરૂપને તે હજી સુધી જાણી શક્યું નથી.'

ચેતના કે ચૈતન્ય વિષેનો આધુનિક વિજ્ઞાનનો ખ્યાલ તદ્દન પ્રાથમિક છે. તે એમ માને છે કે અમુક પદાર્થોના સંયોજનથી ચેતના ઉત્પન્ન થાય છે, પણ તેને લગતું કોઈ પ્રમાણભૂત સમીકરણ હજી સુધી રજૂ કરી શકેલ નથી. તે આંખ, કાન, નાક, હાથ, પગ વગેરેની આકૃતિ બનાવી શકે છે, પણ તેમાં ચેતનનો ચમકાર લાવી શકતું નથી. વૈજ્ઞાનિક પ્રક્રિયાના આધારે બનાવેલો આંખનો ડોળો જુઓ અને જીવંત મનુષ્યના શરીરમાં રહેલો આંખનો ડોળો જુઓ, એટલે તેમાં રહેલો જબ્બર તફાવત જાણી શકાશે. તે જ રીતે સર્વ અવયવોનું સમજી લેવું.

તાત્પર્ય કે ચેતના કોઈ ભૌતિક પદાર્થોથી ઉત્પન્ન કરી શકાતી નથી, તે એક નિરાળી જ વસ્તુ છે અને સઘળી જ્ઞાનપ્રક્રિયા તેના લીધે જ સંભવે છે. યાંત્રિક મનુષ્ય હલન-ચલન કરી શકે, દોડી પણ શકે, અથવા અમુક પ્રકારનો અવાજ પણ કરી શકે, પરંતુ તે વિચારી શકે નહિ, તેને કોઈ પણ પ્રકારનું જ્ઞાન થઈ શકે નહિ. વિમાનો ઘણી ઝડપથી ઉડી શકે છે, પણ તેણે કઈ દિશામાં ઉડવું અને ક્યારે-ક્યાં ઉતરવું ? તેનો નિર્ણય તો તેની અંદર બેઠેલો ચેતનાશક્તિ યુક્ત મનુષ્ય જ કરી શકે છે.

અહીં એ પણ સ્પષ્ટ કરી દઈએ કે આપણા શરીરમાં કેટલાંક શક્તિકેન્દ્રો છે, ચેતન-ચક્રો છે, તેનો પત્તો આધુનિક યુગના વૈજ્ઞાનિકોને લાગ્યો નથી, પરંતુ એ પત્તો આપણા ઋષિ-મુનિઓએ હજારો વર્ષ પહેલાં પોતાના દીર્ઘ યોગાભ્યાસથી મેળવ્યો હતો અને તેમાં કુંડલિની નામની એક અદ્ભુત શક્તિ કામ કરી રહી છે, તેની જગતને જાણ કરી હતી. આ શક્તિ નાગણની જેમ કુંડાળું કરીને અર્થાત્ સાડા ત્રણ ગોળ આંટા મારીને રહેલી નાભિની નીચેની નાડી સાથે મુખ્ય સંબંધ ધરાવતી હોવાથી તેને 'કુંડલિની' એવું સૂચક નામ આપવામાં આવ્યું હતું.

તેમણે કુંડલિનીને પરાશક્તિ કહેલી છે, કેમકે તેનું જાગરણ થતાં સાધકના શરીરમાં અલૌકિક શક્તિનો પ્રાદુર્ભાવ થાય છે અને તેના લીધે તે નજીક તથા દૂરના ભૂતકાળની, નજીક તથા દૂરના ભવિષ્યકાલની, તેમજ વર્તમાનકાલની સર્વ વાતો

અનાયાસે જાણી શકે છે, તેમજ પરકાયપ્રવેશ આદિ અપૂર્વ સિદ્ધિઓનો સ્વામી બની શકે છે. વળી તેનું શરીર દિવ્ય કાંતિમાન થાય છે અને તે સંપૂર્ણ આરોગ્યયુક્ત દીર્ઘાયુ ભોગવી શકે છે.

વડોદરા રાજ્યના ભૂતપૂર્વ દીવાન અને ધી રીઝર્વ બેન્ક ઓફ ઇંડિયાના ભૂતપૂર્વ ગવર્નર શ્રી મણિલાલ બાલાભાઈ નાણાવટી કે જેમનો હમણાં જ * સ્વર્ગવાસ થયો, તેમને જગતે એક કાર્યદક્ષ પ્રામાણિક અધિકારી તરીકે પિછાણ્યા હતા અને કૃષિવિદ્યાના પ્રેમી તરીકે બિરદાવ્યા હતા, પણ તેઓ એક ઉત્તમ કોટિના સાધક હતા અને તેમની કુંડલિની શક્તિ જાગ્રત થઈ હતી, એ વાત બહુ ઓછા મનુષ્યો જાણે છે. છેલ્લાં ત્રીશ વર્ષના તેમની સાથેના સહવાસથી અમે આ વસ્તુ જાણી શકયા હતા અને તેના લીધે તેમના ચિત્તમાં જે શાંતિ, સ્વસ્થતા તથા પ્રસન્નતા રહેતી હતી, તેનો અનુભવ પણ કર્યો હતો. તેમનું શરીર તથા મુખારવિંદ અપૂર્વકાંતિવાળું હતું, તેમનો પ્રભાવ તેમના સહવાસમાં આવનાર પર ખૂબ જ પડતો અને તેઓ ૯૧ વર્ષ જેટલું દીર્ઘાયુષ્ય ભોગવી શકયા તથા પોતાની પાછળ સંસ્કારી-સુખી કુટુંબને તથા ઉજ્જવલ કીર્તિને મૂકી જવા શક્તિમાન થયા.

તેઓ ધ્યાનની વિશિષ્ટ ક્રિયા કરતા કે કુંડલિની શક્તિનો પ્રવાહ ઉપર ચડવા લાગતો અને ડોક સુધી આવતો. ત્યાં તેમને વિચિત્ર સંવેદન થતું. ત્યાર પછી તેઓ એ પ્રવાહને

* સને ૧૯૬૭ના ઓગસ્ટ માસમાં.

ધીમે ધીમે નીચે ઉતારતા. આ હકીકત તેમણે સ્વમુખે જ અમને કહેલી છે.

આવી મહિમાશાળી કુંડલિની શક્તિનું જાગરણ કરવાની ઇચ્છા કયા સુજ્ઞ સાધકને ન થાય ? તાત્પર્ય કે ભૂતકાલમાં અનેક સાધકોએ તે માટે પ્રયત્નો કરેલા છે અને આજે પણ કરે છે, પરંતુ આ કાર્ય ધારવા જેટલું સહેલું કે સરલ નથી. પ્રથમ તો તેમાં, જેમણે કુંડલિની શક્તિ જાગ્રત કરી હોય તેવા ગુરુની જરૂર રહે છે અને તેવા ગુરુઓ 'चन्दनं न वने वने' એ ઉક્તિ અનુસાર ક્વચિત્ કોઈ સ્થળે જ હોય છે, એટલે તેમની મુલાકાત થવી કે તેમનો અનુગ્રહ પ્રાપ્ત કરવો, એ ખરેખર ! ઘણું કઠિન કાર્ય છે.

બાકી, 'દુનિયા ઝુકતી હૈ, ઝુકાનેવાલા ચાહિયે' એ ન્યાયે કેટલાક પોતાની કુંડલિની શક્તિ જાગ્રત થઈ ન હોય છતાં થયાનો દેખાવ કરે છે અને તેનો છૂપી રીતે પ્રચાર પણ કરે છે. વળી તેઓ શક્તિપાતથી એટલે પોતાની શક્તિનો અંશ ભક્તમાં મૂકીને તેની કુંડલિની શક્તિ જાગ્રત કરી દેવાનો દાવો પણ કરતા હોય છે, તેથી કેટલાક માણસો તેમની પકડમાં આવી જાય છે. તેઓ પોતાનું ધન તથા પોતાનો સમય સારા પ્રમાણમાં ગુમાવે છે, પણ તેમને કશો લાભ થતો નથી. પેલા ગુરુ તો એક યા બીજું બહાનું આગળ ધરી વિદાય થઈ જાય છે અને ફરી મુખ બતાવતા નથી. અમારા એક શ્રીમંત મિત્રને આવો અનુભવ થયાનું અમારી જાણમાં છે.

આ ધૂર્તવિદ્યા કે ઠગબાજીનું પરિણામ ઘણું ખરાબ આવે છે. તેથી યોગવિદ્યા નિંદાય છે, સાધુસમાજ નિંદાય છે અને પેલાની શ્રદ્ધા આવાં સત્સાધનો પરથી સદાને માટે ઉઠી જાય છે. મંત્ર તથા વિદ્યાઓની બાબતમાં પણ આવું જ છે. આથી અમે પાઠક મિત્રોને તેમજ સાધકવર્ગને એટલું જણાવવા ઈચ્છીએ છીએ કે 'પીળું તેટલું સોનું અને ઉજળું તેટલું દૂધ' માની ન લેતાં પરીક્ષા કરતાં શીખો અને તેમાં જેમની પાસે યોગ, મંત્ર કે વિદ્યાનો સાચો પ્રકાશ જણાય ત્યાં તમારું મસ્તક નમાવો, અન્યથા તેમનાથી દૂર રહો અને તમારી સદ્‌ગુરુની શોધ આગળ ચલાવો. કદી તેવા ગુરુ ન મળ્યા તો તમે પોતે તમારા ગુરુ બનીને સત્સાધનની પ્રવૃત્તિ ચાલુ રાખો. તેમાં તમને અદૃશ્ય સહાય જરૂર મળશે.

સદ્‌ગુરુની પ્રાપ્તિ થયા પછી પણ કુંડલિની શક્તિ જાગ્રત કરવા માટે દીર્ઘકાલ સુધી અભ્યાસ કરવો પડે છે. અને તેમાં યમ–નિયમપૂર્વક જપ તથા ધ્યાનનો આશ્રય લેવો પડે છે. ખાસ કરીને ષટ્‌ચક્રોનું ભેદન થાય, ત્યારે જ આ સાધનામાં સફલતા મળે છે.

શ્રીમાન્ અવધૂતે તેમના '**ષટ્‌ચક્રો અને કુંડલિની શક્તિ**' અંગેના એક નિબંધમાં કહ્યું છે કે 'ષટ્‌ચક્રો એક પ્રકારની સૂક્ષ્મ ગ્રંથિઓ છે, જે (કરોડરજ્જુમાંથી પસાર થતી) બ્રહ્મનાડીના માર્ગમાં આવેલી છે. સાધક જ્યારે આ ચક્રગ્રંથિ ઉપર પોતાનું ધ્યાન કેન્દ્રિત કરે છે, ત્યારે ત્યાંની સૂક્ષ્મ પરિસ્થિતિનો એને બહુ વિચિત્ર અનુભવ

થાય છે. આ ગ્રંથિઓ ગોળ નથી હોતી, એમાં એવી રીતે ખૂણાઓ નીકળેલા હોય છે કે જેવી રીતે પુષ્પમાં પાંખડીઓ. એ ખૂણાઓવાળી પાંખડીઓને (યૌગિક પરિભાષામાં) 'પદ્મદલ' કહે છે. આ એક પ્રકારની તંતુઓની સમૂહજાળ છે. અંગ્રેજીમાં એ ચક્રોને 'પ્લેક્સસ' (Plexus) અથવા નાડીપુંજ કહેવાય છે.'

ચક્રની ગણના નીચેથી શરૂ થાય છે અને તે અનુક્રમે ઉપરના ભાગમાં આગળ વધે છે. આ રીતે આધાર કે મૂલાધાર નામનું પ્રથમ ચક્ર ગુદા અને લિંગની મધ્યમાં આવેલું છે. ત્યાર પછી બીજું સ્વાધિષ્ઠાન ચક્ર પેડુની સીધી લીટીમાં છે, ત્રીજું મણિપુર ચક્ર નાભિની સીધી લીટીમાં છે, ચોથું અનાહતચક્ર હૃદયની સીધી લીટીમાં છે, પાંચમું વિશુદ્ધ કે વિશુદ્ધાખ્ય ચક્ર કંઠની સીધી લીટીમાં અને છઠ્ઠું આજ્ઞાચક્ર ભ્રૂકુટિની મધ્યમાં આવેલું છે. એના પર મસ્તકના અગ્રભાગે સહસ્રાર કમલ આવેલું છે કે જેમાંથી અમૃતનો છંટકાવ થયા કરે છે.

આ દરેક ચક્રમાં અમુક દેવ-દેવીઓનું સ્થાન મનાયેલું છે, તેમાં અમુક વર્ણની મંત્રબીજ રૂપે સ્થાપના કરવામાં આવે છે અને સાધકે તેનો અમુક સંખ્યાપ્રમાણ જપ કરવાનો હોય છે, તેમજ તેનું ધ્યાન પણ ધરવાનું હોય છે.

**હંસોપનિષદ્, યોગચૂડામણિ ઉપનિષદ્, યોગ-શિખોપનિષદ્, તથા યોગ કુંડલિની ઉપનિષદ્ વગેરેમાં, તેમજ દેવી ભાગવત, લિંગપુરાણ, અગ્નિપુરાણ**

આદિમાં ષટ્ચક્રો અને કુંડલિની સંબંધી કેટલુંક વર્ણન પ્રાપ્ત થાય છે. શ્રી શંકરાચાર્યે **સૌંદર્યલહરિ**માં કુંડલિની શક્તિ અંગે સુંદર વર્ણન કરેલું છે અને સ્વામી પૂર્ણાનંદકૃત **ષટ્-ચક્રનિરૂપણ**માં તેનું વિસ્તૃત વર્ણન જોઈ શકાય છે.

**શાક્તાનંદતરંગિણી**માં કહ્યું છે કે 'આજ્ઞાચક્રમાં જે દ્વિદલ કમલ (બે પાંખડીવાળું કમલ) વિરાજમાન છે, તેની કર્ણિકામાં સર્વશાસ્ત્રપ્રસિદ્ધ અતીન્દ્રિય સૂક્ષ્મ મનનો નિવાસ છે. તે કમલની કર્ણિકામાં એક ત્રિકોણ યંત્ર છે, તેમાં ઈતરાખ્ય શિવલિંગ વિરાજે છે. તેના ઊર્ધ્વ ભાગમાં વીજળી જેવો દેદીપ્યમાન એક શક્તિ-ત્રિકોણ છે. તે ત્રિકોણમાં સ્થિરતર હૃદયવાળો સાધક બ્રહ્મનાડીને જગાવનાર તથા વેદોના આદિબીજ એવા ૐકારનું ચિંતન કરે છે.'

ગત પ્રકરણમાં ૐકારનું ધ્યાન આજ્ઞાચક્રમાં ધરવાનો જે ઉલ્લેખ આવ્યો છે, તેનું આ સ્પષ્ટીકરણ છે. જો આ ૐકારના ધ્યાનમાં મન લીન થઈ જાય તો ઉપાસકને પરકાય-પ્રવેશ આદિ સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે અને તે સર્વજ્ઞ તથા સર્વદર્શી બની જાય છે, એટલે કે તેને ભૂત, ભવિષ્ય અને વર્તમાનનું સર્વજ્ઞાન પ્રાપ્ત થાય છે.

તંત્રગ્રંથોમાં કહ્યું છે કે જે યોગીનો દેહ આજ્ઞાચક્રમાં ધ્યાન ધરતાં છૂટી જાય છે, તે નિર્વાણ અર્થાત્ મુક્તિ પામે છે.

આ વિષય સંબંધી તંત્રગ્રંથોમાં ઘણું સૂક્ષ્મ વિવેચન જોવામાં આવે છે, પણ તે સહેજે સમજાય તેવું નથી અને અહીં તે પ્રસ્તુત પણ નથી.

આ સ્થળે તો અમારે એટલું જ કહેવાનું છે કે જે ઉપાસકો પ્રતિદિન ૐકારનો તાર સ્વરે ઉચ્ચાર કરે છે અને ત્યાર પછી તેના ઉપાંશુ કે માનસ જપમાં તથા ધ્યાનમાં લીન બની જાય છે, તેમની કુંડલિની શક્તિ આપોઆપ જાગ્રત થઈ જાય છે અને તેના જે લાભો ઉપર વર્ણવ્યા છે, તે બધા જ તેને પ્રાપ્ત થાય છે.

[૧૦]

# ૐકારકલ્પ

જીર્ણ થઈ ગયેલી કાયામાં નવયૌવન પૂરનારા આયુર્વેદના વિશિષ્ટ વિધિ-વિધાનને 'કાયાકલ્પ' કહેવામાં આવે છે, તેમ માનવહૃદયમાં શક્તિનો સ્રોત વહેવડાવનારા અને તેને અપૂર્વ સિદ્ધિ પ્રાપ્ત કરાવનારા ૐકારના વિશિષ્ટ વિધિ-વિધાનને 'ૐકારકલ્પ' કહેવામાં આવે છે.

કાયાકલ્પની શોધ આપણા ઋષિ-મુનિઓએ કરી હતી અને તે વૈદ્યકના ઈતિહાસમાં હજી સુધી અજોડ રહી છે, તેમ ૐકારકલ્પ અંગે પણ સમજવાનું છે. તેમાં તફાવત એટલો જ છે કે કાયાકલ્પનો પ્રયોગ હજી સુધી યત્રતત્ર થતો રહ્યો છે અને તે જનતાની નજરે પડ્યો છે, જ્યારે ૐકારકલ્પનો પ્રયોગ આધુનિક કાલે ભાગ્યે જ થાય છે, એટલે તે જનતાની નજરે પડ્યો નથી. પરંતુ પ્રાચીન કાલમાં આ પ્રયોગ વ્યાપક પ્રમાણમાં થતો અને તેથી જ મહર્ષિ બોધાયને ગૃહ્યસૂત્રમાં તેની નોંધ લીધેલી છે.

આ કલ્પ અલબત્ત ઘણો સંક્ષિપ્ત છે, છતાં ઘણો મહત્ત્વનો છે અને ૐકારના ઉપાસકોને એક નવી જ પ્રેરણા આપે એવો છે, એટલે અહીં તેની રજૂઆત કરીએ છીએ.

### ॐकारकल्प

ॐ अथातः पवित्राणां पवित्रायातिपवित्रायापराजिताय गुह्याय ब्रह्महृदयाय ॐकारकल्पं व्याख्यास्यामः ॥१॥

यत्र ग्राम्याणां पशूनां शब्दं नोपश्रृणुयादपां समीपे ब्रह्मवृक्षेणैकस्थूणां कुटीं प्राङ्मुखां कारयेत् ॥२॥

कुशध्वजी कुशवेष्टी कुशचीवरवासाः कुशोपविष्टः कुशहस्तः कुशमेखलां धारयमाणस्त्रिषवणस्नायी कुशशायी शाकयावकयो-भैक्षाहार आदित्याभिमुखस्तिष्ठन् ॐकारं पञ्चसहस्रं जपेत्। ततोऽस्यमन्त्रास्सर्वे सिद्ध्यन्ति, सर्वे वेदा अधीताभवन्ति। सर्वेषु वेदेषु चीर्णव्रतो भवति। सर्वे तीर्थेषु स्नातो भवति। सर्ववेद ज्ञाता भवति। सर्वैर्देवैर्ज्ञातो भवति। सर्वयज्ञक्रतुरिष्टवान् भवति। आचक्षुषः पंक्ति पुनाति। मातापितृदोषैः पुरुषदोषैश्च निर्दोषः पूतो भवति। चाण्डाल—श्वपाकान् पुनाति ॥३॥

श्वेतायाः सरूपवत्सायाः पयसि स्थालीपाकं श्रपयित्वा ऽऽदित्याभिमुख—ॐकारसहस्रेणाभिमन्त्रितं कृत्वा स्वयं प्राश्नीयात्।

सप्तानां पुरुषाणामलक्ष्मीं नुदति, जातिस्मरत्वं लभते, श्रियं देवीं भजते, ब्रह्मस्याविच्छिन्नं सन्ततं भवति ॥४॥

प्रणवाद्यास्तथा वेदाः प्रणवे पर्यवस्थिताः ।
वाङ्मयं प्रणवं सर्वं तस्मात् प्रणवमभ्यसेत् ॥ ५ ॥
प्रणवेन विहीनं यत् तन्मन्त्रं प्राणहीनकम् ।
सर्वमन्त्रेषु मन्त्राणां प्राणः प्रणव उच्यते ॥ ६ ॥

ભગવાન બોધાયન મહર્ષિ કહે છે: અમે પવિત્રોમાં પવિત્ર, અતિ પવિત્ર, અપરાજિત, ગુહ્ય અને બ્રહ્મહૃદય (એવા ઉપાસક માટે) ૐકારકલ્પનો ઉપદેશ આપીએ છીએ.

અહીં પાઠના પ્રારંભમાં ૐ અને अथ શબ્દનો પ્રયોગ મંગલ અર્થે તથા अतः શબ્દનો પ્રયોગ વિષયના અનુસંધાન માટે થયેલો છે.

ૐકારની ઉત્કૃષ્ટ ભાવે ઉપાસના કરવી હોય તો ઉપાસકમાં કેવી યોગ્યતા જોઈએ ? અથવા તો ઉપાસકે કેવી તૈયારી કરવી જોઈએ ? તેનું સ્પષ્ટ સૂચન આમાંથી પ્રાપ્ત થાય છે. જેઓ પૂર્વ તૈયારી કર્યા વિના યુદ્ધના મેદાનમાં જાય છે, તેના કેવા હાલ થાય છે, તે આપણે જોયું છે. કોઈ વ્યાપાર-ધંધાની જમાવટ કરવી હોય તો શું એ પૂર્વ તૈયારી વિના થાય છે ખરી ? પરીક્ષામાં ઉત્તીર્ણ થવા માટે વિદ્યાર્થીઓ કેવી અને કેટલી તૈયારીઓ કરે છે, તે આપણા કોઈથી અજાણ્યું નથી.

જેઓ બાહ્ય અને અંતર એમ બંને પ્રકારની પવિત્રતાથી યુક્ત હોય તે પવિત્રમાં પવિત્ર અથવા અતિપવિત્ર ગણાય છે. તેમાં બાહ્ય પવિત્રતા સ્નાનાદિથી આવે છે અને

અંતરની પવિત્રતા કામ, ક્રોધ, મદ, મોહ, લોભ આદિ અંતરના શત્રુઓને જિતવાથી આવે છે. સાધુવ્રતમાં સ્થિર રહેનારાઓ આવી પવિત્રતા જરૂર કેળવી શકે છે અને તેથી જ પવિત્ર પુરુષોમાં તેમની ગણના થાય છે.

જેઓ કામ-ભોગની વાસનાથી પરાજિત થતા નથી, અર્થાત્ બ્રહ્મચર્યનું શુદ્ધ પાલન કરે છે, તે અપરાજિત કહેવાય છે. સર્વ વ્રતોમાં આ વ્રત ઘણું મોટું છે, તેથી શ્રેષ્ઠ કે ઉત્તમ ગણાય છે. આપણી સામે હનુમાનજીનો આદર્શ મૂકાયો છે, તે એટલા માટે જ મૂકાયો છે. કેટલાક મનુષ્યો હનુમાનજીને તેલ કે મલીદો ચડાવીને મનઃકામના પૂર્ણ કરવાની પ્રાર્થના કરે છે, પણ તેમના જીવનનો સહુથી ઊંચો આદર્શ બ્રહ્મચર્ય, તે તરફ તો દૃષ્ટિપાત પણ કરતા નથી. વાસ્તવમાં બ્રહ્મચર્ય એ સર્વ સિદ્ધિનું મૂલ છે. બ્રહ્મચારીનો સંકલ્પ કદી નિરર્થક જતો નથી. તેના સર્વ નિશ્ચયો પાર પડે છે અને તે કદી મૃત્યુને આઘું ઠેલવા ઇચ્છે તો ઠેલી શકે છે. જેણે બ્રહ્મચર્ય પાળ્યું, તેણે સર્વ વ્રતો પાળ્યાં. એમ સમજવાનું છે.

અહીં એ સ્પષ્ટતા પણ જરૂરી છે કે બ્રહ્મચર્યનો અર્થ માત્ર વીર્ય-સંરક્ષણ એટલો જ નથી, પણ વીર્યશોધન અને વીર્યનું ઊર્ધ્વીકરણ પણ છે. જેઓ આ રીતે બ્રહ્મચર્યનું પાલન કરે છે, તેને રોગો સતાવતા નથી કે બીજી કોઈ મુશ્કેલીઓ નડતી નથી.

આજે ભૌતિકવાદે આપણને જોરથી ભરડો લીધો છે.

અને આપણી આધ્યાત્મિક ભાવનાઓને કચડી નાખી છે, એટલે બ્રહ્મચર્યવ્રત પ્રત્યે આપણી જેવી અને જેટલી ચીવટ—કાળજી જોઈએ તેવી રહી નથી. સહશિક્ષણે બ્રહ્મચર્યની ભાવનાને સખ્ત ફટકો માર્યો છે અને જીવનનો પહેલો આશ્રમ—જીવનની પહેલી પચીશી (આજના ધોરણે વીશી) કે જેમાં બ્રહ્મચર્યનું યથાર્થ પાલન કરવું જોઈએ, તેમાં પણ વિલાસની વૃત્તિ ફાટી નીકળી છે. સીનેમા, વિકૃત સાહિત્ય, ભક્ષ્યાભક્ષ્યનો અવિવેક આદિ વસ્તુઓ તેમાં ઉત્તેજક નીવડી છે અને તેણે આપણા એ પ્રાચીન આદર્શનું સત્યાનાશ વાળી નાખ્યું છે. મંત્રસિદ્ધિમાં જે વસ્તુઓને અંતરાયરૂપ ગણવામાં આવી છે, તેમાંની એક વસ્તુ વિષયવાસના છે. જો મનનો ઝોક વિષયવાસના તરફ જ ઢળેલો હોય અને વિષયવાસનાના તરંગો મનમાં ઉઠયા જ કરતા હોય તો મંત્રસિદ્ધિ થવાની કોઈ જ શકયતા નથી, પછી તેનો ક્રોડોની સંખ્યામાં ભલે જપ કરવામાં આવે.

અહીં એ વસ્તુ પણ સ્પષ્ટ કરવા ઇચ્છીએ છીએ કે જે ગૃહસ્થ પોતાની વિવાહિત સ્ત્રીથી સંતુષ્ટ રહે છે અને અન્ય કોઈ સ્ત્રી તરફ વિકારની દૃષ્ટિથી જોતો નથી, તેને પણ શાસ્ત્રકારોએ બ્રહ્મચારી તુલ્ય જ માન્યો છે. ૐકારકલ્પ દરમિયાન સાધકે મન-વચન-કાયાથી શુદ્ધ બ્રહ્મચર્યનું પાલન કરવાનું હોય છે અને તે પૂર્વના સારા સંસ્કારો હોય તો જ શક્ય બને છે.

જેઓ ગુપ્ત રહીને યોગસાધના કે મંત્રસાધના કરે છે, અર્થાત્ તેની પ્રસિદ્ધિ કે જાહેરાત કરતા નથી, તે ગુહ્ય કહેવાય

છે. યોગસાધના કે મંત્રસાધના પોતાના કલ્યાણ માટે કરવાની છે, તે કંઈ લોકને દેખાડવા માટે કરવાની નથી. જ્યારે લોકોને દેખાડવાની વૃત્તિ થાય, ત્યારે સમજવું કે આપણો અહં સળવળે છે અને તે આપણને ખોટી દિશામાં દોરી જાય છે. અહંને ઓગાળવો અને વિનમ્ર બની જવું, એ ભક્ત કે મંત્રોપાસકનું એક વિશિષ્ટ લક્ષણ છે અને એ તેણે અવશ્ય કેળવવું જોઈએ.

જેના હૃદયમાં બ્રહ્મનો સાક્ષાત્કાર કરવાની એક માત્ર ઇચ્છા હોય તે બ્રહ્મહૃદય કહેવાય છે. ઋદ્ધિ-સિદ્ધિ આખરે તો માયાના બંધનમાં જકડી લેનારી છે, એટલે આવા ઉચ્ચ કોટિના ઉપાસકો તેની લેશ માત્ર ઇચ્છા રાખતા નથી. તેઓ તો ક્યારે બ્રહ્મનો સાક્ષાત્કાર કરીએ અને સચ્ચિદાનંદ સ્વરૂપમાં મગ્ન બની જઈએ? તેની જ તાલાવેલી ધરાવે છે અને તે માટે જ આ પ્રકારનો કલ્પ કરવા તૈયાર થાય છે.

ત્યાર પછી મહર્ષિએ ૐકારકલ્પ માટે ખાસકુટી બનાવવાની જરૂર જણાવી છે અને તે માટે ચાર નિયમોનું વિધાન કર્યું છે.

(૧) આ કુટી એવા સ્થળે બનાવવી જોઈએ કે જેની સમીપમાં ગ્રામ્ય પશુઓ એટલે ગાય, બળદ, ભેંસ, પાડા, ઘોડા, ખચ્ચર, ગધેડાં, બકરાં, ઘેટાં વગેરેનો અવાજ થતો ન હોય. ગામ કે ગામની નજીકમાં આવા અવાજો થવાની સંભાવના છે, એટલે જનસંસર્ગથી અલિપ્ત એવા કોઈ એકાંત પ્રદેશની પસંદગી કરવી જોઈએ.

(૨) આવી કુટી કોઈ જલાશયની નજીકમાં બાંધવી જોઈએ. આ નિયમ એટલા માટે રાખેલો જણાય છે કે ૐકારકલ્પ કરનારે પ્રાતઃ, મધ્યાહ્ન અને સાયં એમ ત્રણ વખત સ્નાન કરવાનું હોય છે, એટલે તે માટે અનુકૂલતા થાય તથા જલાશય નજીક હોવાથી શીતલ વાયુની લહરિઓ વાતાવરણને ખુશનુમા રાખે.

(૩) આવી કુટી બ્રહ્મવૃક્ષ એટલે પલાશ કે ખાખરાના લાકડાનો એક દંડ ભૂમિમાં ખોડીને તેના આધારે બનાવવી જોઈએ. આપણા ઋષિ–મુનિઓએ વનસ્પતિનો ઊંડો અભ્યાસ કર્યો હતો અને તે દરેકના ગુણ–દોષો જાણી લીધા હતા, એટલું જ નહિ પણ તેમાં જે રહસ્યમય તત્ત્વો છે, તેની પણ યોગ્ય માહિતી મેળવી લીધી હતી અને તેથી ધર્માનુષ્ઠાનો, મંત્રસાધના તથા મંત્રપ્રયોગો આદિમાં કઈ વનસ્પતિનો કેવી રીતે ઉપયોગ કરવો ? તેનાં નિશ્ચિત વિધાનો કર્યાં હતાં. આ કુટીમાં બ્રહ્મવૃક્ષનો દંડ ઉપયોગમાં લેવાની પાછળ પણ કંઈક રહસ્ય અવશ્ય છૂપાયેલું હશે.

(૪) આ કુટીનું મુખ પૂર્વ દિશા તરફ રાખવું. આ નિયમ એટલા માટે રાખેલો જણાય છે કે તેમાં સૂર્યનો તડકો આવી શકે, તેમ જ સૂર્યની સામે બેસીને મંત્રજપ કરી શકાય. આગળ આ પ્રમાણે જપ કરવાનું વિધાન આવે છે.

ત્યાર પછી આગળનો વિધિ દર્શાવતાં કહ્યું છે કે–

(૫) આવી કુટી પર કુશઘાસની બનાવેલી એક ધ્વજા રાખવી.

(૬) આવી કુટીની ચારેય બાજુ કુશ ઘાસની જ બનાવવી.

(૭) આ કલ્પ દરમિયાન કુશનાં બનેલાં જ વસ્ત્ર વાપરવાં. તાત્પર્ય કે લંગોટી તથા ઉત્તરીય વસ્ત્ર વાપરવાં પડે તો તે કુશમાંથી જ બનાવેલાં હોવાં જોઈએ.

(૮) આ કલ્પ દરમિયાન કુશના બનાવેલા આસન પર જ બેસવું.

(૯) મંત્રજપ હાથમાં કુશ રાખીને કરવો.

(૧૦) આ કલ્પ દરમિયાન કેડ પર કુશનો બનેલો કંદોરો ધારણ કરવો.

(૧૧) પ્રાતઃ, મધ્યાહ્ન અને સંધ્યા એમ ત્રણ વાર સ્નાન કરવું.

(૧૨) કુશની શય્યા પર જ સૂવું.

(૧૩) શાક અને યવાદિ દેવધાન્યની ભિક્ષા લઇને આહાર કરવો. આ કલ્પ મુખ્યત્વે સાધુઓને માટે હોઇ તેમાં ભિક્ષાનું વિધાન છે. જો ગૃહસ્થ આવો કલ્પ કરે તો શાક અને યવાદિ દેવધાન્ય પર નિર્વાહ કરે એમ સમજવાનું છે. કહેવાનું તાત્પર્ય એ છે કે આ વખતે ફૂલ, સાત્ત્વિક વનસ્પતિ તથા યવ અને ચોખાનો ઉપયોગ કરે, પણ અન્ય ધાન્ય વાપરે નહિ. ચિત્તવૃત્તિઓને શાંત રાખવામાં આહાર પણ અગત્યનો ભાગ ભજવે છે, એ ભૂલવાનું નથી.

(૧૪) સૂર્યની સામે મુખ રાખીને ૐકાર મંત્રનો ૫૦૦૦ જપ કરવો.

(૧૫) બાકીના સમયમાં શું કરવું ? તેનો અહીં સ્પષ્ટ

નિર્દેશ નથી, પણ અન્યત્ર જે વર્ણનો આવે છે, તે પરથી બાકીના સમયમાં અર્થચિંતન તથા ધ્યાન કરવાનું હોય છે. સદ્‌ગુરુઓ પોતાના શિષ્યને ૐકારમંત્રનો ઉપદેશ કર્યા પછી તેના અર્થો કહે છે, તેનું વિવરણ કરે છે અને તેનું ધ્યાન કેમ ધરવું ? તેનો વિધિ પણ શીખવે છે, તેથી આ કલ્પ દરમિયાન તેઓ ૐકારનું અર્થચિંતન તથા ધ્યાન ઘણી સારી રીતે કરી શકે છે અને તેથી બ્રહ્મસાક્ષાત્કાર સુધી પહોંચી શકે છે.

(૧૬) આ કલ્પ કેટલા દિવસ સુધી કરવો ? તેનું આમાં સ્પષ્ટ વિધાન નથી, પણ તે ઓછામાં ઓછો ૪૨ દિવસનો હોવો જોઈએ, એવું અમારું અનુમાન છે.

હવે આવો કલ્પ કરવાનું પરિણામ શું આવે છે ? તેનું મહર્ષિ વર્ણન કરે છે :

(૧) તેને સર્વ મંત્રો સિદ્ધ થાય છે.

(૨) તેને સર્વ વેદોના અધ્યયનનું પુણ્યફલ પ્રાપ્ત થાય છે.

(૩) તેને સર્વ વેદોનું જ્ઞાન પ્રાપ્ત થાય છે.

(૪) તેને સર્વ તીર્થોના સ્નાનનું પુણ્ય મળે છે.

(૫) તે સર્વ વૈદિક રહસ્યનો જ્ઞાતા થાય છે.

(૬) તેને સર્વ દેવોનાં દર્શન થાય છે.

(૭) તે સર્વ યજ્ઞ-યાગોનો કરનાર અથવા તેનાથી મળનાર પુણ્યનો ભાગી થાય છે.

(૮) તે યોગી દૃષ્ટિ માત્રથી માનવસમૂહને પવિત્ર કરે છે.

(૯) તે માતૃદોષ, ભ્રાતૃદોષ અને પુરુષદોષથી રહિત થાય છે.

(૧૦) તે ચાંડાલ અને શ્વપાક જાતિને દૃષ્ટિમાત્રથી પવિત્ર કરે છે.

હવે ઋદ્ધિ-સિદ્ધિની આકાંક્ષાવાળાને માટે બોધાયન મહર્ષિ એક વિશિષ્ટ પ્રયોગ બતાવે છે. શ્વેતરંગની ગાય જે શ્વેત વાછરડાવાળી હોય, તેના દૂધમાં ખીર બનાવી સૂર્યની સામે ૧૦૦૮ વાર ૐકાર બોલી અભિમંત્રિત કરી, તેનું પ્રાશન કરવું. આ પ્રયોગ કેટલા દિવસ કરવો? તે જણાવ્યું નથી, પણ તે એકવીશ કે અઠ્ઠાવીસ દિવસનો હોવા સંભવ છે.

આ પ્રયોગ કરવાથી સાત પેઢીનું દારિદ્રય દૂર થાય છે જાતિસ્મરણ એટલે પૂર્વભવનું જ્ઞાન પ્રાપ્ત થાય છે, ઐશ્વર્ય મળે છે તથા તેનું બ્રહ્મચર્ય અવિચ્છિન્ન અને નિરંતર સ્થિર રહે છે.

બધા વેદોનો પ્રારંભ પ્રણવથી જ થાય છે અને તેનો છેડો પણ પ્રણવમાં જ આવે છે. વાસ્તવમાં સમસ્ત વાઙ્મય પ્રણવમય છે, તેથી પ્રણવનો અભ્યાસ કરવો જોઈએ.

જે મંત્ર પ્રણવથી રહિત હોય છે, તે પ્રાણરહિત એટલે શવ જેવો છે. સર્વે મંત્રોમાં મંત્રનો પ્રાણ પ્રણવ કહેવાય છે, તાત્પર્ય કે આ પરિસ્થિતિમાં ૐકારની ઉપાસના જ અનન્ય મને કરવી જોઈએ. તેમ કરવાનો આ એક ઉત્કૃષ્ટ વિધિ છે અને તેને અનુસરનારો શ્રેયની સાધના અવશ્ય કરી શકે છે.

[૧૧]

# જૈન ધર્મમાં ૐકાર–ઉપાસના

ભારતની ભવ્યતાનું નિર્માણ કરનાર આર્ય સંસ્કૃતિ પવિત્ર ત્રિવેણીસંગમ જેવી છે, કારણ કે તેમાં વૈદિક, જૈન અને બૌદ્ધ એવા ત્રણ મહાન ધર્મો પ્રવર્તેલા છે. આ ત્રણે ય ધર્મોએ પોતાનું મુખ અધ્યાત્મવાદ તરફ રાખેલું છે અને જીવનના એક પવિત્ર ધ્યેય તરીકે મોક્ષ, મુક્તિ, પરમપદ કે નિર્વાણનો સ્વીકાર કરેલો છે. વળી તેઓ યમ, નિયમ અને નીતિવિષયક ભાવનામાં ઘણું સામ્ય ધરાવે છે અને ઇહલોક તથા પરલોકના કલ્યાણ અર્થે મંત્રોપાસનાને એક જરૂરી સાધન માને છે; એટલું જ નહિ પણ તેમાં ૐ, હ્રીં, શ્રીં, ક્લીં આદિ બીજોનો સમાન ભાવે સ્વીકાર કરે છે અને તેની સાધના કે ઉપાસનામાં પણ લગભગ સમાન વિધિનું જ અનુસરણ કરે છે.

પ્રસ્તુત પ્રકરણમાં અમે ૐકાર અને તેની ઉપાસના અંગે જૈન ધર્મ કેવું મંતવ્ય ધરાવે છે, તે રજૂ કરવા ઇચ્છીએ છીએ.

જૈન ધર્મનું એવું મંતવ્ય છે કે આ વિશ્વ અનાદિ છે, જૈન ધર્મ પણ અનાદિ છે અને સતત સ્મરવા યોગ્ય પંચપરમેષ્ઠી પણ અનાદિ છે. આ પંચપરમેષ્ઠીના પ્રથમ અક્ષરોનું સંયોજન થવાથી ૐ એવો એકાક્ષરી મંત્ર નિર્માણ થયેલો છે, એટલે તે પંચપરમેષ્ઠી જેટલો જ પવિત્ર છે. તે અંગે નીચેની ગાથા જૈન શાસ્ત્રોમાં પ્રસિદ્ધ છે :–

**अरिहंता असरीरा, आयरिय उवज्झाय मुणिणो ।**
**पंचक्खरनिप्फन्नो, ॐकारो पंचपरमिट्ठि ॥**

'ૐકાર પંચપરમેષ્ઠી–સ્વરૂપ છે, કારણ કે તે અરિહંત, અશરીરી (સિદ્ધો), આચાર્ય, ઉપાધ્યાય અને મુનિ (સાધુ) એ પંચપરમેષ્ઠીના પ્રથમ અક્ષરોથી નિષ્પન્ન થયેલો છે.'

અહીં થોડી સ્પષ્ટતા કરીએ તો યોગ્ય લેખાશે. પ્રથમ પરમેષ્ઠી અરિહંત છે તથા બીજા પરમેષ્ઠી અશરીરી એટલે સિદ્ધ છે. તેના પ્રથમાક્ષરો લઈએ તો સંધિના નિયમ અનુસાર अ + अ = आ થાય છે. તેમાં ત્રીજા પરમેષ્ઠી આચાર્યનો आ ઉમેરીએ તો आ + आ = आ થાય છે. તેમાં ચોથા પરમેષ્ઠી ઉપાધ્યાયનો उ જોડીએ તો आ + उ = ओ થાય છે અને તેમાં પાંચમા પરમેષ્ઠી મુનિનો म् જોડીએ તો ओम् એવો એકાક્ષરી પવિત્ર મંત્ર બને છે.

અહીં એટલો ખુલાસો આવશ્યક છે કે અન્યત્ર પરમેષ્ઠી શબ્દથી બ્રહ્મા, વિષ્ણુ કે મહેશ સમજવામાં આવે છે, ત્યારે જૈન ધર્મમાં પરમેષ્ઠી શબ્દથી આધ્યાત્મિક વિકાસ દ્વારા

પરમસ્થાનને પ્રાપ્ત થયેલી વ્યક્તિ એમ સમજવામાં આવે છે. જૈન દૃષ્ટિએ અષ્ટાદશ દોષરહિત, વિશિષ્ટ અતિશયવંત, સર્વજ્ઞ અને સર્વદર્શી એવા ધર્મપ્રવર્તક મહાપુરુષ તે અરિહંત નામના પ્રથમ પરમેષ્ઠી છે. સર્વ કર્મોનો × ક્ષય કરીને આત્માની વિશુદ્ધ અવસ્થાને પ્રાપ્ત કરનાર પરમાત્મા તે સિદ્ધ ભગવંત નામના બીજા પરમેષ્ઠી છે. લોકસમૂહને આચારનું શિક્ષણ આપનાર ત્યાગી વિરાગી મહાત્મા તે આચાર્ય નામના ત્રીજા પરમેષ્ઠી છે. સાધુસંતોને અધ્યાત્મ-શાસ્ત્રોનું જ્ઞાન આપનાર ત્યાગી વિરાગી મહાત્મા તે ઉપાધ્યાય નામના ચોથા પરમેષ્ઠી છે. અને સંયમાદિ સાધન વડે નિર્વાણયોગની સાધના કરનારા ત્યાગી વિરાગી મહાત્મા તે સાધુ નામના પાંચમા પરમેષ્ઠી છે. તેમાં સિદ્ધને માટે અશરીરી અને સાધુને માટે મુનિ એવો વૈકલ્પિક પ્રયોગ છે.

જૈન ધર્મનો એવો આદેશ છે કે શ્રેયસ્ અર્થાત્ આત્મ-કલ્યાણની અભિલાષાવાળાએ આ પાંચ પરમેષ્ઠીનું સતત સ્મરણ કરવું તથા તેમનું ધ્યાન ધરવું.

જૈનોના નવપદાત્મક પ્રસિદ્ધ નમસ્કાર મંત્રમાં આ પાંચ પરમેષ્ઠીને જ નમસ્કાર કરવામાં આવે છે. જેમકે—

नमो अरिहंताणं ।
અરિહંતોને ( અર્હંતોને ) નમસ્કાર હો.

नमो सिद्धाणं ।

× આત્માની શક્તિનો અવરોધ કરનારા પૌદ્ગલિક અથવા ભૌતિક પદાર્થને કર્મ કહેવામાં આવે છે.

સિદ્ધોને (અશરીરીને) નમસ્કાર હો.

नमो आयरियाणं ।

આચાર્યોને નમસ્કાર હો.

नमो उवज्झायाणं ।

ઉપાધ્યાયોને નમસ્કાર હો.

नमो लोए सव्वसाहूणं ।

લોકમાં (સમસ્ત પૃથ્વીમંડલમાં) રહેલા સર્વ સાધુઓને નમસ્કાર હો.

આ પાંચ નમસ્કારની ફલશ્રુતિરૂપ નીચેનાં ચાર પદો પણ સાથે જ બોલવામાં આવે છે :

एसो पंच-नमुक्कारो,
આ પાંચને કરેલો નમસ્કાર,

सव्व-पावप्पणासणो ।
સર્વ પાપોનો સંપૂર્ણ નાશ કરનાર છે.

मंगलाणं च सव्वेसिं,
અને સર્વ મંગલોનું

पढमं हवइ मंगलं ॥
પ્રથમ મંગલ છે.

તાત્પર્ય કે જૈન ધર્મે ૐકારને સતત સ્મરવા યોગ્ય પંચપરમેષ્ઠી તુલ્ય માનીને તેને અતિ ઉન્નત સ્થાન આપેલું છે.

જૈન ધર્મના મંત્રગ્રંથોમાં કહ્યું છે કે સ્તુતિ, મંત્ર, વિદ્યા આદિનો પાઠ કરતાં પહેલાં ૐકારનો ઉચ્ચાર કરવો

જોઈએ. તે અંગે શ્રીમેરુતુંગસૂરિવિરચિત સૂરિમુખ્ય મંત્રકલ્પમાં નીચેના શબ્દો દૃષ્ટિગોચર થાય છે:

सर्वत्र स्तुत्यादौ प्रणवाः स्वपरेषु शान्तितुष्टिकृते।

'સર્વત્ર સ્તુતિ આદિમાં સ્વપરના કલ્યાણનિમિત્તે થતાં શાંતિકર્મ અને તુષ્ટિકર્મમાં પ્રણવો હોય છે.'

બીજા સૂરિમંત્રમાં પણ આ વસ્તુનો ખાસ નિર્દેશ કરવામાં આવ્યો છે. જેમકે—

एवं ज्ञात्वा सर्वस्तुतिपदप्रारम्भे विद्याविभागप्रारम्भे ओमिति सर्वलोकस्यात्मनश्च शान्ति–पुष्टि–ऋद्धि–वृद्धि–स्फूर्ति–शिवायोच्चारणीयः।

'એમ જાણીને સર્વ સ્તુતિપદના પ્રારંભમાં તથા વિદ્યાવિભાગના પ્રારંભમાં સર્વલોકની તથા પોતાની શાંતિ, પુષ્ટિ, ઋદ્ધિ, વૃદ્ધિ, સ્ફૂર્તિ (મંત્રદ્વારા પ્રાપ્ત થતી એક વિશિષ્ટ શક્તિ) અને કલ્યાણ માટે ૐનો ઉચ્ચાર કરવો.'

મંત્રવિશારદ શ્રી સિંહતિલકસૂરિએ તેમની પ્રસિદ્ધ કૃતિ શ્રીમંત્રરાજ–રહસ્યમાં કહ્યું છે કે—

अर्हददेहाचार्योपाध्यायमुनीन्द्रपूर्ववर्णोत्थः।
प्रणवः सर्वत्रादौ ज्ञेयः परमेष्ठि–संस्मृत्यै ॥ ३१४ ॥

'અર્હંત, અદેહ (અશરીરી–સિદ્ધ), આચાર્ય, ઉપાધ્યાય અને મુનીન્દ્રના પૂર્વ વર્ણોથી બનેલો પ્રણવ અર્થાત્ ૐકાર પરમેષ્ઠીના સ્મરણ અર્થે સર્વત્ર આદિમાં ભણવો.'

તાત્પર્ય કે ૐકાર સર્વ મંત્રોની આદિમાં બોલવા

યોગ્ય છે, એ વાતનો જૈન ધર્મે પણ સ્વીકાર કર્યો છે અને સર્વ મંત્રો તથા વિદ્યાના પાઠો બોલતી વખતે આ નિયમનો અમલ કરવામાં આવે છે. અન્ય માંગાલિક પ્રસંગોએ જૈન ધર્મમાં સામાન્ય રીતે નમસ્કારમંત્રનો પાઠ કરવામાં આવે છે, પરંતુ તેમાં ગર્ભિત રીતે ૐકાર રહેલો છે, તેનું વિસ્મરણ કરવા જેવું નથી.

જૈન ધર્મમાં ૐકારનું ચિંતન કરવાનો અર્થાત્ ધ્યાન કરવાનો ઉપદેશ પણ અપાયેલો છે. તે અંગે શ્રી હેમચંદ્રાચાર્યે યોગશાસ્ત્રના આઠમા પ્રકાશમાં જણાવ્યું છે કે—

तथा हृत्पद्ममध्यस्थं शब्दब्रह्मैककारणम् ।
स्वरव्यञ्जनसंवीतं वाचकं परमेष्ठिनः ॥
मूर्द्धसंस्थितशीतांशुकलामृतरसप्लुतम् ।
कुम्भकेन महामन्त्रं प्रणवं परिचिन्तयेत् ॥

'તથા હૃદયકમલમાં રહેલા સમગ્ર શબ્દબ્રહ્મની ઉત્પત્તિનું એક કારણ, સ્વર તથા વ્યંજનસહિત પંચપરમેષ્ઠી પદવાચક તથા મસ્તકમાં રહેલી ચંદ્રકલામાંથી ઝરતા અમૃતના રસે કરી ભીંજાતા મહામંત્ર પ્રણવને કુંભક કરીને અર્થાત્ શ્વાસોચ્છ્વાસ રોકીને ચિંતવવો.'

આ વિધાન તો વૈદિક પરંપરાને ઘણું જ મળતું છે અને ૐકારની એક મહામંત્ર તરીકે પ્રતિષ્ઠા કરનારું છે.

જૈન શાસ્ત્રોમાં એમ પણ કહ્યું છે કે અંતસમયે શુદ્ધ ભાવથી નમસ્કારમંત્ર ગણવો, તેની સ્થિતિ ન હોય તો પરમેષ્ઠીપદને અનુસરનારા अ सि आ उ सा એ પાંચ અક્ષરોને

સ્મરવા અને તેમ કરવાનું અનુકૂળ ન હોય તો માત્ર ૐકારને જ સ્મરવો, કારણ કે તે પંચપરમેષ્ઠી સ્વરૂપ જ છે.

જૈન મંત્રોમાં ૐકારનો સેતુ અને બીજ તરીકે વ્યાપક ઉપયોગ થાય છે તથા દેવપ્રતિષ્ઠાદિ સમયે વેદિકા ઉપર તેનું મનોહર સુંદર ચિત્ર આલેખવામાં આવે છે.

અમે કેટલાક મુનિઓને ૐકારની વિશિષ્ટ ઉપાસના કરતા જોયા છે અને તેનાથી શીઘ્ર કાવ્યત્વ આદિ શક્તિઓ પ્રાપ્ત થયેલી નિહાળી છે.

શ્રી સંમતભદ્રાચાર્યે ૐકારનો મહિમા દર્શાવવા માટે બાર શ્લોકોથી શોભતું એક સુંદર સ્તોત્ર બનાવ્યું છે, તે પાઠકોની જાણ માટે અહીં રજૂ કરીએ છીએ.

### ॐकारस्तोत्र

प्रणवस्त्वं परब्रह्मन् लोकनाथो जिनेश्वरः ।
कामदस्त्वं मोक्षदस्त्वं ॐकाराय नमो नमः ॥ १ ॥

'હે ૐકાર! તું પ્રણવ છે, તું પરબ્રહ્મ છે, તું લોક-નાથ છે અને તું જ જિનેશ્વર છે. વળી સંસારની સર્વ કામનાઓ પૂરી કરનારો છે તથા મોક્ષસુખને આપનારો છે. એવા તને મારો પુનઃ પુનઃ નમસ્કાર હો.'

पीतवर्णः श्वेतवर्णो रक्तवर्णो हरिद्वरः ।
कृष्णवर्णो मतो देवः ॐकाराय नमो नमः ॥ २ ॥

'હે ૐકાર! તું પીતવર્ણનો, શ્વેત વર્ણનો, રક્તવર્ણનો, ધૂમ્રવર્ણનો તથા કૃષ્ણવર્ણનો એમ પાંચ વર્ણનો દેવ મનાયેલો છે. તને મારો પુનઃ પુનઃ નમસ્કાર હો.'

તાત્પર્ય કે ૐકાર રૂપી દેવનું આ પાંચ વર્ણો વડે ધ્યાન ધરવામાં આવે છે. તેનું ફલ આગળ સાતમી તથા આઠમી ગાથામાં બતાવશે.

नमस्त्रिभुवनेशाय रजोऽपोहाय भावतः ।
पञ्चदेवाय शुद्धाय ॐकाराय नमो नमः ॥ ३ ॥

'હે ૐકાર! તું ત્રિભુવનનો સ્વામી છે અને ભાવથી કર્મરૂપી રજનું હરણ કરનારો છે. વળી તું (પંચપરમેષ્ઠી સ્વરૂપ હોવાથી) પંચદેવ તરીકે વિખ્યાત છે અને (તાત્ત્વિક દૃષ્ટિએ) અતિ શુદ્ધ છે. એવા તને મારો પુનઃ પુનઃ નમસ્કાર હો.'

मायाद्ये नमोऽन्ताय प्रणवान्तर्मयाय च ।
बीजराजाय हे देव ! ॐकाराय नमो नमः ॥ ४ ॥

'હે દેવ! તું માયાબીજની એટલે હ્રીँકારની આદિમાં રહેનારો છે, તારા છેડે નમઃ પદ લાગે છે અને તું પ્રણવમય છે. એવા બીજરાજસ્વરૂપ તને મારો પુનઃ પુનઃ નમસ્કાર હો.'

આ સ્તુતિ 'ૐ હ્રીँ નમઃ ।' એ મંત્રને ઉદ્દેશીને કરાઈ છે. આ મંત્રની હ્રીँકારવિદ્યા તરીકે વિશેષ પ્રસિદ્ધિ છે. અને તે અચિંત્ય ફલને આપનારી છે. આ ગ્રંથના બીજા ખંડમાં તેની ઉપાસનાનો વિસ્તૃત વિધિ દર્શાવેલો છે.

घनान्धकारनाशाय चरते गगनेऽपि च ।
तालुरन्ध्रसमायाते सम्प्राप्ताय नमो नमः ॥ ५ ॥

'હે ૐકાર! તું અજ્ઞાનરૂપી ગાઢ અંધકારનો નાશ કરનારો છે અને બ્રહ્મરંધ્રમાં પણ વિચરણ કરે છે. અને જેઓ જપ-સ્મરણ વડે તાલુરંધ્રમાં લાવે છે, તેમને તું પ્રાપ્ત થાય છે, એવા તને મારો પુનઃ પુનઃ નમસ્કાર હો.'

गर्जन्तं मुखरन्ध्रेण ललाटान्तरसंस्थितम् ।
विधानं कर्णरंध्रेण प्रणवं तं वयं नुमः ॥ ६ ॥

'વળી મુખરંધ્રમાં ગર્જતા, લલાટના મધ્ય ભાગમાં સ્થિર થતા અને કર્ણરંધ્રથી ઢંકાતા એવા હે પ્રણવ! તને અમે નમસ્કાર કરીએ છીએ.'

ૐકારનું વિધિસર ઉચ્ચારણ કરીએ છીએ ત્યારે તે મુખરંધ્રમાં ગાજવા લાગે છે; લલાટના મધ્ય ભાગમાં તેનું ધ્યાન ધરીએ છીએ, ત્યારે ત્યાં સ્થિર થાય છે; અને કાનના બે છિદ્રો પર હાથ દઈએ ત્યારે તેનો સ્વાભાવિક નાદ સાંભળવામાં આવે છે.'

श्वेते ःशान्तिकपुष्ट्याख्यांऽनवद्यादिकराय च ।
पीते लक्ष्मीकरायापि ॐकाराय नमो नमः ॥ ७ ॥

'હે ૐકાર! શ્વેત વર્ણથી ધ્યાન ધરતાં નિર્દોષ શાંતિ, તુષ્ટિ અને પુષ્ટિ કરનાર તથા પીત વર્ણથી ધ્યાન ધરતાં લક્ષ્મી આપનાર એવા તને મારો પુનઃ પુનઃ નમસ્કાર હો.'

रक्ते वश्यकरायापि कृष्णे शत्रुक्षयकृते ।
धूम्रवर्णे स्तम्भनाय ॐकाराय नमो नमः ॥ ८ ॥

'હે ૐકાર! રક્તવર્ણથી ધ્યાન ધરતાં વશીકરણ કરનાર, કૃષ્ણવર્ણથી ધ્યાન ધરતાં શત્રુનો નાશ કરનાર તથા ધૂમ્રવર્ણથી ધ્યાન ધરતાં સ્તમ્ભન કરનાર, એવા તને મારો પુનઃ પુનઃ નમસ્કાર હો.'

ब्रह्मा विष्णुः शिवो देवो गणेशो वासवस्तथा।
सूर्यचन्द्रस्त्वमेवातः ॐकाराय नमो नमः॥ ९॥

'હે ૐકાર! તુંજ બ્રહ્મા છે, તુંજ વિષ્ણુ છે, તુંજ શિવ છે, તુંજ દેવ છે, તુંજ ગણેશ છે, તુંજ ઈન્દ્ર છે, તુંજ સૂર્ય છે અને તુંજ ચન્દ્ર છે. એવા તને મારો પુનઃ પુનઃ નમસ્કાર હો.'

તાત્પર્ય કે આ સર્વ વસ્તુઓમાં તુંજ વ્યાપીને રહેલો છે અથવા આ બધાં તારાં જ ભિન્ન ભિન્ન સ્વરૂપો છે.

न जपो न तपो दानं न व्रतं संयमो न च।
सर्वेषां मूलहेतुस्त्वं ॐकाराय नमो नमः॥ १०॥

'સર્વ સિદ્ધિઓનું મૂળ જપ નથી, તપ નથી, દાન નથી, વ્રત નથી, સંયમ નથી, પણ હે ૐકાર! તું જ છે. એવા તને મારો પુનઃ પુનઃ નમસ્કાર હો.'

इति स्तोत्रं जपन् वाऽपि पठन् विद्यामिमां पराम्।
स्वर्गं मोक्षपदं धत्ते विद्येयं फलदायिनी॥ ११॥

'આ સ્તોત્રને જપતો અથવા આ પરમ વિદ્યાનો પાઠ કરતો મનુષ્ય સ્વર્ગ અથવા મોક્ષપદને પામે છે. ખરેખર! આ ૐકાર વિદ્યા શ્રેષ્ઠફલને આપનારી છે.'

करोति मानवं विज्ञमज्ञं मानविवर्जितम् ।
समानं स्यात् पंचसुगुरोर्विद्यैका सुखदा परा ॥ १२ ॥

'આ ૐકાર વિદ્યા અજ્ઞાન મનુષ્યને વિદ્વાન કરે છે તથા માનવિહીનને માનવાળો કરે છે. પંચ સુગુરુઓના પ્રથમાક્ષરોથી નિષ્પન્ન થયેલી આ વિદ્યા અદ્વિતીય અને પરમ સુખદાયક છે.'

પંચ સુગુરુ એટલે પંચપરમેષ્ઠી. તેમના પ્રથમ અક્ષરોથી આ મંત્ર કેવી રીતે નિષ્પન્ન થાય છે, તે આ પ્રકરણના આરંભમાં જ સમજાવેલું છે.

ટૂંકમાં જૈન ધર્મે પણ ૐકારનો એક મહાન મંત્ર તરીકે સ્વીકાર કરેલો છે અને તેની ઉપાસના કરવામાં તે ગૌરવ માને છે.

જૈન ધર્મે ૐકારની જે આકૃતિ માનેલી છે, તેનો ખ્યાલ સામેના ચિત્ર પરથી આવી શકશે.

ૐકારનો જપ કરતાં પહેલાં કોઈ સાધક–ઉપાસક આ ગાયત્રીનો ૨૪ કે ૧૦૮ વાર પાઠ કરે તો લાભ થવા સંભવ છે. જેની આંતરિક શ્રદ્ધા ગાયત્રી પર વિશેષ છે, તેણે તો આ પાઠ અવશ્ય કરવો.

પ્રણવકલ્પમાં ૐકારના એક યંત્રનું વર્ણન પણ આવે છે અને શ્રી હેમચંદ્રાચાર્યે યોગશાસ્ત્રમાં ૐકારના એક યંત્રનું વર્ણન કરેલું છે, તેનો પ્રયોગ કોઈ ઉપાસક કરવા ધારે તો તેથી લાભ થવા સંભવ છે, પણ તે કરવો જ જોઈએ એવું નથી; એટલે જ અમે ઉપાસનાવિધિમાં તેનો ખાસ નિર્દેશ કરેલો નથી. મૂળ તો મનને સ્થિર કરવા માટે જ યંત્રનું આયોજન છે અને ૐકારની આકૃતિ પણ એક યંત્રરૂપ જ છે, એટલે ચિત્તની સ્થિરતાપૂર્વક તેનું ચિંતન કરવાથી–ધ્યાન ધરવાથી યંત્રનો હેતુ સરે એમ છે.

કેટલાક ‘सोऽहं’ મંત્ર પર ખૂબ ભાર મૂકે છે અને તેનો અહર્નિશ જપ કરવાનો ઉપદેશ આપે છે, પણ અનુભવીઓનું કથન છે કે ‘सोऽहं’ મંત્રનું ઉચ્ચારણ પણ છેવટે ओ + अम् = ओम् એ પ્રકારે ૐકારમાં જ પરિણમે છે, …લે તે બેમાં વાસ્તવિક કંઈ ભેદ નથી. તંત્રકારો પણ …ं માંથી स અને ह્ નો લોપ થતાં ओम्–ૐકાર અવ… રહે છે, એમ માનીને એ બંનેની એકવાક્યતાનું …પાદન કરે છે.

એ તો સુજ્ઞ પાઠકો જાણતા જ હશે કે આપણે શ્વાસ … ત્યારે सो અને મૂકીએ ત્યારે–हं એવો અવાજ થાય

છે અને એ રીતે આપણા શરીરમાં નિરંતર 'सोऽहं' નો જપ થતો રહે છે, પણ તેનું ભાન થાય અને તેનો અર્થ સમજાય તેની જ મહત્તા છે. सोऽहं મંત્રમાં सः અને अहं એવાં બે પદો છે. તેમાં सः નો અર્થ તે અને अहं નો અર્થ હું થાય છે. તાત્પર્ય કે 'તે હું જ છું' એવો सोऽहं મંત્રનો અર્થ છે અને તે સુજ્ઞજનોએ સારી રીતે વિચારવા યોગ્ય છે.

તે એટલે અખિલ વિશ્વમાં વ્યાપી રહેલા પરબ્રહ્મ, પરમેશ્વર કે પરમાત્મા. મારા હૃદયમાં પણ તે જ બિરાજી રહ્યા છે, એટલે તે અને હું જૂદા નથી, તે હું જ છું. મેં અત્યાર સુધી પરમાત્મા અને મારી વચ્ચે ભેદ રાખ્યો, તે એક પ્રકારનો ભ્રમ હતો અથવા તો અવિદ્યા કે અજ્ઞાનનું પરિણામ હતું. હવે મારો તે ભ્રમ ટળી ગયો છે, એટલે તે અને હુંમાં કોઈ ભેદ માનીશ નહિ. 'તે હું જ છું' એ ભાવમાં સદા મગ્ન રહીશ.

ૐકારના ચિંતનથી પણ મનમાં–હૃદયમાં આવાજ ભાવો પ્રગટે છે, એટલે તાત્ત્વિક દૃષ્ટિએ તેમાં ભેદ માનેલો નથી.

सोऽहं મંત્ર અસ્ખલિતપણે બોલાતો હોય તો हंसो हंसो એવો શબ્દ શ્રવણગોચર થાય છે, તેથી તેને હંસમંત્ર પણ કહે છે. આ મંત્રના સતત ઉચ્ચારણથી સર્પનું ઝેર ઉતરી જાય છે, તેના કેટલાક દાખલાઓ જૈન શાસ્ત્રોમાં નોંધાયેલા છે.

કોઈ પણ ધર્મ કે સંપ્રદાયનો મનુષ્ય ૐકારને પોતાના ઈષ્ટદેવ માનીને તેની ઉપાસના કરે તો તેને તે પ્રકારનું ફળ

મળે છે અને તેનું જીવન કૃતાર્થ થાય છે. ૐકારની આ મોટામાં મોટી ખૂબી છે અને તેથી જ આજે સમસ્ત વિશ્વમાં તેનો મહિમા પ્રસરેલો છે.

ૐકારની નિત્ય નિયમિત ઉપાસના થાય એ અત્યંત ઇચ્છવા યોગ્ય છે, પણ કદી તેમ ન બની શકે તો રજા કે અવકાશના સમયમાં અથવા તો અમુક દિવસો ફાજલ પાડી શકાય એવા હોય ત્યારે ૐકારની ઉપાસના શરૂ કરી દેવી અને તેનો સવા લક્ષ જપ કરી નાખવો તથા શક્તિ પ્રમાણે ધ્યાન ધરતાં રહેવું તો પણ અનેક પ્રકારના લાભો થવા સંભવ છે. એક કવિએ કહ્યું છે કે 'क्रियासिद्धिः सत्त्वे वसति महतां नोपकरणे' મહાન પુરુષોના કાર્યની સિદ્ધિનો આધાર ઉપકરણો અર્થાત્ સાધન-સંયોગો પર નહિ, પણ તેમના સત્ત્વ એટલે બલ અને પરાક્રમ ઉપર છે.' આ વસ્તુનો ખ્યાલ રાખીને કેટલીક અગવડો હોય તો પણ દૃઢ સંકલ્પપૂર્વક ૐકારનો જપ કરતા રહેવાથી માનવજીવનને સાર્થક કરી શકાશે.

એક મંત્રવિશારદે કહ્યું છે કે 'ૐ એ સર્વ મંત્રોના રાજા છે. એ એક જ મંત્ર એવો છે કે જેને સમસ્ત સંસારના સર્વ ધર્મોએ ઉચ્ચ આસન આપ્યું છે. આલોક અને પરલોકની કોઈ પણ કામના એવી નથી કે જે ૐ મંત્રના જપથી પૂર્ણ થાય નહિ. એના જપથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ પ્રાપ્ત થાય છે અને મનુષ્ય દેવતા બની જાય છે.'

અમે પણ ૐકાર વિષે આવો જ અભિપ્રાય દર્શાવેલો છે અને તેના માહાત્મ્યનું વિસ્તારથી વર્ણન કરેલું છે, તે પાઠકો પુનઃ પુનઃ વાંચે—વિચારે.

ૐકારની ઉપાસના સ્વ-પર-કલ્યાણકારી નીવડો, એવી ભાવના સાથે આ મંત્રચિંતામણિ ગ્રંથનો પ્રથમ ખંડ પૂરો કરીએ છીએ.



[૧]

# હ્રીઁકારનો મહિમા

ૐકાર એ સિદ્ધિસાધન છે, તેમ હ્રીઁકાર પણ સિદ્ધિ-સાધન છે. વધારે સ્પષ્ટ કહીએ તો ૐકારની જેમ હ્રીઁકારરૂપી મંત્રબીજની વિધિપૂર્વક સાધના, આરાધના કે ઉપાસના કરવાથી અનેક પ્રકારની સિદ્ધિઓ પ્રાપ્ત કરી શકાય છે અને અભ્યુદયરૂપી ગિરિરાજના ઉચ્ચતમ શિખર પર આરોહણ કરી શકાય છે.

અહીં એવો પ્રશ્ન થવા સંભવ છે કે 'જો બંને સાધનો સમાન પરિણામ લાવનારાં હોય તો બીજા સાધનની આવશ્યકતા શી?' તાત્પર્ય કે એ અવસ્થામાં બીજું સાધન અનાવશ્યક ઠરે છે અને તેથી તેનુ વર્ણન કે વિવેચન કરવાની જરૂર રહેતી નથી. પરંતુ આ પ્રશ્નનો ઉત્તર એ છે કે 'ધ્યેય તો સદા એક જ હોય છે, પણ તેની પ્રાપ્તિ કરાવનારાં સાધનો સદા એક પ્રકારનાં હોતાં નથી; એટલે કે તે વિવિધ પ્રકારનાં હોય છે અને તે અમુક પરિસ્થિતિ પરત્વે નિર્માણ

થયેલાં હોઈ તેમાંનાં કોઈને પણ અનાવશ્યક અર્થાત્ બીન-જરૂરી લેખી શકાતાં નથી.

આજે વિમાનો હોવા છતાં મોટરો ચાલે છે, મોટરો હોવા છતાં ઘોડાગાડીઓ ચાલે છે અને ઘોડાગાડીઓ હોવા છતાં બળદગાડાં પણ ચાલે છે, કારણ કે સ્થાન પરત્વે તે દરેકની આવશ્યકતા છે.

એક નગરમાં દાખલ થવાના આઠ દરવાજા હોય તો તેમાંના કોને આવશ્યક અને કોને અનાવશ્યક કહીએ ? જૂદી જૂદી દિશાઓમાંથી આવનાર મનુષ્યોને માટે તે દરેકનો ખાસ ઉપયોગ હોય છે. જો નગરમાં દાખલ થવાનો એક જ દરવાજો હોય તો કેવી પરિસ્થિતિ નિર્માણ થાય ? તેની કલ્પના કરવાનું કામ જરાયે અઘરું નથી.

તાત્પર્ય કે હ્રીઁકારની ઉપાસના ૐકારની ઉપાસના જેવું જ પરિણામ લાવનારી હોવા છતાં તેને પોતાની વિશેષતા છે અને તેથી જ પુરાતનકાલથી માંડીને આજ સુધીમાં અનેક મહાપુરુષોએ તેની અનન્ય મને આરાધના કરેલી છે.

**દેવી ભાગવતમાં** કહ્યું છે કે–

पुरा कृतयुगे राजन् गायत्रीजपतत्पराः ।
तारहृल्लेखयोश्चापि जपे निष्णातमानसाः ॥

'હે રાજન્ ! પહેલાં કૃતયુગમાં દ્વિજો ગાયત્રીનો જપ કરવામાં તત્પર હતા, તેમ જ તાર એટલે ૐકાર અને હૃલ્લેખા એટલે હ્રીઁકાર, તેનો જપ કરવામાં પણ નિષ્ણાત માનસવાળા હતા.'

તાત્પર્ય કે ૐકારની જેમ હ્રીઁકારની ઉપાસના પણ આ દિવ્ય ભૂમિમાં ઘણા પ્રાચીન કાલથી ચાલુ હતી અને ઉચ્ચ કોટિના સાધકો–ઉપાસકો તેમાં ઘણો રસ લેતા હતા.

અમારી સમજ પ્રમાણે હ્રીઁકાર–ઉપાસનાની આ પરં-પરા એક યા બીજા સ્વરૂપે અવિચ્છિન્ન ચાલુ રહેલી છે અને આજે પણ કેટલાક સાધકો–ઉપાસકો તેની ઉપાસના અનન્ય મને કરી રહેલ છે. હજી થોડાં વર્ષો પહેલાં જ મહારાષ્ટ્ર–નાશિકમાં એક ઉપાસક હ્રીઁકાર મંત્રની અખંડ ઉપાસના કરીને વચનસિદ્ધ મહાપુરુષની કોટિમાં બિરાજ્યા હતા. તેમણે હ્રીઁકારનો પ્રસાદ આપીને અનેક દુઃખિયાઓનાં દુઃખો તથા રોગિઓના રોગો મટાડયા હતા, તેમ જ પોતાના શિષ્યસમૂહને પણ હ્રીઁકાર મંત્રની દીક્ષા આપી હતી. અમને જણાવતાં આનંદ થાય છે કે તેમના શિષ્યોએ પણ હ્રીઁકારની ઉપાસનાના બળે કેટલીક સિદ્ધિઓ મેળવી હતી અને તેનો લોકકલ્યાણ અર્થે ઉપયોગ કર્યો હતો.

અહીં પ્રસંગવશાત્ એ પણ જણાવી દઈએ કે મદ્રાસ હાઇકોર્ટના નિવૃત્ત જજ મી. જ્હોન વુડ્રોફ કે જેમણે પાછળથી **આર્થર એવેલોન**ના સાંકેતિક નામથી અનેક તંત્રગ્રંથોનું અંગ્રેજી ભાષામાં સંપાદન કર્યું, તેમને મંત્ર–તંત્રશાસ્ત્રમાં શ્રદ્ધા ઉત્પન્ન કરાવનાર તાંત્રિક પંડિત હ્રીઁકારના ઉપાસક હતા અને તેમણે રઁ અગ્નિબીજનો પ્રયોગ કરીને થોડી જ વારમાં લાકડામાં અગ્નિ ઉત્પન્ન કરી બતાવ્યો હતો. આ

પરથી હ્રીँકારની ઉપાસનાનું સામર્થ્ય તથા તેનો મહિમા સમજી શકાશે.

ॐકાર તથા હ્રીँકારમાં જે સમાનતા તથા વિશેષતા રહેલી છે, તેનો નિર્દેશ દેવી ભાગવતના સાતમા સ્કંધમાં આ પ્રમાણે કરવામાં આવ્યો છે :

ओमित्येकाक्षरं ब्रह्म तदेवाहुश्च ह्रींमयम्,
द्वे बीजे मम मन्त्रौ स्तो मुख्यत्वेन सुरोत्तमे ।
तत्रैकभागः सम्प्रोक्तः सच्चिदानन्दनामकः,
मायाप्रकृतिसंज्ञस्तु द्वितीयो भाग ईरितः ॥

'(ભગવાન શિવ પાર્વતીને ઉદ્દેશીને કહે છે કે) હે મહાદેવી! ॐ એ એક અક્ષર બ્રહ્મનો વાચક છે અને તેને જ હ્રીँમય કહેલો છે. આ બંને બીજો મુખ્યત્વે મારા મંત્રો છે. તેમાંનો એક ભાગ સચ્ચિદાનંદ નામનો છે અને બીજો ભાગ માયા–પ્રકૃતિસંજ્ઞક છે.'

તાત્પર્ય કે ॐકાર અને હ્રીँકાર તાત્ત્વિક દૃષ્ટિએ ભિન્ન નથી, કારણ કે તે બંને બ્રહ્મના વાચક છે. (અન્યત્ર કહેવાયું છે કે 'ह्रीमिति सर्वशक्तिसर्वाधिष्ठानब्रह्मबोधकम्–હ્રીँકાર એ સર્વ શક્તિમાન અને સર્વમાં વિરાજમાન બ્રહ્મનો બોધક છે.') પરંતુ તેમાંનો પ્રથમ ભાગ એટલે ॐકાર મુખ્યત્વે સચ્ચિદાનંદ સ્વરૂપ પ્રત્યે લઈ જનારો છે, જ્યારે બીજો ભાગ એટલે હ્રીँકાર માયા કે પ્રકૃતિની અપાર લીલાને દર્શાવનારો છે.

તંત્રવિશારદોએ હ્રીँકારને તંત્રપ્રણવ, શક્તિપ્રણવ તથા

દેવીપ્રણવની સંજ્ઞા આપીને તેનો મહિમા ખૂબ વધાર્યો છે તથા સ્પષ્ટ શબ્દોમાં એમ પણ જણાવ્યું છે કે 'गुह्याद् गुह्यतरो मन्त्रो वाञ्छाचिन्तामणिः स्मृतः ।–હ્રીઁકાર એ ગુહ્યમાં ગુહ્ય મંત્ર છે અને તે મનુષ્યોના મનોરથો પૂર્ણ કરવામાં ચિંતામણિરત્ન સમાન છે.' વળી તેમણે ભગવાન શંકરના મુખે એમ પણ કહેવડાવ્યું છે કે 'मायाबीजं हि मुख्यो मे मन्त्रः प्रियकरः सदा–અર્થાત્ હ્રીઁકાર એ મારો મુખ્ય મંત્ર છે અને તે મને સદા પ્રિય છે.'

આમ છતાં ૐકારને પુરુષપ્રણવ અને હ્રીઁકારને પ્રકૃતિ–પ્રણવ માનવાનું વલણ વિશેષ રહ્યું છે અને તેથી અનેક મંત્રોની આગળ 'ૐ હ્રીઁ' એ બે મંત્રાક્ષરોને જોડી દેવામાં આવ્યા છે. વળી કેટલાક સ્થળે આદ્યશક્તિ કે મહાશક્તિને ૐકારમયી અને હ્રીઁકારમયી એમ ઉભય સ્વરૂપવાળી માનવામાં આવી છે. જેમકે–

नमः प्रणवरूपायै, नमो ह्रीँकारमूर्तये ।
नाना मन्त्रात्मिकायै ते, करुणायै नमो नमः ॥

\+ + + +

હવે તંત્રગ્રંથોમાં હ્રીઁકારની જે સ્તવનાઓ થયેલી છે, જે મહિમા ગવાયેલો છે, તેના પર એક દૃષ્ટિપાત કરી લઈએ.

હ્રીઁકારવિદ્યાસ્તવનમાં કહ્યું છે કે–

किं मन्त्रयन्त्रैर्विविधागमोक्तै–
र्दुःसाध्यसंशीतिफलाल्पलाभैः ।

सुसेव्य—सद्यः फलचिन्तितार्था—
ऽधिकप्रदश्चेतसि चेत्त्वमेकः ॥

'સુખે સાધી શકાય એવો અને ચિંતવ્યા કરતાં પણ અધિક તેમજ શીઘ્ર ફળ દેનારો તું એક જો ચિત્તમાં વિદ્યમાન છે, તો પછી ભિન્ન ભિન્ન આગમોએ (તંત્રશાસ્ત્રોએ) નિર્દેશેલા દુઃસાધ્ય તેમજ સંદિગ્ધ ફળવાળા અને અલ્પ લાભવાળા અન્ય મંત્રો અને યંત્રોથી શું ?'

चौरारि—मारि—ग्रह-रोग—लूता
भूतादिदोषानल—बन्धनोत्थाः ।
मिथः प्रभावात् तव दूरमेव
नश्यन्ति मारिन्द्ररवादि चेमाः ॥

'સિંહની ગર્જનાથી હાથીઓ જેમ દૂર નાશી જાય છે, તેમ તારા પ્રભાવથી ચોર, શત્રુ, મરકી, ગ્રહો, રોગ, ચામડીનાં દર્દો (કરોળિયા આદિ), ભૂતનો વળગાડ તથા અગ્નિ અને બંધનથી ઉત્પન્ન થતા ભયો દૂર નાશી જાય છે.'

प्राप्नोत्यपुत्रः सुतमर्थहीनः,
श्रीदायते पत्तिरपीशतीह ॥
दुःखी सुखी चाथ भवेन्न किं किं
त्वद्रूपचिन्तामणिचिन्तितेन ॥

'ચિંતામણિ સમાન તારા રૂપનું ચિંતન કરવાથી શું શું પ્રાપ્ત થતું નથી ? જેને પુત્ર નથી, તે પુત્ર પામે છે; જેની પાસે ધન નથી, તે ધનવાન થાય છે; સેવક પણ સ્વામી બને છે અને દુઃખી હોય તે સુખી થાય છે.'

पुष्पादिजापामृतहोमपूजा
क्रियाधिकारः सकलोऽस्तु दूरे ।
यः केवलं ध्यायति बीजमेव
सौभाग्यलक्ष्मीर्वृणुते स्वयं तम् ॥

'પુષ્પો વગેરેથી જપ, ઘીનો હોમ, પૂજા વગેરે ક્રિયાનો સમગ્ર અધિકાર દૂર રહો, પણ કેવલ તારા બીજનું ધ્યાન ધરનારને સૌભાગ્ય તથા લક્ષ્મી સ્વયં વરે છે.'

त्वत्तोऽपि लोकाः सुकृतार्थकाम–
मोक्षान् पुमर्थांश्चतुरो लभन्ते ।
यास्यन्ति याता अथ यान्ति ये ते
श्रेयःपदं त्वन्महिमालवः सः ॥

'તારા પ્રભાવથી લોકો ધર્મ, અર્થ, કામ અને મોક્ષ રૂપ ચાર પુરુષાર્થોને પ્રાપ્ત કરે છે. અને જેઓ મોક્ષ પ્રાપ્ત કરશે, કરી ગયા તથા કરે છે, તે તારા મહિમાનો અંશમાત્ર છે.'

કલ્યાણવૃષ્ટિસ્તોત્રમાં× કહ્યું છે કે–

ह्रीङ्कारमेव तव नाम गृणन्ति वेदाः,
मातस्त्रिकोणनिलये त्रिपुरे त्रिनेत्रे ।
यत्संस्मृतौ यमभटादिभयं विहाय,
दीव्यन्ति नन्दनवने सहलोकपालैः ॥

'ત્રિકોણમાં નિવાસ કરનારી, ત્રિપુરા તરીકે ઓળખાતી,

×આ સ્તોત્ર શ્રી શંકરાચાર્યે રચેલું છે.

ત્રણ નેત્રવાળી હે માતા! વેદો હ્રીઁકારના રૂપમાં તારા નામનું કથન કરે છે. તે હ્રીઁકારનું સ્મરણ કરવાથી યમરાજના સેવકોના ભયથી મુક્ત થઈ (સ્મરણ કરનારા લોકો) લોકપાલોની સાથે (સ્વર્ગમાં રહેલા) નંદનવનમાં ક્રીડા કરે છે.'

ह्रीँ ह्रीमिति प्रतिदिनं जपतां जनानां,
किं नाम दुर्लभतरं त्रिपुराधिवासे! ॥
माला–किरीट–मद्वारण–माननीयाँ–
स्तान् सेवते मधुमती स्वयमेव लक्ष्मीः ॥

'હે ત્રિપુરમાં વાસ કરનારી ભગવતી! આ જગતમાં 'હ્રીઁ હ્રીઁ' આ રીતે પ્રતિદિન જપ કરનાર મનુષ્યો માટે કઈ વસ્તુ એવી છે કે જે દુર્લભ હોય? માનનીય એવા તે જપ કરનારાઓની માલા, મુકુટ અને મદવાળા હાથીઓ વડે મધુમતી લક્ષ્મી સ્વયં સેવા કરે છે.'

ह्रीँकारमेव तव धाम तदेव रूपं,
त्वन्नाम सुन्दरि सरोजनिवासमूले ।
त्वत्तेजसा परिणतं जगदादिमूलं,
सङ्गं तनोतु सरसीरुहसङ्गमस्य ॥

'હે માતા! તારું ધામ અને રૂપ તથા નામ માત્ર હ્રીઁકાર જ છે. હે કમલમાં વસનારી! તારા તેજથી પરિણત આ હ્રીઁકાર મંત્ર જગતનું આદિ મૂલ છે. તે કમલના સંગમની સંગતિ કરનારો થાઓ.'

તારાકર્પૂરરાજ સ્તોત્રમાં× કહ્યું છે કે-

व्योमार्णं वामनेत्रान्वितमनलयुतं बिन्दुचन्द्रार्धयुक्तं
बीजं ते गुह्यमेतत् त्रिभुवनजननि त्रिक्षणे ये जपन्ति।
तेषां वक्त्रारविन्दे विहरति मधुरा गद्यपद्यावली गी-
र्मातश्चन्द्रार्धचूडे सकलभयहरे सिद्धिभाजां नराणाम्।

'હે ત્રિભુવનજનનિ! વ્યોમાર્ણ ह, વામનેત્ર ई, અનલઃ र ની સાથે ચન્દ્રાર્ધબિન્દુથી સંયુક્ત તારા હ્રીં બીજનો જે પ્રાતઃ, મધ્યાહ્ન અને સાયં એમ ત્રણ વેળાએ જપ કર્યા કરે છે, તે પુરુષને સમસ્ત સિદ્ધિઓ મળે છે. તેમ જ તેમા મુખકમલમાં ગદ્યપદ્યથી મધુર વાણી હંમેશાં રહે છે. તાત્પર્ય કે તે મહાકવિ કે મહાપંડિત બને છે.'

દેવીભાગવત-ગાયત્રીસહસ્રનામમાં નિમ્ન પંક્તિનાં દર્શન થાય છે.

हिरण्यवर्णा हरिणी ह्रींकारी हंसवाहिनी ॥ १५४ ॥

તાત્પર્ય કે ગાયત્રીને હ્રીંકારી તરીકે પણ ઓળખવામાં આવે છે :

જૈન ધર્મમાં પણ હ્રીંકારનો મહિમા ઘણો ગવાયેલો છે, તે '**જૈન ધર્મમાં હ્રીંકાર-ઉપાસના**' નામના વિસ્તૃત પ્રકરણથી જાણી શકાશે.

× આ સ્તોત્ર ફેત્કારી તંત્રમાં આપેલું છે.

[૨]

# હ્રીઁકારનાં વિવિધ નામો

એક વસ્તુ અનેક નામોથી ઓળખાય છે. પૃથ્વીને કોઈ ભૂ કહે છે, કોઈ ભૂમિ કહે છે, કોઈ મહી કહે છે, તો કોઈ વસુધા કે વસુમતી તરીકે પણ તેનો ઉલ્લેખ કરે છે. વળી પાણીને કોઈ જળ કહે છે, કોઈ નીર કહે છે, કોઈ સલિલ કહે છે, તો કોઈ તોય કે જીવન તરીકે પણ તેનો નિર્દેશ કરે છે. આ જ પ્રમાણે સરિતા, સાગર, સૂર્ય, ચંદ્ર વગેરેને માટે જૂદાં જૂદાં અનેક નામોનો પ્રયોગ થયેલો છે અને કોઈ વિદ્વાન્ તેમાં રહેલા ગુણોને અનુલક્ષીને કોઈ નવો નામનિર્દેશ કરવા ચાહે તો કરી શકે છે. વાસ્તવમાં તો આ રીતે જ નામોની સંખ્યા વધવા પામી છે અને તે લોકવ્યવહારમાં પ્રચલિત થતાં શબ્દકોષનો એક અતિ મહત્ત્વનો ભાગ બની ગયેલી છે.

નામ વિના કોઈ વસ્તુ ઓળખાતી નથી કે તે અંગેનો કોઈ વ્યવહાર શક્ય નથી. આપણને કોઈ એમ કહે કે 'મૂકી દો' તો આપણે શું મૂકી દઈએ? અથવા એમ કહે કે 'લઈ આવો' તો શું લઈ આવીએ?

એક વાર અકબર બાદશાહે સવારના પહોરમાં પોતાના એક પાસવાનને કહ્યું કે 'જાઓ, બુલાકે લાઓ.' એટલે તે પાસવાન જલ્દી બહાર નીકળી ગયો, પણ પછી વિચારમાં પડ્યો કે 'મારે કોને બોલાવી લાવવો? બાદશાહે તો કોઈનું નામ કહ્યું નથી.' જો કોઈને બોલાવ્યા વિના પાછો ફરે તો બાદશાહના હુકમનું ઉલ્લંઘન થાય અને તે માટે બહુ મોટો દંડ ભોગવવો પડે. આથી તે ભારે ફીકરમાં પડ્યો અને ધીમે ધીમે રાજમાર્ગ પર ચાલવા લાગ્યો. એવામાં બીરબલનો ભેટો થઈ ગયો. તેણે પાસવાનનો ચિંતાતુર ચહેરો જોઈને પૂછ્યું કે 'શેની ચિંતામાં પડ્યો છે?' એટલે પાસવાને બનેલી હકીકત જણાવી.

તે સાંભળીને બીરબલે પૂછ્યું કે, 'એ વખતે બાદશાહ સલામતનો હાથ ક્યાં હતો?' પાસવાને કહ્યું 'દાઢી ઉપર. તેઓ એ વખતે પોતાના હાથથી દાઢી પસવારતા હતા.'

બીરબલે કહ્યું: 'તો હજામને બોલાવી જા.' અને ખરેખર! બાદશાહે હજામને બોલાવી લાવવા માટે જ આ પ્રમાણે કહ્યું હતું. આ દાખલો પ્રત્યુત્પન્નમતિનો × છે, પણ દરેક મનુષ્ય આ રીતે વસ્તુના સ્પષ્ટ નામનિર્દેશ વિના માત્ર સંયોગો પરથી તેનું સાચું અનુમાન કરી શકતા નથી; એટલે નામનો સ્પષ્ટ નિર્દેશ કરવાની જરૂર રહે છે.

કાલના દીર્ઘ પ્રવાહમાં વહેતાં વહેતાં ૐકારને અનેક

× સંયોગો અનુસાર સાચો નિર્ણય કરનારી શીઘ્ર બુદ્ધિને પ્રત્યુત્પન્નમતિ કહેવામાં આવે છે.

નામો પ્રાપ્ત થયેલાં છે. તે જ સ્થિતિ હ્રીँકારની છે. શાસ્ત્રકારોએ કે સ્તુતિકારોએ હ્રીँકારના જૂદા જૂદા ગુણોને અનુલક્ષીને તેનો જૂદા જૂદા નામથી નિર્દેશ કરેલો છે અને તે પ્રચલિત થતાં તેના પર્યાયશબ્દનું કે વિશિષ્ટ સંકેતનું સ્થાન પામેલો છે. મંત્રબીજોને લગતા ખાસ કોષોમાં, તેમ જ અન્ય મંત્ર-તંત્રગ્રંથોમાં તે નામોનો સંગ્રહ જોઈ શકાય છે. તેના આધારે અહીં હ્રીँકારનાં વિવિધ નામોની રજૂઆત કરીશું અને તેનો અર્થ પણ જણાવીશું.

**મંત્રાભિધાન**માં કહ્યું છે કે–

ह्रीँ लज्जा गिरिजा च शक्तिरपि हृल्लेखा च माया परा ।

'હ્રીँકારને લજ્જા, ગિરિજા, શક્તિ, હૃલ્લેખા, માયા અને પરા કહેવામાં આવે છે.'

**લજ્જા**–સંસ્કૃત ભાષામાં હ્રીનો અર્થ લજ્જા અર્થાત્ લાજ કે મર્યાદા થાય છે, તેથી હ્રીँકારને માટે આ સંજ્ઞાનો પ્રયોગ થયેલો છે. અહીં કદાચ એવો પ્રશ્ન થશે કે લજ્જા તો સ્ત્રીઓનું ખાસ ભૂષણ છે, તે હ્રીँકારને માટે કેવી રીતે યોગ્ય ગણાય? તો હ્રીँકારને શક્તિદેવીનું એક સ્વરૂપ માનીને તેમના વિશિષ્ટ ભૂષણ તરીકે જ આ સંજ્ઞાનો પ્રયોગ કરવામાં આવ્યો છે. પ્રાચીન કાલમાં હ્રી, શ્રી આદિ છ દેવીઓ ×

× श्री-ह्री-धृतयः कीर्तिर्बुद्धिर्लक्ष्मीश्च षण्महादेव्यः ।
पौष्टिकसमये संघस्य वाञ्छितं पूरयन्तु मुदा ॥
—આચારદિનકર-પૌષ્ટિકાધિકાર

અતિ સૌભાગ્યસૂચક લેખાતી. એ રીતે હ્રીને–લજ્જાને આપણે એક સૌભાગ્યસૂચક સંજ્ઞા લેખી શકીએ.

**ગિરિજા**–એ શક્તિનું–પાર્વતીનું જ એક નામ છે. ગિરિજા એટલે ગિરિમાં–પર્વતમાં જન્મેલી, અર્થાત્ પાર્વતી.

**શક્તિ**–હ્રીँકાર એ મુખ્યત્વે શક્તિબીજ છે, તેથી તેને શક્તિ કહેવામાં આવે છે.

**હલ્લેખા**–હૃત્ એટલે હૃદય, તેની જે લેખા અર્થાત્ રેખા તે હૃલ્લેખા. તાત્પર્ય કે જે હૃદયમાં પ્રકાશની રેખા તરીકે ચમકે છે, તેનું નામ હૃલ્લેખા. ગત પ્રકરણમાં હ્રીँકારનો હૃલ્લેખા તરીકે ઉલ્લેખ થયેલો છે.

**માયા**–પરમેશ્વરની અવ્યક્ત બીજરૂપ શક્તિ કે જે આ જગતના પ્રપંચનું મૂળ કારણ છે, તેને પ્રકૃતિ, અવિદ્યા કે માયા કહેવામાં આવે છે. હ્રીँકાર આ પ્રકારની માયાનું પ્રતીક હોવાથી તેને માટે માયાસંજ્ઞાનો પ્રયોગ થાય છે. હ્રીँકારને સામાન્ય રીતે માયાબીજ કહેવામાં આવે છે.

**પરા**–શ્રેષ્ઠ શક્તિ.

**ભૂતડામરોક્ત બીજાભિધાનમાં કહ્યું છે કે**–

माया लज्जा परा संवित् त्रिगुणा भुवनेश्वरी ।
हृल्लेखा शम्भुवनिता शक्तिर्देवेश्वरी शिवा ॥
महामाया पार्वती च संस्थानकृतरूपिणी ।
परमेश्वरी च भुवनाधात्री जीवनमध्यगा ॥

માયા, લજ્જા અને પરાનો અર્થ ઉપર જણાવેલો છે.

**સંવિત્**–પ્રજ્ઞા અથવા ચેતનાને સંવિત્ કહે છે. હ્રીંકારની ઉપાસના વડે પ્રજ્ઞાનો નિર્મલ પ્રકાશ સાંપડે છે, અથવા તો ચેતનામાં અજબ ચમકારો આવે છે. તેથી તેને 'સંવિત્' સંજ્ઞા પ્રાપ્ત થયેલી છે.

**ત્રિગુણા**–ત્રણ ગુણવાળી. અહીં ત્રણ ગુણથી સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણો જાણવા. શક્તિદેવી આ ત્રણ ગુણો વડે જ સૃષ્ટિની રચના કરે છે, તેને સ્થિર રાખે છે, તથા તેનો સંહાર કરે છે.

**ભુવનેશ્વરી**–ભુવન એટલે સ્વર્ગ, મર્ત્ય અને પાતાલ એ ત્રણ જગત્ અથવા બ્રહ્મલોક, તપોલોક આદિ ચૌદ લોક. × તેના પર આધિપત્ય ધરાવનારી તે ભુવનેશ્વરી. તાત્પર્ય કે શક્તિદેવીનું એક નામ ભુવનેશ્વરી છે, તેથી હ્રીંકારને માટે આ સંજ્ઞાનો પ્રયોગ થાય છે. અહીં પ્રસંગવશાત્ એ પણ જણાવી દઈએ કે શક્તિસંપ્રદાયમાં દશ મહાવિદ્યાનો મહિમા ઘણો છે. તેમાં ભુવનેશ્વરી નામની એક મહાવિદ્યા છે, એટલે આ શબ્દ ઘણો મહિમાવંત છે.

---

× સ્વર્ગમાં સાત લોક છે. સાતમું સ્વર્ગ સત્યલોક અથવા બ્રહ્મલોક, છઠ્ઠું સ્વર્ગ તપોલોક, પાંચમું સ્વર્ગ જનર્લોક, ચોથું સ્વર્ગ મહર્લોક, ત્રીજું સ્વર્ગ સ્વર્લોક, બીજું સ્વર્ગ ભુવર્લોક અને પહેલું સ્વર્ગ ભૂલોક. તે પછી પૃથ્વી આવે છે. તેની નીચે સાત લોક આવેલા છે, તે આ પ્રમાણે : પહેલું તલ અતલ, બીજું તલ વિતલ, ત્રીજું તલ સુતલ, ચોથું તલ રસાતલ, પાંચમું તલ તલાતલ, છઠ્ઠું તલ મહાતલ અને સાતમું તલ પાતાલ.

હૃલ્લેખાનો અર્થ ઉપર આવી ગયો છે.

**શંભુવનિતા**–શંભુની વનિતા તે શંભુવનિતા. શંભુ એટલે શિવ, શંકર કે મહાદેવ. તેમની વનિતા એટલે પત્ની, તે પાર્વતી. તાત્પર્ય કે આ સંજ્ઞા પણ પાર્વતીજીનો જ એક પર્યાયશબ્દ છે.

શક્તિ અને શક્તિદેવીનો અર્થ સરખો જ છે.

**ઈશ્વરી**–ઈશ્વરની પત્ની. અહીં ઈશ્વર શબ્દથી શિવ સમજવા.

**શિવા**–શિવની પત્ની.

**મહામાયા**–મહાન એવી જે માયા તે મહામાયા. માયાનો અર્થ ઉપર જણાવેલો છે.

**પાર્વતી**–અર્થ સુપ્રસિદ્ધ છે. પર્વતની પુત્રી તે પાર્વતી. તેના વિવાહ શ્રી શંકર ભગવાન સાથે થયા હતા, એટલે તે શંકરપત્ની તરીકે પ્રસિદ્ધ છે.

**સંસ્થાનકૃતરૂપિણી**–વિવિધ સંસ્થાનોમાં વિવિધ રૂપ ધરનારી. અર્થાત્ હ્રીંકાર એ જ જૂદા જૂદા દેવોના મંત્રો સાથે હ્લીં કે હ્સ્રીં જેવાં રૂપોને પણ ધારણ કરે છે.

**પરમેશ્વરી**–પરમેશ્વરની પત્ની તે પરમેશ્વરી. અહીં પરમેશ્વર શબ્દથી શિવ કે સદાશિવ સમજવા. અથવા તો જે પરમ ઐશ્વર્યને ધારણ કરનારી છે, તે પરમેશ્વરી.

**ભુવનાધાત્રી**–જે ભુવનના આધારરૂપ છે, તે ભુવનાધાત્રી. ભુવનનો અર્થ ઉપર આવી ગયો છે.

**જીવનમધ્યગા**–જીવનના મધ્યમાં ગમન કરનારી તે જીવનમધ્યગા. અહીં જીવન શબ્દથી પ્રાણ સમજવા. તેની મધ્યમાં તે ચેતનારૂપે રહેનારી છે, એટલે તેને આ પ્રકારની સંજ્ઞા આપવામાં આવી છે.

તંત્રગ્રંથોમાં આ સિવાય નીચેનાં નામો પણ દૃષ્ટિગોચર થાય છે:

**શિવપ્રિયા, શિવવલ્લરી, વારેણાર્ણ, યોનિમંત્ર, લોહિતા, વસુધા, વાતાવર્તી, સકલા, ઈશાનવલ્લભા, કામાસ્ત્ર, કરા, ગુહા, ચટી, ચેટી, જગત્કર્ત્રી, ત્રિપુરા, ધાત્રી, ધૂમ્રભૈરવી, પ્રતિષ્ઠાકલા, મંદાક્ષી, મંદાસ્ય, મનોહારી, મહેશશક્તિ, માતૃકાસૂ, માલિની, મૃત, મૃત્સ્ના, મૃદ્વીકા, પ્રજ્ઞા વગેરે.**

જૈન ધર્મના મંત્રગ્રંથોમાં પણ હ્રીંકારનાં અનેક નામો જોવામાં આવે છે. તે અંગે પ્રણવવિદ્યાસ્તવનમાં કહ્યું છે.કે–

> ह्रींकारमेकाक्षरमादिरूपं,
> मायाक्षरं कामदमादिमन्त्रम् ।
> त्रैलोक્યवर्णं परमेष्ठिबीजं,
> विज्ञाः स्तुवन्तीश ! भवन्तमित्थम् ॥

'હે ઈશ ! તમને વિદ્વાન પુરુષો હ્રીંકાર, એકાક્ષર, આદિરૂપ, માયાક્ષર, કામદ, આદિમંત્ર, ત્રૈલોક્યવર્ણ અને પરમેષ્ઠિબીજ એવા વિશેષણોથી સ્તવે છે.'

**એકાક્ષર**–જેમાં એક જ અક્ષર આવેલો છે, તે એકાક્ષર.

**આદિરૂપ**-સહુથી પહેલું રૂપ તે આદિરૂપ.

**માયાક્ષર**-માયાક્ષર અને માયાબીજનો અર્થ સમાન છે.

**કામદ**-સર્વ કામનાઓને પૂર્ણ કરનારો.

**આદિમંત્ર**-સહુથી પહેલો મંત્ર તે આદિમંત્ર.

**ત્રૈલોક્યવર્ણ**-ત્રણેય લોકનું ઐશ્વર્ય ધરાવનારો અક્ષર.

**પરમેષ્ઠિબીજ**-અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ એ પાંચ પરમેષ્ઠિનું મૂળ બીજ તે પરમેષ્ઠિબીજ. આ વસ્તુની વિશેષ સમજ 'જૈન ધર્મમાં હ્રીँકાર ઉપાસના' એ પ્રકરણ વાંચવાથી પ્રાપ્ત થશે.

**મંત્રવ્યાકરણ**માં કહ્યું છે કે-

**मायातत्त्वं शक्तिर्लोकेशो ह्रीँ त्रिमूर्तिर्बीजेशः ।**

'હ્રીँકાર માયાતત્ત્વ, શક્તિ, લોકેશ, ત્રિમૂર્તિ અને બીજેશ તરીકે ઓળખાય છે.'

લોકનો ઈશ-સ્વામી તે **લોકેશ**. જેમાં શ્રીપાર્શ્વનાથ, ધરણેન્દ્ર અને પદ્માવતી એ ત્રણની મૂર્તિ રહેલી છે, તે **ત્રિમૂર્તિ**. **બીજેશ** એટલે સર્વમંત્ર બીજોનો ઈશ અર્થાત્ સ્વામી.

**બ્રહ્મવિદ્યાવિધિ**માં હ્રીँકારનાં નામોનો સંગ્રહ નીચે પ્રમાણે થયેલો છે:

હૃલ્લેખા, લોકરાજ, જગદધિપ, લોકપતિ, ભુવનેશ્વરી, માયા, ત્રિદેહ, તત્ત્વ, શક્તિ, શક્તિપ્રણવ આદિ.

**લોકરાજ** એટલે લોકમાં-વિશ્વમાં દીપનારો, અથવા વિશ્વમાં સહુથી શ્રેષ્ઠ. **જગદધિપ** એટલે જગત્‌નો અધિપ-

સ્વામી. **લોકપતિ** એટલે સ્વર્ગ, મર્ત્ય અને પાતાલ એ ત્રણ લોકનો પતિ–સ્વામી. જેમાં સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ એવા ત્રણ દેહો રહેલા છે, તે **ત્રિદેહ**. જે સારભૂત છે, તત્ત્વરૂપ છે, તે **તત્ત્વ**.

આ નામો પરથી હ્રીँકારનું સ્વરૂપ કેટલું ભવ્ય તથા કેટલું ઉદાત્ત છે? તે સમજી શકાય છે અને એક કાલે સાધકવર્ગમાં તેની સાધના–આરાધના–ઉપાસના કેટલી વ્યાપક હશે? તેનો ખ્યાલ પણ આવી શકે છે.

[ ૩ ]

## હ્રીઁકારનો અર્થ

કોઈ પણ મંત્રની સાધના, આરાધના કે ઉપાસના યથાર્થપણે કરવી હોય તો તેનો અર્થ બરાબર સમજી લેવો જોઈએ, એટલું જ નહિ પણ તેના પર વારંવાર ચિંતન-મનન કરવું જોઈએ. તો જ મંત્રાક્ષરોમાં ચૈતન્ય પ્રકટે છે અને સિદ્ધિનો માર્ગ સરલ બને છે. કોઈએ મંત્રનો અર્થ સમજ્યા વિના માત્ર શ્રદ્ધાના બળે જ તેનો જપ કર્યો હોય અને તેનું ધારેલું ફળ મળ્યું હોય, એ બનવા જોગ છે, પણ એ રાજમાર્ગ નથી. તાત્પર્ય કે એવા કિસ્સાઓને અપવાદરૂપ સમજવા જોઈએ અને સુજ્ઞ સાધકે ઈષ્ટમંત્રનો અર્થ સમજવા પ્રયત્ન-પ્રયાસ-પુરુષાર્થ કરવો જોઈએ.

અહીં એટલી વાત લક્ષ્યમાં રાખવી કે મંત્રનો જે પ્રકટ કે બાહ્ય અર્થ હોય છે, તે તો સામાન્ય જનોને સમજાવવા પૂરતો જ હોય છે, જ્યારે ગુપ્ત અર્થ કે જે અધ્યાત્મ સંબંધી હોય છે, તે જ તેનો ખરો અર્થ હોય છે,× એટલે મુખ્ય પ્રયત્ન આ ગુપ્ત અર્થ સમજવા માટે કરવાનો છે.

---

× मन्त्राणामान्तरार्थस्तु गुप्तो यस्य वाह्यार्थःकञ्चुकवदवतिष्ठते...तत्र आन्तरार्थं आन्तरङ्गिक आध्यात्मिको वा

સદ્‌ગુરુને શોધ્યા વિના અને તેમનું શરણ સ્વીકાર્યા વિના આવા અર્થની પ્રાપ્તિ થવી ઘણી મુશ્કેલ છે. કેટલાકને અનન્ય ભાવે મંત્રનો જપ કરતાં આવા અર્થની પ્રાપ્તિ થાય છે ખરી, પરંતુ સોમાં સત્તાણું કે અઠ્ઠાણું સાધકોને માટે તે શક્ય નથી, એટલે તેમણે તો મુખ્ય પ્રયત્ન સદ્‌ગુરુને શોધવાનો જ કરવો જોઈએ.

આ કાલમાં સદ્‌ગુરુની પ્રાપ્તિ થવી ઘણી મુશ્કેલ છે, પરંતુ દૃઢ સંકલ્પ કર્યો હોય તો તેઓ અવશ્ય મળી આવે છે અને તેમની કૃપાથી આપણું કામ ઘણું સરલ બની જાય છે, એ એક સિદ્ધ હકીકત છે. **મહાત્મા કબીર** કે જેમને આજે ભારતવર્ષના લાખો મનુષ્યો માનભેર સંભારે છે, તેમણે સદ્‌ગુરુ કેવી રીતે મેળવ્યા ? તે પાઠકોએ જાણવા જેવું છે.

## કબીરજીએ સદ્‌ગુરુ કેવી રીતે મેળવ્યા ?

કબીરજી એક વિધવા બ્રાહ્મણીના પુત્ર હતા, પણ ઝુલૈયા જાતિના એક મુસલમાન વણકરને ત્યાં ઉછર્યા હતા,

---

**परमार्थसत्योऽन्योऽर्थो बाह्यःस्थूलश्च सामान्योपयोगायावस्थितः इति ।**

—સિદ્ધાંજનભાષ્યભૂમિકા

'મંત્રોનો આંતરિક અર્થ ગુપ્ત છે. તેનો બાહ્યાર્થ કંચુકની જેમ સ્થિત રહે છે, એટલે કે તે એક પ્રકારના ઢાંકણ જેવું કામ કરે છે. તેમાં આંતરિક અર્થ અંતરંગથી સંબંધ રાખનારો અથવા અધ્યાત્મ સંબંધી હોય છે; તે જ વાસ્તવિકપણે સત્ય હોય છે. અન્યાર્થ જે બાહ્ય છે, તે તો માત્ર જનસામાન્યને સમજાવવા માટે જ ઉપયોગી છે.'

એટલે મુસલમાન તરીકે ઓળખાતા હતા. કાશીમાં તેમનો નિવાસ હતો.

તેઓ નાનપણથી રામનું રટણ કરતા હતા અને તેમાં તેમને ઘણો આનંદ આવતો હતો. તેઓ યુવાવસ્થામાં આવ્યા ત્યારે તેમને વિચાર આવ્યો કે 'ઈંદ્રે બ્રહ્માજીને ગુરુ કર્યા હતા, જનક રાજાએ અષ્ટાવક્રને ગુરુ કર્યા હતા અને શ્રી રામચંદ્રજીએ વસિષ્ઠ ઋષિને ગુરુ કર્યા હતા, તેમ મારે પણ ગુરુ અવશ્ય કરવા જોઈએ. ગુરુ વિના જ્ઞાન નથી અને જ્ઞાન વિના મોક્ષ નથી.'

પરંતુ કોને ગુરુ કરવા ? તેની કંઈ સૂઝ પડતી ન હતી. આખરે તેમણે પોતાના આંગણામાં એક તુલસીક્યારો હતો, તેની પાસે ઉઘાડા શરીરે બેસીને એવો સંકલ્પ કર્યો કે 'જ્યારે મને ગુરુ સંબંધી માર્ગ મળશે, ત્યારે જ હું અહીંથી ખસીશ' અને તેઓ ત્યાં ખાધા–પીધા વિના રામનું નામ રટતા બેસી જ રહ્યા. એમ કરતાં રાત્રિ પડી, છતાં તેમણે પોતાનું સ્થાન છોડ્યું નહિ.

એ તો પાઠકો જાણતા જ હશે કે કોઈ પણ વ્યક્તિ વ્રત, નિયમ અથવા પ્રતિજ્ઞા ગ્રહણ કરે, ત્યારે તેની કસોટી અવશ્ય થાય છે. આ રીતે તેમની પણ કસોટી થઈ. વર્ષાઋતુના દિવસો હોવાથી એકાએક વાદળો ચડી આવ્યાં અને ભયંકર ગાજવીજ સાથે વરસાદ તૂટી પડ્યો. આમ છતાં કબીરજીએ પોતાનું સ્થાન છોડ્યું નહિ. રામનામનો જપ ચાલુ રાખ્યો. આખરે મેઘરાજાએ ખમૈયા કર્યાં, આકાશ નિર્મળ

થયું અને તેમાંથી ચાંદનીનો પ્રવાહ પૃથ્વીપટ પર રેલાવા લાગ્યો. એ વખતે આકાશમાંથી નીચેના મતલબના શબ્દો સંભળાયા :

બેટા ! ચિંતા કર નહિ, કર ગુરુ રામાનંદ;
ચેલો તો કરશે તને, ટળશે સહુ જગફંદ.

આ વખતે કબીરજીને કેવો આનંદ થયો હશે ? તેનું વર્ણન અમે કરી શકીએ તેમ નથી. તેઓ ત્યાંથી ઉઠ્યા અને હર્ષિત હૈયે ઘરમાં દાખલ થયા. ત્યાં એક જ વિચાર તેમને આવવા લાગ્યો કે 'ક્યારે પ્રાતઃકાલ થાય અને ક્યારે રામાનંદ સ્વામીનાં દર્શન કરું ?' એવામાં એક શંકા તેમના મનમાં ઝબકી ઉઠી કે 'સ્વામીજી મ્લેચ્છને ઉપદેશ આપી શિષ્ય બનાવતા નથી, તો મને શી રીતે સ્વીકારશે ?'

આ રીતે ગડમથલ કરતાં રાત્રિનો ત્રીજો પ્રહર પૂરો થવા આવ્યો, એટલે તેઓ ઘરમાંથી બહાર નીકળ્યાને અને રામાનંદ સ્વામીનાં આશ્રમ નજીક ગંગાઘાટ પર પહોંચ્યા. એ વખતે ત્યાં અંધકાર છવાયેલો હતો અને કોઈનો અવર-જવર ન હતો.

કબીરજીએ ગંગાનદીમાં સ્નાન કરી એક ધોયેલું વસ્ત્ર પહેર્યું અને તેઓ હાથમાં તુલસીની માલા લઈ, ઘાટના પગથિયા પર સૂઈ ગયા તથા રામનું રટણ કરવા લાગ્યા. હવે નિત્યનિયમ પ્રમાણે રામાનંદ સ્વામી પોતાની શય્યા-માંથી ઉઠી શૌચ-સ્નાનાદિ અર્થે ઘાટનાં પગથિયાં ઉતરી ગંગાનદીમાં જલ ભરવા જતા હતા, ત્યારે તેમના જમણા

પગની પાવડી અંધારામાં સૂતેલા કબીરજીના કાને વાગી. કબીરજી સમજી ગયા કે આ ચોટ જરૂર રામાનંદ સ્વામીની પાવડીની છે, એટલે તેઓ મોટેથી બોલી ઉઠ્યા : 'અરે રામ ! મારા કાનનો પડદો ફૂટી ગયો !' આમ બોલવામાં તેમનો હેતુ સ્વામીજીની કૃપા મેળવવાનો હતો.

સ્વામીજીએ જોયું કે પોતાના પગની પાવડી એક મનુષ્યને કાન પર વાગી છે અને તે દર્દનો માર્યો બૂમ પાડી રહ્યો છે, એટલે તેમણે નજીક આવી કાનમાં કહ્યું કે 'બેટા ! રામ રામ કરો, સબ મીટ જાયગા.'

સ્વામીજી યોગસિદ્ધ પુરુષ હતા અને તેમણે રામમંત્રને સિદ્ધ કરેલો હતો, એટલે તેમના વચન પ્રમાણે જ કામ થવાની સંભાવના હતી. તેમણે કુલ છ વાર આ પ્રમાણે કબીરજીના જમણા કાનમાં ફૂંક મારી અને પૂછ્યું કે 'ક્યોં બેટા ! અબ કાનમેં કુછ ભી દર્દ હોતા હૈ ?'

કબીરજીએ કહ્યું કે 'આપકી કૃપાસે કાનકા દર્દ મિટ ગયા ઔર ભવોભવકા દુઃખ ભી મિટ ગયા. રામ ! રામ ! શ્રી રામ !'

આ શબ્દો સાંભળતાં જ સ્વામીજી બોલી ઉઠ્યા : 'કૌન મ્લેચ્છ કબીરા ! યહાં પર ઇતના જલ્દી ક્યું સોયા થા ?'

કબીરજી એ કહ્યું કે 'ગુરુદેવ ! મેરે રામજીકી ઇચ્છા એસી હુઈ કે અભી આપકી શરનમેં જાઉં ઔર આપ મુઝે મિલ ગયા.'

કહેવાની ભાગ્યે જ જરૂર છે કે એક મ્લેચ્છનો શિષ્ય

તરીકે સ્વીકાર કરતાં લોકોમાં ભારે ઉહાપોહ થાય તેમ હતો તથા તે શિષ્યની કડક કસોટી થાય તેમ હતી, પરંતુ સ્વામીજીએ અત્યંત કૃપાવંત થઈને તેનો શિષ્ય તરીકે સ્વીકાર કર્યો અને એક વખતનો કબીરો મહાત્મા કબીર બની ગયો.

તાત્પર્ય કે સદ્ગુરુને શોધવાનો સંકલ્પ દૃઢ હોય, અડગ હોય, અફર હોય તો સદ્ગુરુ અવશ્ય સાંપડે છે.

એક મંત્રવિશારદે પોતાનો અનુભવ ટાંકતાં જણાવ્યું છે કે જેમ સાધક સદ્ગુરુને શોધતો હોય છે, તેમ સદ્ગુરુઓ યોગ્ય શિષ્યને શોધતા હોય છે અને તેથી તેઓ સ્વયં શિષ્યની પાસે આવી પહોંચે છે. ગુરુ મત્સ્યેન્દ્રનાથે યોગ્ય શિષ્યની શોધ ચલાવતાં તેમને ગોરખા નામનો એક અભણ–અબુધ માણસ મળી આવ્યો હતો કે જે આગળ જતાં ગુરુ ગોરખનાથ તરીકે પ્રસિદ્ધિ પામ્યો અને યોગ તથા મંત્રશાસ્ત્રમાં પરમ વિશારદ બનતાં એક સિદ્ધ પુરુષ ગણાયો.

તાત્પર્ય કે સાધકનો સંકલ્પ દૃઢ હોય તો સદ્ગુરુની પ્રાપ્તિ થયા વિના રહેતી નથી.

અહીં એ જાણી લેવું જરૂરનું છે કે મંત્રાર્થની કુલ સાત ભૂમિકાઓ છે. તેમાં પ્રથમ ભૂમિકા પ્રકટ અર્થની છે અને બાકીની છ ભૂમિકાઓ ગુપ્ત અર્થની છે. તે ગુરુકૃપાથી અનુક્રમે સ્પર્શી શકાય છે.

મંત્રમહાર્ણવમાં + આ સાતેય અર્થભૂમિકાઓનો નિર્દેશ નીચે પ્રમાણે મળે છે :

---

+ પૃ. ૪૫૨

'ह्रीँ श्रीँ प्रकट–गुप्त–गुप्ततर–संप्रदाय – कुल–निर्गम (निगर्भ) रहस्य–परापररहस्यसंज्ञक श्री चक्रयोगिनी पादुकाभ्यो नमः ।'

તેમાં અર્થ અને રહસ્યની સ્પષ્ટતા આ પ્રમાણે સમજવી :

| | |
|---|---|
| ૧. પ્રકટ અર્થ | અર્થની ભૂમિકા |
| ૨. ગુપ્ત અર્થ | ,, ,, |
| ૩. ગુપ્તતર અર્થ | રહસ્યની ભૂમિકા |
| ૪. સમ્પ્રદાયાર્થ | ,, ,, |
| ૫. કુલાર્થ | ,, ,, |
| ૬. નિગર્ભાર્થ | ,, ,, |
| ૭. પરાપર–રહસ્ય | અંતિમ–રહસ્યની ભૂમિકા |

અહીં એટલી સ્પષ્ટતા જરૂરી છે કે સર્વ મંત્રસંપ્રદાયો અર્થની આ સાતેય ભૂમિકાને સ્પર્શતા નથી, પરંતુ તેઓ પ્રકટ અર્થ, ગુપ્તાર્થ, સંપ્રદાયાર્થ અને પરાપર–રહસ્યની ભૂમિકાને તો ઘણા ભાગે સ્પર્શે જ છે.

મંત્રનો અર્થ તથા મંત્રનું રહસ્ય સમજવામાં શાસ્ત્રો પણ ઘણા ઉપયોગી છે અને તે ગુરુની કેટલાક અંશે ગરજ સારે છે. ખાસ કરીને સદ્‌ગુરુના વિરહમાં તો તેનું જ આલંબન મુખ્ય છે. પ્રસ્તુત પ્રકરણમાં તેના આધારે જ હ્રીંકારનો અર્થ સમજવાનો પ્રયાસ કરીશું.

અહીં કોઈને એવો પ્રશ્ન ઉઠવા સંભવ છે કે 'એકાક્ષરી મંત્રનો અર્થ શો હોઈ શકે?' પણ મંત્રમાં જેને

એકાક્ષર ગણવામાં આવે છે, તે વાસ્તવમાં ઘણા અક્ષરોનું સંયોજન હોય છે અને તે દરેક અક્ષર અમુક અર્થનું પ્રતિપાદન કરનારો હોઈને સમસ્ત અક્ષરનું અર્થગૌરવ વધી જાય છે. ૐકારનો જ દાખલો જુઓને ! તે એકાક્ષરી હોવા છતાં કેટલું અર્થગૌરવ ધરાવે છે ? હ્રીँકારનું પણ તેમજ સમજવું.

હ્રીँકારનો અર્થ તેમાં રહેલા અક્ષરોના આધારે થાય છે, એટલે પ્રથમ તેનું અક્ષરસંયોજન સમજી લઈએ. હ્રીँકારમાં પ્રથમ અક્ષર ह् છે, તેમાં र् જોડાતાં ह्र એવો સંયુક્તાક્ષર બને છે. તેમાં ई જોડાતાં તે હ્રીનું રૂપ ધારણ કરે છે અને તેના પર નાદાદિસૂચક ચંદ્રકલા તથા બિંદુ ँ જોડાતાં હ્રીँ એવો મંત્રાક્ષર તૈયાર થાય છે.

**હ્રીँકારવિદ્યાસ્તવન** તથા **માયાબીજસ્તુતિમાં** પહેલો શ્લોક આ પ્રમાણે દૃષ્ટિગોચર થાય છે :

सवर्णपार्श्वं ल—यमध्यसिद्ध—
मधीश्व(स्व)रं भास्वररूपमासम् ।
खण्डेन्दुविन्दुस्फुटनादशोभं,
त्वां शक्तिवीजं प्रमना: प्रणौमि ॥

'જેની પાર્શ્વમાં 'स' વર્ણ છે (એવો ह्), જે 'ल' અને 'य'ના મધ્યમાં સિદ્ધ (નિષ્ઠિત) છે (એવો र्), જેની વચ્ચે 'ई' સ્વર છે, જેની કાંતિ દેદીપ્યમાન સૂર્યના જેવી છે અને અર્ધચન્દ્ર(કલા), બિંદુ અને સ્પષ્ટ નાદથી શોભી

રહેલ છે, એવા હે શક્તિબીજ ! હું તને પ્રોલ્લસિત મનથી (ભાવપૂર્વક) સ્તવું છું.'

**મંત્રરાજ–રહસ્યમાં** પણ પ્રથમ ह् અને પછી र् આદિ અક્ષરો હોવાનું વિધાન છે, એટલે 'પ્રથમ ह् કે પ્રથમ र् ?' એ પ્રશ્ન અસ્થાને છે. હ્રીँકારમાં પહેલો ह् છે અને પછી જ र છે. વળી નિરુક્તકારોએ જે અર્થ કર્યો છે, તેમાં પણ હ્રી–આદિ પદોની જ મુખ્યતા માની છે, એટલે અમે ઉપર જે અક્ષરસંયોજન દર્શાવ્યું છે, તેને જ યથાર્થ સમજીને ઉપાસકે આગળ વધવાનું છે.

આમ તો ह्, र्, इ કે ईँ વગેરે આપણા માટે કોઈ વિશિષ્ટ અર્થસૂચક અક્ષરો નથી, પણ મંત્રવિશારદોએ તેનું અર્થનિરૂપણ કરેલું છે. તેથી હ્રીँકાર એક અર્થગંભીર ભવ્ય સંજ્ઞારૂપે આપણી સમક્ષ રજૂ થાય છે. તે અંગે તંત્રકારો કહે છે કે–

**हकारः शिववाची स्यात्, रेफः प्रकृतिरुच्यते ।**
**महामायार्थ 'ई' शब्दो, नादो विश्वप्रसूः स्मृतः ॥**

'હ્રીँકારમાં ह् એવો જે અક્ષર રહેલો છે, તે શિવનો વાચક છે, અર્ધા રકાર રૂપ જે રેફ રહેલો છે, તે પ્રકૃતિનો વાચક છે; વળી તેમાં જે ई શબ્દ છે, તે મહામાયાના અર્થવાળો છે અને તેમાં નાદાદિસૂચક જે ચંદ્રકલા તથા બિંદુ રહેલાં છે, તે વિશ્વોત્પત્તિનું સૂચન કરનારા કહેવાય છે.'

તાત્પર્ય કે તંત્રગ્રંથોના અભિપ્રાયથી હ્રીँકાર એ શિવ અને શક્તિની અપાર લીલાને સૂચવનારું મંત્રબીજ છે.

ત્રિપુરોપનિષદ્‌માં હ્રીંકારનો નિરુક્ત-પદ્ધતિએ અર્થ કરતાં જણાવ્યું છે કે હ્રીંમાં હ્નો અર્થ હૃદય છે અને ગતિ અર્થવાળા ઈનો અર્થ નિવાસ છે. તાત્પર્ય કે હૃદયરૂપ આગારમાં નિવાસ કરનારી શક્તિનો બોધ કરાવવાને લીધે તે હ્રીંકાર કહેવાય છે.

ત્યાં વિશેષમાં એમ પણ જણાવ્યું છે કે આ શક્તિ પરમાત્મતત્ત્વનો અવભાસ કરાવનારી છે, ત્રિગુણાતીત છે, નિર્ગુણ બ્રહ્મસ્વરૂપા છે અને રાજરાજેશ્વરી છે. ગાયત્રીનું ત્રીજું પાદ એટલે 'धियो यो नः प्रचोदयात्' તેનો અર્થ તેમાં સમાયેલો છે. વળી अ કાર, उ કાર અને म કારના અર્થમાં બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્રનો સંકેત છે, તેમ હ્રીંકારના અક્ષરોમાં પણ એ ત્રણેયનો સંકેત છે.

કેટલાક તંત્રકારો કહે છે કે હ્નો અર્થ દહરાકાશ એટલે હૃદયમાં રહેલો અવકાશ થાય છે અને તેમાં ईयते અર્થાત્ પ્રકાશિત થાય છે, તે ઈ. આ બંનેની સંધિ થવાથી હ્રી પદ બન્યું છે. તેની સાથે નિર્માણાર્થક મકારનો યોગ (કર્મધારય સમાસ કરી) મકારનો અનુસ્વાર થયો, એટલે હ્રીં પદ તૈયાર થયું. આ રીતે તેનો સામૂહિક અર્થ 'દહરાકાશમાં પ્રકાશનું નિર્માણ કરનાર' એવો થાય છે.

કેટલાક તંત્રકારોએ નિરુક્ત-પદ્ધતિથી હ્રીંકારનો અર્થ 'નિરતિશય આનંદરૂપ ચિત્‌શક્તિ' એવો પણ કર્યો છે, તો કેટલાક તંત્રકારોએ નિરુક્ત-પદ્ધતિથી 'સ્વપ્રકાશપરમાનંદરૂપિણી' એવો અર્થ પણ કર્યો છે.

**દેવીભાગવત**ના સાતમા સ્કંધમાં કહ્યું છે કે–

**हकारः स्थूलदेहः स्याद्, रकारः सूक्ष्मदेहकः ।**
**ईकारः कारणात्मासौ ह्रीँकारोऽहं तुरीयकम् ॥**

‘ह् કાર સ્થૂલ દેહનો બોધક છે, र કાર સૂક્ષ્મ દેહનો બોધક છે, ई કાર કારણાત્માનો બોધક છે અને તુરીય બીજ એટલે ઉપર રહેલ ચંદ્રકલા તથા બિંદુ તે હું પોતે દેવી સ્વરૂપ જ છું.’

**एवं समष्टिदेहेऽपि ज्ञात्वा बीजत्रयं क्रमात् ।**
**समष्टिव्यष्टयोरेकत्वं भावयेन् मतिमान्नरः ॥**

‘આવી રીતે સમષ્ટિના દેહમાં પણ ક્રમથી ત્રણ બીજો જાણીને બુદ્ધિમાન મનુષ્યે સમષ્ટિ અને વ્યષ્ટિના એકત્વની ભાવના કરવી.’

આ અર્થ હ્રીँકારના અર્થને ૐકારના અર્થની ઘણી સમીપે લઈ આવે છે, અથવા તો તેના જેવું જ ગૌરવ અર્પે છે, એમ કહીએ તો અનુચિત નથી.

જૈન ધર્મમાં પણ હ્રીँકારને ઘણું મહત્ત્વ અપાયેલું છે. ત્યાં ह् નો અર્થ પાર્શ્વનાથ, र નો અર્થ ધરણેન્દ્ર નાગ-દેવતા ( કે જે તેમના સેવક તરીકે પ્રસિદ્ધ છે ), ई નો અર્થ પદ્માવતી દેવી, કલાનો અર્થ નાગની ફણા તથા બિંદુ અને નાદનો અર્થ નાગના મસ્તકે રહેલા મણિ એવો કરવામાં આવે છે. તાત્પર્ય કે જૈન ધર્મની દૃષ્ટિએ હ્રીँકાર એ ધરણેન્દ્ર

અને પદ્માવતી સહિત શ્રી પાર્શ્વનાથનો અર્થ બતાવનારું મહાશક્તિશાલી બીજ છે.

વિશેષમાં જૈન મંત્રવિશારદોએ કહ્યું છે કે 'सर्वधर्मे बीजमिदम्–આ હ્રીઁકાર બીજ સર્વ ધર્મને માન્ય છે.' એટલે તેમાં શિવ–શક્તિ, બ્રહ્મા–વિષ્ણુ–મહેશ આદિ દેવોની ભાવના પણ થઈ શકે છે.

તાત્પર્ય કે હ્રીઁકારને જેઓ જેવા સ્વરૂપે ભજે છે, તેમને તેવા સ્વરૂપે તેની શક્તિનાં દર્શન થાય છે અને તે સાધકના સર્વ મનોરથોને પૂર્ણ કરે છે.

[૪]

# ઉપાસના અંગે કિંચિત્

હ્રીઁકાર એ મહાશક્તિશાલી મંત્રબીજ છે અને મંત્ર-તંત્રશાસ્ત્રોમાં તેનો અનેક નામોથી વ્યવહાર થયેલો છે, એ હકીકત અમે પૂર્વ પ્રકરણોમાં વિસ્તારથી જણાવી છે. વળી તેનો અર્થ પણ ઘણો ઊંડો છે અને તે વારંવાર વિચારવા યોગ્ય છે, તેની પ્રતીતિ પણ અમે ગત પ્રકરણમાં અનેક પ્રમાણોપૂર્વક કરાવી દીધી છે. હવે તેની ઉપાસના પર આવીશું અને તે અંગે કેટલીક મહત્ત્વની વિચારણાઓ રજૂ કરીશું.

ઉપાસનાનો સામાન્ય અર્થ સેવા કે ભક્તિ થાય છે, પરંતુ અહીં મંત્રને સિદ્ધ કરવા માટેનો જે જરૂરી પુરુષાર્થ તેને જ ઉપાસના સમજવી. તેમાં આવશ્યક ક્રિયાઓ ઉપરાંત આચાર અને ભાવનો પણ સમાવેશ થાય છે. સાધના અને આરાધના એ તેના પર્યાયશબ્દો છે, તેથી જ અમે પ્રસ્તુત ગ્રંથમાં અનેક સ્થળે સાધના-આરાધના-ઉપાસના એવો શબ્દપ્રયોગ કરેલો છે.

મંત્રોપાસના યથાર્થપણે કરવા માટે કઈ કઈ ક્રિયાઓ આવશ્યક છે? તેનું વર્ણન અમે 'મંત્રવિજ્ઞાનમાં' વિસ્તારથી કરેલું છે કે જે સુજ્ઞ પાઠકોએ ધ્યાનથી વાંચ્યું હશે. કદાચ ન વાંચ્યું હોય તો એ અવશ્ય વાંચી લેવું જોઈએ, કારણ કે તે સિવાય મંત્રોપાસનાની ક્રિયાઓનું રહસ્ય પૂરેપૂરું સમજી શકાશે નહિ અને તે સુચારુ સંપન્ન પણ થશે નહિ. આ ક્રિયાઓમાં પૂજા, ધ્યાન, જપ અને હોમની મુખ્યતા છે અને તે સિદ્ધિ ઇચ્છનાર સાધકે પ્રતિદિન અવશ્ય કરવાની છે.

શાસ્ત્રમાં જે કાર્યો કરવા યોગ્ય જણાવ્યાં છે, એટલે કે આચરણમાં મૂકવા યોગ્ય છે, તેને 'આચાર' કહેવામાં આવે છે. જેમ પૈડાં વિના ગાડી ચાલતી નથી, તેમ આ આચારનું પાલન કર્યા વિના ઉપાસનારૂપી ગાડી આગળ ચાલતી નથી. ધર્મશાસ્ત્રોએ પણ આચારને ખૂબ જ મહત્ત્વ આપ્યું છે અને 'आचारः प्रथमो धर्मः' એવી સ્પષ્ટ ઘોષણા કરી છે. વળી આપણો સામાન્ય અનુભવ પણ એવો જ છે કે જે મનુષ્ય આચારવાન્ છે, સદાચારી છે, તે શિષ્ટસમુદાયમાં શોભે છે, માન-પાનનો અધિકારી થાય છે અને જીવનને પ્રગતિમય બનાવી શકે છે; જ્યારે આચારહીન મનુષ્ય શિષ્ટસમુદાયમાં શોભતો નથી, તેના પ્રત્યે કોઈને માનની લાગણી થતી નથી અને તે પોતાના જીવનને કદી પણ પ્રગતિમય બનાવી શકતો નથી.

જ્યાં આચારનું પાલન નથી, અર્થાત્ અનાચાર તરફની પ્રવૃત્તિ છે અને તેમાં જ આનંદ માનવામાં આવે છે, ત્યાં વહેલું કે મોડું પતન અનિવાર્ય છે, પછી તે ગમે તેટલી

ઉચ્ચ ભૂમિકાએ કેમ ન હોય! હજારો વર્ષ સુધી તપ કર્યું હોય, ઉપાસના કરી હોય, પણ તેના પર અનાચારની છાયા પડી કે તે તપનું તેજ ખત્મ થાય છે અને તે ઉપાસનાની સર્વ સુંદરતા ઉડી જાય છે; તેથી જ સાધકોએ-ઉપાસકોએ સદાચારમાં સ્થિર થવું આવશ્યક છે અને તે માટે મહાપુરુષોએ જે રાજમાર્ગ બતાવ્યો છે, તેનું ઉલ્લંઘન પ્રાણાંતે પણ કરવાનું નથી.

મધ્યયુગમાં બૌદ્ધ ધર્મની વજ્રયાન શાખાએ તથા શાક્ત સમ્પ્રદાયે મંત્રસાધન ઉપર ખૂબ ભાર મૂક્યો હતો અને તેનાં કેટલાંક અંગોની સારી ખીલવણી પણ કરી હતી, પરંતુ આચારની બાબતમાં તેઓ જોઈએ તેવા મક્કમ રહી શક્યા નહિ, અર્થાત્ વામાચારને પણ એક સાધન માનીને કામ લેવા લાગ્યા, એટલે અનેક દુરાચારી લોકો તેમાં દાખલ થઈ ગયા અને તેમની નિરંકુશ પિશાચલીલાએ માઝા મૂકી દીધી. મદ્ય, માંસ તથા મત્સ્યભક્ષણ તો તેમનો સામાન્ય વ્યવહાર થઈ પડ્યો અને પરસ્ત્રી કે જેને માતા સમાન લેખવાનો વેદાદિ સર્વ શાસ્ત્રોનો ઉપદેશ હતો, તેને ઠોકરે મારી તેનું છડેચોક સેવન કરવા લાગ્યા. આથી શિષ્ટ સમાજને મંત્ર-તંત્ર-સાધના પ્રત્યે ભારે નફરત પેદા થઈ અને તેમનો પુણ્યપ્રકોપ જાગી ઉઠતાં આ દુરાચારીઓને દુમ દબાવી ભાગવું પડ્યું.

કેટલાક બૌદ્ધ તથા શાક્ત તંત્રોએ વામાચારને યોગ્ય —ન્યાયી ઠરાવવા પ્રયત્ન કર્યો છે, પણ તેમની દલીલોમાં

વજૂદ નથી અને તે માર્ગ કોઈ પણ રીતે સમાજને હિતકારી થઈ શકે એમ નથી. તાત્પર્ય કે આપણે એવા જ આચારનું સેવન કરવું જોઈએ કે જે આપણા મન, વચન અને કાયાને સંયમમાં રાખવામાં મદદ કરે અને આપણું એક ઉત્તમ મનુષ્ય તરીકે ઘડતર કરે. મંત્રોપાસના અંગે આપણે એક ઉત્તમ કોટિના મનુષ્ય બનીએ તો પણ આપણે આ જીવનમાં કંઈક કર્યું ગણાશે, કંઈક મેળવ્યું મનાશે.

મંત્રોપાસના કરતી વખતે આચારની મર્યાદા નહિ રાખવાથી કેટલાય ઉપાસકોનું પતન થયું છે અને તેઓ જીવનમાં ફરી ઊંચા આવી શકયા નથી, એ અમે નજરે નિહાળ્યું છે; એટલે જ અહીં સદાચારમાં સ્થિર થવાનો આટલો આગ્રહ કરી રહ્યા છીએ.

અમે અહીં એ પણ કહેવા ઇચ્છીએ છીએ કે સિદ્ધિ મળ્યા પછી પણ સદાચારમાં સ્થિર રહેવું જરૂરી છે, અન્યથા મળેલી સિદ્ધિ ચાલી જવાનો પૂરેપૂરો સંભવ છે. બે બ્રાહ્મણબંધુઓને ઘણા પ્રયાસે સર્પ ઉતારવાનો મંત્ર સિદ્ધ થયો હતો, પણ તેમાંનો એક તેને લગતા નિયમોનું પાલન લાંબો સમય કરી શકયો નહિ, એટલે તેની સિદ્ધિ ચાલી ગઈ અને બીજો તેને લગતા નિયમોનું બરાબર પાલન કરતો રહ્યો, એટલે તેની સિદ્ધિ ચાલુ રહી. આ બ્રાહ્મણે પોતાના જીવનમાં ૧૦૦૦૦ ઉપરાંત મનુષ્યોને સર્પના ઝેરથી મુક્ત કર્યા હતા અને તેમના તથા તેમના કુટુંબીજનોના અંતરના આશીર્વાદ મેળવ્યા હતા.

એક સાધુ મહાત્માને કેટલાક પ્રયાસે અમેરિકન ફીચર જાણવાની સિદ્ધિ પ્રાપ્ત થઈ હતી અને તેથી અનેક લોકો તેમની પાસે આવી તેમનું વંદન-પૂજન કરતા અને તેમના ચરણે સારી એવી પૈસાની રકમો ધરતા. આ રીતે લક્ષ્મીની રેલંછેલ થતાં એ સાધુ મહાત્મા પોતાની વૃત્તિઓને કાબૂમાં રાખી શક્યા નહિ, એટલે કે સંસારી મનુષ્યો જેવાં કાર્યો છૂપી રીતે કરવા લાગ્યા અને થોડા જ દિવસમાં તેમને પ્રાપ્ત થયેલી સિદ્ધિ ચાલી ગઈ. પછી તેમના પશ્ચાત્તાપનો પાર રહ્યો નહિ, પણ રાંડ્યા પછીનું ડહાપણ શા કામનું ?

તાત્પર્ય કે સદાચાર એ સિદ્ધિને નજીક લાવનારું તથા સ્થિર રાખનારું મહાન બળ છે, એમ જાણીને ઉપાસકે તેનું અવશ્ય પાલન કરવું જોઈએ.

હવે ભાવ પર આવીએ. તે અંગે તંત્રગ્રંથોમાં વિસ્તારથી વર્ણન થયેલું છે. તેનો સાર એ છે કે પ્રથમ તો ઉપાસકે ‘ પશુભાવ ’ ધારણ કરવો જોઈએ. આ ભાવ ધારણ કરનારે નીચેના ચાર નિયમોનું પાલન કરવું આવશ્યક છે :

(૧) નિરામિષ ( માંસ વગરનું ) ભોજન કરીને દેવ-પૂજન કરવું.

(૨) મદ્યને સ્પર્શ કરવો નહિ, અર્થાત્ તેનાથી સદંતર દૂર રહેવું.

(૩) ઋતુકાલ સિવાય પોતાની સ્ત્રીને પણ સ્પર્શ કરવો નહિ, અર્થાત્ તેણે કોઈ પણ સ્ત્રીને સ્પર્શ કરવો નહિ કે તેની સામે વિકારી દૃષ્ટિથી જોવું નહિ.

(૪) રાત્રિએ માલાજપ કરવો નહિ.

જો કે ત્રણ પ્રકારના ભાવોમાં આ ભાવ નિકૃષ્ટ કોટિનો છે, તો પણ તેમાં જે નિયમોનું પાલન કરવાનું છે, તે નિયમો ઘણા ઉત્તમ છે અને તેનું યથાર્થ પાલન થાય તો મનુષ્યમાં રહેલી પાશવી વૃત્તિ પર ઘણો મોટો વિજય મેળવી શકાય છે.

ઉપાસક જ્યારે આ ભાવને બરાબર સ્પર્શે અને આગળ વધવાની ઇચ્છા રાખે, ત્યારે તેણે 'વીરભાવ' ધારણ કરવો જોઈએ. આ ભાવ ધારણ કરનારે નીચેના નિયમોનું પાલન કરવું આવશ્યક છે :

(૧) સર્વ પ્રકારની હિંસા છોડી દેવી, અર્થાત્ કોઈ પણ જીવને મારવો નહિ.

(૨) પાંચે ય ઈન્દ્રિયોને જિતવી. અહીં પાંચ ઈન્દ્રિયોથી સ્પર્શનેન્દ્રિય, રસનેન્દ્રિય, ઘ્રાણેન્દ્રિય, ચક્ષુરિન્દ્રિય તથા શ્રોત્રેન્દ્રિય સમજવી.

(૩) સુખમાં છકી જવું નહિ કે દુઃખમાં હિંમત હારવી નહિ.

(૪) સર્વ જીવોનું કલ્યાણ ઇચ્છવું.

તે માટે નીચેના બે શ્લોકનું ચિંતન-મનન કરવા યોગ્ય છે :

सर्वे वै सुखिनः सन्तु, सर्वे सन्तु निरामयाः ।
सर्वे भद्राणि पश्यन्तु, मा कश्चिद् दुःखभाग् भवेत् ॥

'આ વિશ્વનાં સઘળાં પ્રાણીઓ સુખી થાઓ, સઘળાં

પ્રાણીઓ રોગરહિત થાઓ તથા સઘળાં પ્રાણીઓ કલ્યાણને નિહાળો. આ વિશ્વનું કોઈ પણ પ્રાણી દુઃખી ન થાઓ.'

शिवमस्तु सर्वजगतः परहितनिरता भवन्तु भूतगणाः ।
दोषा प्रयान्तु नाशं, सर्वत्र सुखी भवतु लोकः ॥

'સર્વ જગતનું કલ્યાણ થાઓ. પ્રાણીઓના સમૂહ બીજાનું હિત કરવામાં તત્પર રહો. સર્વ દોષોનો નાશ થાઓ અને સર્વત્ર લોક સુખી થાઓ.'

સર્વનું સુખ ઇચ્છનારને બદલામાં સુખ જ મળે છે, એ વસ્તુનું પ્રત્યેક ઉપાસકે બરાબર સ્મરણ રાખવું.

અહીં એટલી સ્પષ્ટતા આવશ્યક છે કે જ્ઞાનોદય થયા વિના આ ભાવને પૂરેપૂરો સ્પર્શી શકાતો નથી. 'હું કોણ છું? આ વિશ્વ શું છે? મારો અને તેનો સંબંધ કયા પ્રકારનો છે? સુખ–દુઃખનાં કારણો શું છે? સુખની પ્રાપ્તિ કયા સાધનોથી થાય? દુઃખની નિવૃત્તિ માટે કેવા ઉપાયો અજમાવવા જોઈએ? પરમ તત્ત્વ શું? તેનો સાક્ષાત્કાર કેવી રીતે થાય?' વગેરે બાબતોનું સંશયરહિત નિશ્ચયાત્મક જ્ઞાન થાય ત્યારે જ્ઞાનોદય થયો ગણાય છે.

ઉપાસક જ્યારે આ ભાવને બરાબર સ્પર્શે અને તેમાં કેટલોક વખત સ્થિર થાય, ત્યાર પછી તે આગળ વધીને 'દિવ્યભાવ' ધારણ કરે. આ ભાવ ધારણ કરનારે રાગ–દ્વેષથી રહિત થવું જોઈએ, સર્વે ભૂત–પ્રાણી પ્રત્યે સમદર્શી બનવું જોઈએ અને મનની ચંચલતાનો સર્વાંશે ત્યાગ કરવો

જોઈએ. આ ભાવમાં સ્થિરતા થતાં જ સિદ્ધિ સાંપડે છે અને ઉપાસક એક અદનો મનુષ્ય મટીને સિદ્ધ મહાપુરુષની કોટિમાં વિરાજે છે. પછી તેને માટે આ જગતમાં કશું અશક્ય કે અસંભવિત રહેતું નથી.

હવે જે છ કારણોથી મંત્રનો નાશ થાય છે, મંત્રોપાસના નષ્ટભ્રષ્ટ થઈ જાય છે, તેની રજૂઆત કરીશું. આ છ કારણો અમારાં કલ્પેલાં નથી, પણ મંત્રવિશારદોએ ઘણા અનુભવ પછી શોધી કાઢેલાં છે અને તેનો ખ્યાલ આવવાથી ઉપાસક બંધુઓ પોતાની ઉપાસના રૂપી હોડીને સંહારરૂપી ખડક સાથે અથડાઈ પડતાં જરૂર અટકાવી શકે એમ છે.

તંત્રકારો કહે છે :

अत्याहारः प्रयासश्च प्रजल्पो विषयाग्रहः ।
जनसंगोष्ठलौल्यं च षड्भिर्मन्त्रो विनश्यति ॥

'અત્યાહાર, પ્રયાસ, પ્રજલ્પ, વિષયાગ્રહ, જનસંગોષ્ઠ તથા માનસિક ચંચલતા, એ છ વસ્તુ વડે મંત્ર નાશ પામે છે.'

તાત્પર્ય કે ઉપાસકે—

(૧) પ્રમાણ કરતાં અધિક આહાર કરવો નહિ.

(૨) વધારે શ્રમ કરવો નહિ. અન્યથા જપ કરતાં ઊંઘ આવશે અને ધ્યાનાદિ ક્રિયાઓ પણ બરાબર થઈ શકશે નહિ.

(૩) વધારે બોલવું નહિ કે વધારે પડતી વાતો કરવી નહિ.

(૪) મનનું વલણ કામભોગ પ્રત્યે ઢળવા દેવું નહિ.

(૫) જનસમુદાયમાં બેસીને તેમની સાથે જે તે વિષયની વાતો કરવી નહિ કે ગપાટા મારવા નહિ. તેથી મનની એકાગ્રતા તૂટે છે અને જે સ્વસ્થતાથી જપાદિ ક્રિયાઓ કરવી જોઈએ તે થતી નથી.

(૬) મનની ચંચલતાનો ત્યાગ કરવો. ઉપાસકને સહુથી મોટી નડતર મનની ચંચલતાની છે. તેનો નિગ્રહ થાય નહિ તો એકાગ્રતા જામે નહિ અને એકાગ્રતા જામે નહિ તો કોઈ પણ ક્રિયા યથાર્થપણે થઈ શકે નહિ. આ વિષયમાં પૂર્વે કેટલુંક કહેવાઈ ગયું છે, તે પુનઃ પુનઃ વિચારવું અને તેમાં જે ઉપાયો બતાવ્યા છે, તેનો અમલ કરવો.

જે ઉપાસકો ફરિયાદ કરે છે કે ઘણો મંત્રજપ કરવા છતાં સિદ્ધિ થતી નથી, તેમણે આ છ નિયમોને લક્ષ્યમાં રાખીને પોતાની જીવનચર્યા તપાસી લેવી જોઈએ અને તેમાં જો એ દોષો હસ્તી ધરાવતા હોય તો તેમને પહેલી તકે દૂર કરવા જોઈએ.

આ પ્રકરણ સમાપ્ત કરતાં એટલું જણાવીશું કે મંત્રોપાસના એ યોગસાધનાનો જ એક પ્રકાર છે, તેથી યમ, નિયમ, આસન, પ્રાણાયામ અને પ્રત્યાહારનો જેટલો અભ્યાસ થાય તેટલો આ બાબતમાં વધારે લાભ થવા સંભવ છે.

[ ૫ ]

## ઉપાસનાનો આરંભ

ઉપાસના કોની કરવી? ૐકારની કે હ્રીઁકારની? એવો પ્રશ્ન ઉઠવો સહજ છે. થોડા વખત પહેલાં અમારે ત્યાં એક મહાશયે દૂરથી આવીને અમને આ પ્રશ્ન કર્યો હતો. અમે કહ્યું: 'એ તો આપની રુચિની વાત છે.'

તેમણે કહ્યું: 'રુચિ તો બંને પ્રત્યે છે. પણ તેમાં જે શીઘ્ર ફળદાયી થાય તેમ હોય તેની ઉપાસના કરવી છે.' અમે કહ્યું: 'તો હ્રીઁકારની જ ઉપાસના કરો, કારણ કે આ કાળમાં સહુથી વધારે શીઘ્ર ફળદાયી ઉપાસના એની છે. વળી એમાં ૐકારની ઉપાસના આવી જાય છે.'

તેમણે પૂછ્યું: 'એ કેવી રીતે?' અમે કહ્યું: 'હ્રીઁકારની ઉપાસનામાં એકલો હ્રીઁ બોલાતો નથી. તેમાં 'ૐ હ્રીઁ નમઃ' એ રીતે ત્રણ પદો બોલવાનાં હોય છે. આ ત્રણ પદોને હ્રીઁકાર વિદ્યા કે મહાવિદ્યા કહેવામાં આવે છે અને તેની ઉપાસના કદી પણ નિષ્ફળ જતી નથી.' પછી તેમને હ્રીઁકારવિદ્યાસ્તવનનો નીચેનો શ્લોક સંભળાવ્યો:

विधाय यः प्राक् प्रणवं नमोऽन्ते
मध्यैकबीजं ननु जजपीति।
तस्यैकवर्णा वितनोत्यवन्ध्या
कामार्जुनी कामितमेव विद्या॥

'જે મનુષ્ય પહેલાં પ્રણવ એટલે ૐ અને અંતે નમઃ, તેમ જ મધ્યમાં અનુપમ બીજ હ્રીँકારનો પુનઃ પુનઃ જપ કરે છે, તેના વાંછિતોને અવંધ્ય અને કામધેનુ સમાન આ એક વર્ણવાળી હ્રીँકાર વિદ્યા પૂર્ણ કરે છે.'

અહીં અમે એ ખુલાસો પણ કરી દીધો કે 'હ્રીँકાર વિદ્યામાં ત્રણ પદો છે, તેમાં પહેલું ૐપદ એ સેતુ છે, બીજું હ્રીँપદ એ મંત્રબીજ કે વિદ્યાબીજ છે અને ત્રીજું નમઃ પદ એ પલ્લવ છે. અહીં હ્રીँ એ જ મુખ્ય વિદ્યાપદ હોવાથી આ વિદ્યાને એક વર્ણવાળી વિદ્યા કહી છે.'

અમારો આ ખુલાસો સાંભળીને પેલા મહાશયે પ્રશ્ન કર્યો કે 'સેતુ એટલે શું?' અમે કહ્યું 'જે પદ મંત્રની મૂળ શક્તિનું અનુસંધાન કરી આપે, તેને સેતુ કહેવાય છે.' અહીં ૐપદ એ પ્રકારનું છે અને મંત્રશાસ્ત્રના નિયમ મુજબ તેને સહુથી પહેલું મૂકવું જોઈએ, એટલે તેને પહેલું મૂકેલું છે.'

પેલા મહાશયે કહ્યું: 'એ તો સમજ પડી, પણ પલ્લવ સંબંધી કંઈ ખુલાસો કરશો ખરા?' અમે કહ્યું: 'મંત્રનું અમુક પરિણામ લાવવા માટે તેની પાછળ જે પદો લગાડવામાં

આવે છે, તેને પલ્લવ કહે છે. स्वाहा, स्वधा, वौषट्, ठः ठः વગેરે આ પ્રકારનાં પદો છે.'

હજી પેલા મહાશયની જિજ્ઞાસા પૂરેપૂરી સંતોષાઈ ન હતી, એટલે તેમણે પ્રશ્ન કર્યો કે 'કોઈ મંત્રને નમઃ પલ્લવ લગાડવામાં આવે તો તેનું પરિણામ શું આવે ?' અમે કહ્યું: 'એવો મંત્ર શાંતિ, તુષ્ટિ અને પુષ્ટિને કરનારો થાય. તાત્પર્ય કે હ્રીँકાર વિદ્યા મુખ્યત્વે શાંતિ, તુષ્ટિ અને પુષ્ટિને કરનારી છે અને તેથી સૌભાગ્યની ઈચ્છા રાખનાર સહુ કોઈએ તેની સાધના—આરાધના—ઉપાસના કરવા જેવી છે.'

આટલા ખુલાસાથી તે મહાશય પ્રસન્ન થયા અને હ્રીँકારની ઉપાસના કરવાનો નિર્ણય કરીને અમારાથી છૂટા પડ્યા.

બીજા પણ કેટલાક મહાનુભાવોને અમે આજ જાતની સલાહ આપેલી અને તેમણે હ્રીँકાર વિદ્યાની ઉપાસના શરૂ કરેલી, તે દરેકની યશકીર્તિમાં વધારો થયો છે અને તેમના મનની મુરાદ મોટા ભાગે ફળી છે. વળી છેલ્લાં બાર–તેર વર્ષોમાં અમને પોતાને તેનો ઘણો સારો અનુભવ થયેલો છે. વધારે સ્પષ્ટ કહીએ તો વિવિધ હેતુને અનુલક્ષીને તેનાં જે જે અનુષ્ઠાનો કર્યાં, તે બધાં જ ફલદાયી નીવડ્યાં છે, એટલે અમારી હ્રીँકારવિદ્યા પરની શ્રદ્ધા અતિ મજબૂત બનેલી છે અને તેને ચિંતામણિ માનીને આજે પણ તેની ઉપાસના કરી રહ્યા છીએ.

હ્રીँકારની ઉપાસના એ માનવજીવનનું એક મંગલ પ્રસ્થાન છે, એટલે તે અનેરા ઉત્સાહથી કરવું જોઈએ જે

હાલત સૂર્યને દેખતાં કમલવનની થાય છે, અથવા જે હાલત ચંદ્રને દેખતાં કુમુદિનીઓની થાય છે; તે જ હાલત આ અવસરે આપણા હૃદયકમલની થવી જોઈએ. જો એની એકે એક પાંખડી વિકસ્વર ન થાય, તો સમજી લેવું કે હ્રીँકારની ઉપાસના માટે આપણો ઉત્સાહ હજી પૂર્ણતાએ પહોંચ્યો નથી.

પ્રથમ શુભ દિવસે સદ્‌ગુરુ પાસે જઈને વિનયાવનત મસ્તકે બે હાથની અંજલિ જોડીને તેમના મુખેથી આ વિદ્યા ત્રણ વાર શ્રવણ કરવી જોઈએ. જે વિદ્યા ગુરુના મુખેથી પ્રકટેલી હોય છે, તે ઘણી બલવતી હોય છે અને શીઘ્રફલ આપનારી થાય છે. મંત્રસાધનામાં ગુરુની કેવી અને કેટલી આવશ્યક્તા છે? તે અમે મંત્રવિજ્ઞાનના દશમા પ્રકરણમાં વિસ્તારથી બતાવ્યું છે.

ત્યાર પછી શુભ દિવસે અને શુભ મુહૂર્તે હ્રીँકાર વિદ્યાની ઉપાસના શરૂ કરવી જોઈએ.

આ ઉપાસના દરમિયાન ઉપાસકે બ્રાહ્મ મુહૂર્તમાં જાગ્રત થવું જોઈએ અને વિદ્યાગુરુનું નામ લઈને તેમને ત્રણ વાર પ્રણામ કરવા જોઈએ. ત્યાર પછી સહસ્રાર પદ્મમાં તેમનું ધ્યાન ધરીને વાગ્ભવ બીજ ऐँ મંત્રનો દશ અથવા વધારે વખત જપ કરવો જોઈએ. ત્યાર પછી અધિકાર અનુસાર કુંડલિની શક્તિનું ધ્યાન ધરવું જોઈએ અને નિત્યકર્મથી પરવારીને હ્રીँકાર વિદ્યાની ઉપાસના શરૂ કરવી જોઈએ. મંત્રોપાસનાનો આ ખાસ વિધિ છે, એટલે તે યથાર્થપણે કરવો જોઈએ. એમાં કંઈ પણ ગરબડ કે ગોટાળો ન થવા પામે તેનું ખાસ લક્ષ્ય રાખવું જોઈએ.

આપણા પૂર્વજો વહેલા સૂઈને વહેલા ઉઠવાની ટેવવાળા હતા અને તેથી પ્રાતઃકાલીન ક્રિયાઓ સારી રીતે કરી શકતા હતા. આજનું હવામાન મોડા ઉઠવાનું છે, એટલે બ્રાહ્મ મુહૂર્તમાં જાગ્રત થવાનું કેટલાકને ભારે લાગશે, પણ મન મક્કમ હશે તો એ સમયે બરાબર ઉઠી શકાશે અને થોડા દિવસ એ પ્રમાણે ઉઠવાની ટેવ પડી, એટલે તેમાં કોઈ જાતની કઠિનાઈ ભાસશે નહિ.

ગુરુ પ્રત્યે કેટલો આદર હોવો જોઈએ ? તે આ પરથી સમજી શકાશે. તેમના પ્રત્યે વિનય–ભક્તિ–બહુમાનની લાગણી પ્રકટ્યા વિના વિદ્યા સિદ્ધ થતી નથી, એમ આપણા ઋષિ–મહર્ષિઓ કહી ગયા છે અને અનુભવે તે સાચું જણાયું છે.

વળી જે મનુષ્ય પોતાના ધર્મમાં શ્રદ્ધાવાળો હોય છે અને નિત્યકર્મો બરાબર કરે છે, તેને વિદ્યા જલ્દી સિદ્ધ થાય છે. એટલે સ્વધર્મશ્રદ્ધા અને નિત્યકર્મોની બાબતમાં જરા પણ શિથિલતા દાખવવી નહિ.

ૐકારના જપવિધિમાં અમે જપ કરવાનું સ્થાન, આસન, શરીરની અવસ્થા, માલા, દિશા અને સમય અંગે જે વિવેચન કરેલું છે, તે હ્રીँકારની ઉપાસના કરનારે ફરીને વાંચી લેવું, કારણ કે આ બધી વસ્તુઓ બંનેમાં સમાન છે. છતાં તેના તારણરૂપે અહીં એટલું જણાવીએ છીએ કે હ્રીँકારની ઉપાસના કરવા માટેનું સ્થાન એકાંત અને પવિત્ર હોવું જોઈએ, આસન કંબલનું રાખવું, શક્ય હોય તો પદ્માસને બેસવું, નહિ તો સુખાસને બેસવું, બરડો અને મસ્તક ટટાર રાખવા,

દૃષ્ટિ નાસિકાના અગ્રભાગ પર સ્થાપવી અને માલા બને તો પ્રવાલની વાપરવી, દિશા પૂર્વ કે ઉત્તર રાખવી અને સમય મુખ્યત્વે પ્રાતઃકાલનો તથા પૂર્તિમાં સાયંકાલનો રાખવો. રાત્રિએ પણ મંત્રજપ કરી શકાય છે, પરંતુ એ વખતે દેવપૂજન કરવાનો નિષેધ છે.

આ વિદ્યા આઠ લાખ જપ કરવાથી સિદ્ધ થાય છે. જો નિત્ય પ્રાતઃકાલ અને સાયંકાલ બંને સમય અઢી–અઢી હજાર જપ કરવામાં આવે તો એક દિવસના પાંચ હજાર જપ થાય અને એ રીતે ૧૬૦ દિવસમાં એટલે ૫ માસ અને ૧૦ દિવસમાં એ જપસંખ્યા પૂરી કરી શકાય.

આ વિદ્યાની એક માલા (૧૦૮)નો જપ કરવામાં સામાન્ય-રીતે ત્રણ મીનીટ લાગે છે, એટલે અઢી હજાર જપ કરતાં સવા કલાક જેટલો સમય જવા સંભવ છે.

અહીં એટલી સ્પષ્ટતા આવશ્યક છે કે મંત્રના દરેક પદોનું ઉચ્ચારણ શુદ્ધ અને સ્પષ્ટ થવું જોઈએ અને તેમાં કદાચ થોડો વખત વધારે જાય તો તેની દરકાર કરવી ન જોઈએ. હજી વધારે સ્પષ્ટ કહીએ તો મંત્રજપની સંખ્યા કરતાં મંત્રના ઉચ્ચારણનું મહત્ત્વ વધારે છે અને તે જેટલું શુદ્ધ તથા સ્પષ્ટ થશે, તેટલું મંત્રચૈતન્ય વહેલું પ્રકટ થશે, એટલે જપસંખ્યા પૂરી કરવાની ખાતર મંત્રપદો ઝડપથી ગમે તેમ બોલી જવા તે યોગ્ય નથી. મોટા ભાગે આ પરિસ્થિતિ જોવામાં આવે છે, તેથી જ અહીં આટલી સૂચના કરેલી છે.

ૐકાર તાર સ્વરે બોલવો જોઈએ, હ્રીં પદ બોલતાં રણકાર થવો જોઈએ અને હડપચી જરા નીચી થતાં ગળાની બંને બાજુની નસો થોડી ફૂલવી જોઈએ. તેની અસર એ જ વખતે હૃદય પર થાય છે, તે અનુભવથી સમજી શકાશે. નમઃ પદ તેના સ્વાભાવિક ધોરણે બોલવું જોઈએ, પણ તેમાં વિસર્ગનો ઉચ્ચાર બરાબર થવો જોઈએ.

આ વસ્તુ પ્રત્યક્ષ પ્રયોગ સિવાય સમજવી કઠિન છે, છતાં ઉપાસકોને તેનો ખ્યાલ આવે, એટલે અહીં આટલું વિવેચન કરેલું છે.

ઉચ્ચારણ ધ્વનિપૂર્વક બરાબર થાય તો મન તેમાં જોડાઈ જાય છે અને તે જ્યાં ત્યાં ભટકી શકતું નથી. એ વસ્તુ અતિ મહત્ત્વની છે, તેથી ઉપાસકે ઉચ્ચારણની બાબતમાં ગુરુગમ મેળવીને અથવા તે વિષયના જાણકાર પાસેથી તેનું જ્ઞાન પ્રાપ્ત કરીને મંત્રોચ્ચાર કરવા જોઈએ.

આ જપ ભાષ્ય એટલે મોટેથી બોલીને કરવાનો નથી; તે ઉપાંશુ જ કરવાનો છે, પણ તેમાંયે શુદ્ધ અને સ્પષ્ટ ઉચ્ચારની જરૂર તો રહે જ છે.

મંત્રજપ કરતી વખતે મનને સ્વસ્થ રાખવું અને જે ગતિએ જપ શરૂ કર્યો હોય, તે જ ગતિ છેવટ સુધી જાળવી રાખવી. અન્ય શબ્દોમાં કહીએ તો એ ગતિને દ્રુત એટલે ઝડપી બનાવવી નહિ, તેમ જ વિલંબિત એટલે ધીમી પણ બનાવવી નહિ. ચિત્તની સ્વસ્થતા બરાબર હશે તો જપ સમગતિએ થયા કરશે, એટલે ચિત્તની સ્વસ્થતા એ મુખ્ય વસ્તુ છે.

વળી એ જપ નિરંતર એટલે વચમાં અંતર પાડ્યા વિના કરવો જોઈએ. મંત્રવિશારદો કહે છે કે મંત્રપદો બોલવામાં વચ્ચે અંતર પાડી દેવામાં આવે તો તેનું ફલ ચાલ્યું જાય છે. મોતીની માળામાં જેમ એક પછી એક મણકા ક્રમશઃ આવ્યા કરે છે, તેમ મંત્રપદો પણ એક પછી એક બરાબર બોલાવા જોઈએ.

ઉપાસનાનો આરંભ કરતાં હ્રીઁકારનું પૂજન કરવું જોઈએ. જો આ ઉપાસના નિમિત્તે ત્રાંબાના પતરા ઉપર હ્રીઁકાર કોતરાવી લીધો હોય અને તેને પંચામૃત આદિથી શુદ્ધ કરી લીધો હોય તો તેને એક ઊંચા આસન પર મૂકી ધૂપ, દીપ, પુષ્પ, ગંધ તથા નૈવેદ્ય વડે તેનું પૂજન કરી પછી ભૂતશુદ્ધિ, પ્રાણાયામ તથા ન્યાસાદિ ક્રિયાઓ કરવી જોઈએ અને ત્યાર બાદ મૂલ વિદ્યાનો જપ શરૂ કરવો જોઈએ.

જો ત્રાંબાના પતરાની સગવડ ન હોય તો નાગરવેલનાં સાત અખંડ પાન લઈ તેના પર કુંકુમથી હ્રીઁકાર લખવા અને તેના પર સોપારી મૂકી તેને ત્રણ વાર કુંકુમથી ચાંલ્લા કરવા. આ વખતે મૂલમંત્ર બોલતાં જવું, એટલે તે સોપારી અભિમંત્રિત થઈ ગણાય. નાગરવેલનાં પાન રોજ તાજાં અને નવાં લાવવાં જોઈએ, જ્યારે સોપારી એની એ મૂકવી જોઈએ.

ભૂતશુદ્ધિ તથા પ્રાણાયામની બાબતમાં પૂર્વે પર્યાપ્ત વિવેચન થઈ ગયેલું છે, તે અનુસાર એ બંને ક્રિયાઓ કરવી. કદાચ ભૂતશુદ્ધિની ક્રિયા ન આવડે તો જતી કરવી, પણ પ્રાણાયામની ક્રિયા અવશ્ય કરવી. ત્યાર બાદ નીચેનો સંકલ્પમંત્ર ત્રણ વાર બોલવો :

સંકલ્પમંત્ર

ॐ ह्रीँ बीजाय नमः ।
ॐ ह्रीँ अपशक्त्ये नमः ।
ॐ ह्रीँ विनियोगाय नमः ।

આ મંત્ર બોલતી વખતે આચમની વડે જળ મૂકવું અને નમસ્કાર કરવો. ત્રણેય વખત આ પ્રમાણે ક્રિયા કરવી.

ત્યાર પછી કરન્યાસ વિધિ કરવો. તે આ પ્રમાણે :

ॐ ह्रीँ अंगुष्ठाभ्यां नमः । (આમ બોલી તર્જની આંગળી વડે અંગૂઠાને સ્પર્શ કરવો.)

ॐ ह्रीँ तर्जनीभ्यां नमः । (આમ બોલી અંગૂઠા વડે તર્જની આંગળીને સ્પર્શ કરવો.)

ॐ ह्रीँ मध्यमाभ्यां नमः । (આમ બોલી અંગૂઠા વડે મધ્યમા આંગળીને સ્પર્શ કરવો.)

ॐ ह्रीँ अनामिकाभ्यां नमः । (આમ બોલી અંગૂઠા વડે અનામિકા આંગળીને સ્પર્શ કરવો.)

ॐ ह्रीँ कनिष्ठिकाभ्यां नमः । (આમ બોલી અંગૂઠા વડે કનિષ્ઠિકા એટલે ટચલી આંગળીને સ્પર્શ કરવો.)

ॐ ह्रीँ करतलपृष्ठाभ्यां नमः । (આમ બોલી બંને હાથના પૃષ્ઠભાગ તથા તલિયાં એકબીજાને મેળવવાં.)

અહીં કરન્યાસનો વિધિ પૂરો થયેલો સમજવો.

હવે અંગન્યાસનો વિધિ કરવો, તે આ પ્રમાણે :

ॐ ह्रीँ हृदयाय नमः । (આ મંત્ર બોલીને હૃદયને સ્પર્શ કરવો.)

ॐ ह्रीँ शिरसे स्वाहा । (આ મંત્ર બોલીને કપાળને સ્પર્શ કરવો.)

ॐ ह्रीँ शिखायै वषट् । (આ મંત્ર બોલીને શિખાને સ્પર્શ કરવો.)

ॐ ह्रीँ कवचाय हुम् । (આ મંત્ર બોલીને ભુજાના મધ્ય ભાગને સ્પર્શ કરવો.)

ॐ ह्रीँ नेत्रत्रयाय वौषट् । (આ મંત્ર બોલીને બંને નેત્રોને તથા ભ્રૂકુટિના વચલા ભાગને સ્પર્શ કરવો.)

છેવટે अस्त्राय फट् કહીને તાલી બજાવવી. અહીં અંગન્યાસનો વિધિ પૂરો થયેલો સમજવો.

ન્યાસ પછી ધ્યાન ધરવાનો વિધિ છે. અહીં હ્રીઁકારનું શક્તિરૂપે ધ્યાન ધરવું અને સંપ્રદાય અનુસાર ધ્યાનનો શ્લોક બોલી, તે જ પ્રમાણે ચિત્ર મનમાં અંકિત કરવું.

ત્યાર બાદ જપનો પ્રારંભ કરવો. જ્યારે નિશ્ચય મુજબના જપ પૂરા થાય ત્યારે હાથમાં જલ લઈ નીચે પ્રમાણે વિસર્જનમંત્ર બોલવો :

यैषा सेवा कृता मन्त्रन्यस्ततत्त्वबुद्धिना मया ।
यथा साध्येन मनसा ह्येकाग्रेण युताऽधुना ॥१॥
तावकभजने रतिदा त्वमेवैका यदा भवद्देवि ।
मच्छ्रद्धां वर्द्धयती च नायं प्रापयत्सौ भवतु ॥२॥

પછી તરભાણામાં જલ મૂકીને બે હાથ જોડી નીચે પ્રમાણે પ્રાર્થના કરવી :

न्यासादीन्न च पल्लवं स्वरमपि प्राज्ञो न वेद्मि स्वयं,
श्रद्धासक्तमतिः करोमि मनसा सेवा परं तेऽधुना ।
कार्यं मेऽद्य करोमि चेन्न भगवन् दोषैकदृष्टिस्तदा,
कार्योऽस्मिन् विषयेऽस्त्यनन्यगतिना कस्यावलम्बो मया ॥

પછી આસનનો ત્યાગ કરવો.

ઉપાસનાનો પ્રારંભ આ રીતે વ્યવસ્થિત થવાથી તેનો પ્રવાહ નિયમિત આગળ ચાલશે અને તે સિદ્ધિને સમીપ લઈ આવશે.

[ ૬ ]

# પ્રગતિ અને પૂર્ણાહુતિ

'ડગલું ભર્યું કે પાછું ન હઠવું' એ ઉત્તમ પુરુષોની નીતિ છે અને તેઓ પ્રાણાંતે પણ તેને વળગી રહે છે. વિઘ્નો તેમને ડરાવી શકતાં નથી, મુશ્કેલીઓ તેમના માર્ગની રુકાવટ કરી શકતી નથી. અણધારી–આકસ્મિક ગમે તેવી ગમખ્વાર ઘટનાઓ બની જાય તો પણ તેઓ પોતાના ચિત્તને શાંત સ્વસ્થ રાખી નિર્ધારિત કાર્ય પૂરું કરે છે અને તેથી જ આ જગતમાં તેમનો યશડંકો વાગે છે.

મંત્રોપાસકે પણ આ જ નીતિને અનુસરવાનું છે, અન્યથા મંત્રોપાસનામાં પ્રગતિ થવાનો સંભવ નથી. આપણે કોઈ પણ કાર્ય શરૂ કરીએ તે સીધેસીધું પાર ઉતરી જાય એવું ભાગ્યે જ બને છે. તેમાં વિઘ્નો–મુશ્કેલીઓ–મુંઝવણો આવે છે અને અનેકવિધ સમસ્યાઓનો ઉકેલ કરવો પડે છે, જે અખૂટ શ્રદ્ધા અને અડગ ધૈર્ય હોય તો જ બની શકે છે. શ્રદ્ધા ખૂટી કે ઉત્સાહ મંદ પડી જાય છે અને ધૈર્યમાં ઓટ આવી કે બધી બાજી સંકેલાઈ જાય છે, ખેલ ખલાસ થાય છે!

કેટલાક ઉપાસકો ઉપાસના થોડી આગળ વધી કે કોઈ ચમત્કારની, કોઈ અવનવી ઘટનાની અપેક્ષા રાખે છે અને જ્યારે તેવું કંઈ પણ જોવામાં આવતું નથી, ત્યારે હતોત્સાહ થઈ જાય છે. પછી તેમને ઉપાસનામાં રસ આવતો નથી અને તે જે ગતિ–વિધિએ આગળ વધવી જોઈએ, તે વધતી નથી. અકાળે ફળની ઇચ્છા કરવાનું આ પરિણામ છે, તેથી હિતાવહ એ છે કે અકાળે ફળની ઇચ્છા કરવી નહિ. બીજ વાવ્યું છે, તો તે ઉગશે જ અને તેમાંથી એક મહાન વૃક્ષ તૈયાર થશે, એવો આત્મવિશ્વાસ રાખવો. 'વાવેલું બીજ નહિ ઉગે તો? ઉગ્યા પછી પણ તે કરમાઈ જશે તો? શું એમાંથી વિશાળ વૃક્ષ તૈયાર થશે ખરું?' આ બધા કુતર્કો છે અને તે આપણી આંતરિક શ્રદ્ધાને–આપણા આત્મવિશ્વાસને ડહોળી નાખનારા છે, માટે તેનું સેવન કરવું નહિ.

મંત્રોપાસનામાં શ્રદ્ધાને મુખ્ય ગણવામાં આવી છે, તેની પાછળ આ દૃષ્ટિ રહેલી છે. જેમ પાયો પાકો હોય તો ઈમારત ટકે છે, તેમ શ્રદ્ધા મજબુત હોય તો મંત્રોપાસના આગળ વધે છે અને તે ફલદાયી બને છે. અજ્ઞાની તથા અશ્રદ્ધાલુને આ જગતમાં કોઈ મહાન વસ્તુની પ્રાપ્તિ થતી નથી. તેઓ અથડાઈને, કૂટાઈને, હડધૂત થઈને આ જગતમાંથી વિદાય લેવાને સર્જાયેલા છે. મંત્રોપાસક હરગીઝ એ રસ્તે ન જાય, એવો અમારો આગ્રહભર્યો અનુરોધ છે.

હવે કેટલીક અનુભવની વાત કહીશું. હ્રીँકારવિદ્યાનો જપ વિધિપૂર્વક આગળ વધતાં આપણા શરીર અને મનમાં

શક્તિનો સંચાર થતો હોય એવું લાગે છે અને આપણી કામ કરવાની તથા વિચાર કરવાની ઝડપ વધી જાય છે. જે શક્તિ વીટામીન 'બી'નો આખો કોર્સ એટલે ૧૨ ઇંજેકશનો લેવાથી ન આવે તે શક્તિ આ જપના પ્રતાપે થોડા જ દિવસમાં આવી જાય છે અને તેથી આપણી જીવનચર્યામાં પણ મોટો ફેર પડી જાય છે. જ્યાં પ્રથમ નિરાશા, ખેદ કે વિષાદનાં દર્શન થતાં, ત્યાં હવે આશા, ઉત્સાહ અને આનંદનો અનુભવ થાય છે અને આપણા અંતરકમલની પાંખડીઓ ઉઘડી રહી હોય તેવું લાગે છે.

જપસંખ્યા એક લાખ પર પહોંચ્યા પછી અવનવા અનુભવો થવા લાગે છે, એટલે કે નહિ ધારેલો લાભ થવા લાગે છે અને જે કાર્યો અધૂરાં રહ્યાં હોય કે પૂર્ણ થવાની સંભાવના ન હોય તે પૂર્ણ થવાના સંયોગો ઊભા થાય છે. અન્ય શબ્દોમાં કહીએ તો આ સમયથી જય-વિજયનાં નિશાનો ફરકવા લાગે છે અને આનંદ-મંગલનાં તૂર બજ-વાની શરૂઆત થાય છે. તેથી હિતાવહ એ છે કે મંત્રોપાસકે ધીર-વીર ગતિથી મંત્રોપાસનામાં આગળ વધવું અને પોતાના મનને કોઈ પણ પ્રકારની શંકા-કુશંકાઓથી પ્રતિહત થવા દેવું નહિ.

હવે સિદ્ધિયોગને અનુલક્ષીને થોડું વિવેચન કરીશું. મંત્રવિશારદો કહે છે કે કોઈ પણ ગ્રહણ વખતે સ્પર્શકાલથી મોક્ષકાલ સુધી મંત્રજપ કરવાથી મંત્રસિદ્ધિ સત્વર થાય છે. તેમ જ આશ્વિન માસની કૃષ્ણાષ્ટમી અથવા ચતુર્દશીની

રાત્રિએ મંત્રજપ કરવાથી પણ મંત્રસિદ્ધિ સત્વર થાય છે. કાર્તિક શુકલપક્ષની વૈકુંઠ ચતુર્દશીની રાત્રિ પણ તે માટે પસંદ કરવા યોગ્ય છે. જો કોઈ પણ કારણે આ યોગ ન સધાય તો નીચે જણાવેલા સમયે અવશ્ય મંત્રજપ કરવો, તેથી પણ સત્વર સિદ્ધિ મળવા સંભવ છે.

| તિથિ | વાર | રાત્રિનો વખત | | | દિશા | |
|---|---|---|---|---|---|---|
| ૧ | શુક્રવાર | ૬ થી ૧૦ | વાગતાં | સુધી | પશ્ચિમાભિમુખ | બેસીને |
| ૨ | બુધવાર | ૬ થી ૯ | ,, | ,, | ,, | ,, |
| ૩ | મંગળવાર | ૮ થી ૧૧ | ,, | ,, | ,, | ,, |
| ૪ | શનિવાર | ૧૨ થી ૪ | ,, | ,, | ઉત્તરાભિમુખ | ,, |
| ૫ | ગુરુવાર | ૧૦ થી ૧ | ,, | ,, | ,, | ,, |
| ૬ | શુક્રવાર | ૬ થી ૯ | ,, | ,, | પૂર્વાભિમુખ | ,, |
| ૭ | બુધવાર | ૬ થી ૯ | ,, | ,, | આગ્ન્યભિમુખ | ,, |
| ૮ | મંગળવાર | ૬ થી ૧૧ | ,, | ,, | નૈઋત્યાભિમુખ | ,, |
| ૯ | શનિવાર | ૧૨ થી ૪ | ,, | ,, | પશ્ચિમાભિમુખ | ,, |
| ૧૦ | ગુરુવાર | ૧૦ થી ૧ | ,, | ,, | પૂર્વાભિમુખ | ,, |
| ૧૧ | શુક્રવાર | ૬ થી ૯ | ,, | ,, | પશ્ચિમાભિમુખ | ,, |
| ૧૨ | બુધવાર | ૬ થી ૯ | ,, | ,, | ઉત્તરાભિમુખ | ,, |
| ૧૩ | શનિવાર | ૮ થી ૧૧ | ,, | ,, | ,, | ,, |
| ૧૪ | શનિવાર | ૧૨ થી ૪ | ,, | ,, | ઈશાનાભિમુખ | ,, |
| ૧૫ | ગુરુવાર | ૧૦ થી ૧ | ,, | ,, | પૂર્વાભિમુખ | ,, |

પંચાંગમાં જણાવેલા શુભ યોગો પણ આ બાબતમાં સહાયક નીવડે છે. વળી મંત્રવિશારદોએ તો એ પણ કહ્યું

કે જ્યારે શુભ યોગોમાંનો કોઈ પણ યોગ ન જણાય ત્યારે મનસુહૂર્તનો યોગ સાધવો. તાત્પર્ય કે સાધકને જે દિવસે મંત્રસિદ્ધિ કરવાનું તીવ્ર મન થાય, તે જ દિવસને વધારે અનુકૂલ સમજી સિદ્ધિની તીવ્ર ભાવનાપૂર્વક મંત્રજપ ચાલુ કરવા. ઓછામાં ઓછા ત્રણથી ચાર કલાક આ પ્રકારે જપ ચાલુ રાખવાથી મંત્રસિદ્ધિ થાય છે.

મંત્ર આપણા મનમાં બરાબર જડાઈ જાય, આપણા અંતરના તારેતારમાં વણાઈ જાય અને હરઘડી તેનું સ્મરણ થયા કરે, ત્યારે સમજવું કે મંત્રોપાસનામાં પ્રગતિ થઈ છે. મંત્રજપ બરાબર થતો હશે તો થોડા જ દિવસમાં આવું પરિણામ આવ્યા વિના રહેશે નહિ.

મંત્રોપાસકે પ્રતિદિન દેવતાપૂજન, ધ્યાન અને જપ ઉપરાંત હોમ પણ કરવાનો હોય છે, તે વાત બરાબર લક્ષ્યમાં રાખવી. હોમની સંખ્યા જપની સંખ્યાના બરાબર દશમા ભાગની હોય છે, એટલે ૫૦૦૦ મંત્રજપ કરનારે ૫૦૦ હોમ કરવા જરૂરી છે. જો એટલા હોમ થઈ ન શકે તો તેથી બમણી સંખ્યાનો જપ કરી લેવો જોઈએ, એટલે કે પ્રાતઃકાલ અને સાયંકાળે ૩૦૦૦–૩૦૦૦ જપ કરવાનું રાખવું જોઈએ.

હોમ માટે ત્રિખૂણિયો કે ચોખૂણિયો કુંડ તૈયાર કરવો જોઈએ અને તેમાં ખીજડીનાં કાષ્ઠ વાપરવા જોઈએ. તેમાં અગ્નિ પ્રકટાવતી વખતે અગ્નિસ્થાપન મંત્ર બોલવો જોઈએ. અગ્નિ પ્રકટ થયા પછી ગુગળ અને કણેરમાં ઘી મેળવી હોમ કરવો જોઈએ અને ત્યાર પછી કોપરું, દ્રાક્ષ, અગર,

સુખડ, કેસર, સાકર, લવિંગ વગેરેને મિશ્ર કરી તેને ઘીનો કરમો દઈ તેનો હોમ કરવો જોઈએ. પ્રત્યેક આહુતિ વખતે મૂલમંત્રોનો ઉચ્ચાર કરવો જરૂરી છે.

મંત્રજપની સંખ્યા પાંચ લાખ પર પહોંચે ત્યારે કેટલાક પ્રત્યયો થાય છે, પણ તે કોઈને કહેવા નહિ કે તે સંબંધી કોઈની સાથે ચર્ચા કરવી નહિ, કારણ કે તેમ કરવાથી એ પ્રત્યયો બંધ થઈ જાય છે અને મંત્રસિદ્ધિ થવામાં અંતરાય ઊભો થાય છે.

મંત્રજપ સિવાયના સમયમાં મંત્રના અર્થ પર ચિંતન —મનન કરવું જોઈએ અને તેનું ધ્યાન પણ ધરવું જોઈએ. તે માટે ૐકારના ધ્યાનવિધિમાં જે કંઈ કહ્યું છે, તે અહીં પણ ઉપયુક્ત સમજવું અને તે જ ધોરણે ધ્યાનમાં પ્રવૃત્ત થવું.

એમ કરતાં જ્યારે મંત્રના અક્ષરો જ્યોતિર્મય દેખાય અને તેમાં આપણી મનોવૃત્તિનો લય થાય, ત્યારે સમજવું કે હવે મંત્રસિદ્ધિ નજીક છે.

મંત્રસિદ્ધિ નજીક હોય ત્યારે જે ચિહ્નો થાય છે, તે અમે મંત્રવિજ્ઞાનના બત્રીશમા પ્રકરણમાં સવિસ્તર જણાવ્યું છે, એટલે અહીં તેની પુનરુક્તિ નહિ કરીએ, પણ સારરૂપે એટલું જણાવીશું કે એ વખતે સુંદર સ્વપ્નો આવે છે, ચિત્તની પ્રસન્નતા ખૂબ વધી જાય છે અને આપણા અંતરમાં તેમ જ બહાર પણ જ્યોતિઃપુંજના દર્શન અવારનવાર થાય છે.

ખરી મંત્રસિદ્ધિ તો ત્યારે જ થઈ કહેવાય કે જ્યારે મંત્રજપની પૂર્ણાહુતિ વખતે મંત્રદેવતા પ્રકટ થઈને સાક્ષાત્

દર્શન આપે અને આપણા મનોરથો પૂરા કરવાનો કોલ આપે. પછી તો જ્યારે જ્યારે સ્મરણ કરીએ, ત્યારે તેઓ હાજર થાય છે અને તેમની સાથે વાર્તાલાપ પણ કરી શકાય છે. કેટલાકનું મંતવ્ય એવું છે કે આ કાલમાં મંત્રદેવતા સાક્ષાત્ તો પ્રકટ થતા નથી, પણ અમુક પ્રત્યયો દ્વારા તેમની પ્રતીતિ કરાવે છે અને ઉપાસકના મનોરથો ફળવા લાગે છે.

છેવટે તો આ વિષય અનુભવનો છે અને જેને જે પ્રકારનો અનુભવ થાય, તે પર જ તેણે આધાર રાખવાનો છે.

હ્રીઁકારવિદ્યાનું આટલું અનુષ્ઠાન થઈ ગયા પછી બીજા કોઈના લાભાર્થે તેનું અનુષ્ઠાન કરવું હોય તો ચોક્કસ વિનિયોગપૂર્વક થઈ શકે છે અને તેથી ધાર્યું ફળ મેળવી શકાય છે.

વળી આ હ્રીઁકાર વિદ્યાનું અનુષ્ઠાન કરનાર ૧૦૮ મંત્ર બોલીને જલને અભિમંત્રિત કરે અને તે કોઈપણ રોગીને આપે તો તેનાથી એ રોગીનો રોગ મટી જાય છે અને તે અંતરના આશીર્વાદ આપે છે.

તેમજ આ અનુષ્ઠાન કરનાર ૧૦૮ વાર હ્રીઁકાર-વિદ્યાના મૂલમંત્રથી કુંકુમને અભિમંત્રિત કરી કોઈને આપે તો તેના સૌભાગ્યની વૃદ્ધિ થાય છે અને તેને કોઈ પણ પ્રકારની મુશ્કેલી હોય તો તેનું નિવારણ થાય છે.

ખરેખર! હ્રીઁકારવિદ્યા એ મહાવિદ્યા છે અને તે વર્તમાનકાળે ચિંતામણિ રત્ન સરીખું અદ્ભુત કાર્ય કરે છે. સૌભાગ્યકાંક્ષીઓએ તેનો લાભ જરૂર લેવો.

[૭]

# જૈન ધર્મમાં હ્રીँકાર–ઉપાસના

## ૧. પ્રાસ્તાવિક

જૈન ધર્મમાં હ્રીँકારની ઉપાસના ઘણી આગળ વધેલી છે. કદાચ એમ કહીએ કે આ બાબતમાં તે સહુથી મોખરે છે, તો પણ અતિશયોક્તિ લેખાશે નહિ. હ્રીँકારને લગતા કલ્પો, સ્તોત્રો, સ્તુતિઓ તથા યંત્રો વગેરે જૈનધર્મમાં જેટલા પ્રમાણમાં નજરે પડે છે, તેટલા અન્ય ધર્મમાં ભાગ્યે જ નજરે પડે છે. વળી દરેક જૈન મંદિરમાં પ્રાયઃ ત્રાંબાના પતરા પર તૈયાર કરેલો નાનો–મોટો હ્રીँકારનો પૂજનયંત્ર હોય છે અને ચિત્રો વગેરેમાં પણ તેને ખાસ સ્થાન આપેલું હોય છે.

જૈનો એમ માને છે કે હ્રીँકારમાં પંચપરમેષ્ઠી,

---

× નમસ્કાર મંત્રની ગણના કરવા માટેના વિશિષ્ટ મંત્રોવાળા પુસ્તકને અનાનુપૂર્વી કહે છે. તેમાં ચોવીશ તીર્થંકરો, ૐકાર તથા હ્રીँકારનાં ખાસ ચિત્રો આપેલાં હોય છે.

ચોવીશ તીર્થંકરો તથા અન્ય પ્રભાવશાલી દેવતાઓની સ્થાપના છે, એટલે તેઓ એની ઉપાસનામાં અનન્ય શ્રદ્ધા ધરાવે છે અને વિશેષ ન બની શકે તો અનાનુપૂર્વી વગેરેમાં તેનાં નિત્ય દર્શન કરે છે.

## ૨. હ્રીઁકારનો અપૂર્વ મહિમા

જૈનાચાર્યોએ હ્રીઁકારનો મહિમા વર્ણવતાં કહ્યું છે કે–

चतुर्विंशतितीर्थेशैर्जैनशक्त्या विभूषितः ।
परमेष्ठिमयश्चैष सिद्धचक्रमयो ह्ययम् ॥

त्रयीमयो गुणमयः सर्वतीर्थमयो ह्ययम् ।
पञ्चभूतात्मको ह्येष लोकपालैरधिष्ठितः ॥

चन्द्रसूर्यादिग्रहयुग् दशदिक्पालपालितः ।
गृहे तु पूज्यते यस्य तस्य स्युः सर्वसिद्धयः ॥

—માયાબીજકલ્પ ગા. ૨૬ થી ૨૮

'જેને ચોવીશ તીર્થંકરોએ જૈન શક્તિથી વિભૂષિત કરેલો છે, જે પંચપરમેષ્ઠિમય છે, સિદ્ધચક્રમય છે, તત્ત્વત્રયીમય છે, ગુણમય છે, સર્વતીર્થમય અને પંચભૂતાત્મક છે; વળી જે લોકપાલોથી અધિષ્ઠિત છે, સૂર્યચંદ્ર આદિ ગ્રહોથી યુક્ત છે અને દશ દિક્પાલોથી સુરક્ષિત છે, એવો હ્રીઁકાર જેના ઘરમાં પૂજાય છે, તેને સર્વ સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે.'

થોડા વિવેચનથી આ વસ્તુ વધારે સ્પષ્ટ થશે. જૈન

શાસ્ત્રોની પરિભાષા મુજબ ધર્મરૂપી તીર્થને સ્થાપનાર અલૌકિક મહાપુરુષને **તીર્થંકર** કહેવામાં આવે છે. વર્તમાન અવસર્પિણી કાલમાં + આવા ચોવીશ તીર્થંકરો થઈ ગયા, તે આ પ્રમાણે :

| | | |
|---|---|---|
| ૧ શ્રી ઋષભદેવ | ૯ શ્રી સુવિધિનાથ | ૧૭ શ્રી કુંથુનાથ |
| ૨ શ્રી અજિતનાથ | ૧૦ શ્રી શીતલનાથ | ૧૮ શ્રી અરનાથ |
| ૩ શ્રી સંભવનાથ | ૧૧ શ્રી શ્રેયાંસનાથ | ૧૯ શ્રી મલ્લિનાથ |
| ૪ શ્રી અભિનંદન | ૧૨ શ્રી વાસુપૂજ્ય | ૨૦ શ્રી મુનિસુવ્રત |
| ૫ શ્રી સુમતિનાથ | ૧૨ શ્રી વિમલનાથ | ૨૧ શ્રી નમિનાથ |
| ૬ શ્રી પદ્મપ્રભ | ૧૪ શ્રી અનંતનાથ | ૨૨ શ્રી અરિષ્ટનેમિ |
| ૭ શ્રી સુપાર્શ્વનાથ | ૧૫ શ્રી ધર્મનાથ | ૨૩ શ્રી પાર્શ્વનાથ |
| ૮ શ્રી ચંદ્રપ્રભ | ૧૬ શ્રીશાંતિનાથ | ૨૪ શ્રીમહાવીરસ્વામી |

+ ૨. જૈન ધર્મના મંતવ્ય અનુસાર કાલ અનાદિ છે. આ અનાદિ કાલનો પ્રવાહ કાલચક્ર વડે નિર્માણ થાય છે, એટલે કે એક કાલચક્ર પૂરું થાય છે અને બીજુ કાલચક્ર શરૂ થાય છે. આમ એક પછી એક કાલચક્રો આવતાં જ જાય છે.

એક કાલચક્રમાં ઉત્સર્પિણીકાલ અને અવસર્પિણીકાલ એવા બે ભાગો હોય છે. તેમાં પ્રથમ કાલમાં વસ્તુના રસ-કસ આદિનું ઉત્સર્પણ થાય છે, એટલે કે તે ઉત્તરોત્તર વૃદ્ધિ કે વિકાસ પામતા રહે છે અને બીજાકાલમાં વસ્તુના રસ-કસ આદિનું અવસર્પણ થાય છે, એટલે કે તે ઉત્તરોત્તર ઘટતા જાય છે. આ બને કાલના ૭-૭ પેટાવિભાગો છે, તેને આરા કહેવામાં આવે છે.

આ દરેક તીર્થંકરે ઉત્કૃષ્ટ સંયમસાધનાથી પોતાના આત્માની સંપૂર્ણ શુદ્ધિ કરી હતી, અર્થાત્ પરમાત્મભાવ પ્રકટ કર્યો હતો અને સર્વજ્ઞ તથા સર્વદર્શી બનીને જગતના કલ્યાણ અર્થે સત્ય ધર્મનું પ્રવર્તન કર્યું હતું, એટલે જૈનો તેમને જ ઈશ્વર માની તેમની સેવા-ભક્તિ-આરાધના-ઉપાસનામાં જીવનની સાર્થકતા માને છે. જિનમંદિરોમાં આ ચોવીશ તીર્થંકરો પૈકી એક કે વધારે તીર્થંકરોની મૂર્તિની પ્રતિષ્ઠા કરેલી હોય છે.

આ ચોવીશેય તીર્થંકરોનું શક્તિબીજ હ્રીંકારમાં રહેલું છે. (આગળ ઉપર 'હ્રીંકારમાં ચોવીશ તીર્થંકરોની સ્થાપના'નો વિષય આવે છે, તે આ વસ્તુને વધારે સ્પષ્ટ કરશે.)

(૧) અરિહંત (જિન કે તીર્થંકર), (૨) સિદ્ધ (મુક્તાત્મા), (૩) આચાર્ય, (૪) ઉપાધ્યાય અને (૫) સાધુ, આ પાંચ આત્મવિકાસની દૃષ્ટિએ પરમ સ્થાનમાં રહેલા હોઈ તેમને **પરમેષ્ઠી** કહેવામાં આવે છે. જૈનો સવાર-સાંજ તથા દરેક માંગલિક પ્રસંગે નમસ્કાર મંત્રનું સ્મરણ કરે છે, તેમાં આ પંચપરમેષ્ઠીને અનુક્રમે નમસ્કાર કરવામાં આવે છે. જૈન દૃષ્ટિએ જીવનનો ઊંચામાં ઊંચો આદર્શ પરમેષ્ઠી છે, એટલે તે સતત સ્મરણ કરવા યોગ્ય છે. * આ પાંચેય પરમેષ્ઠી હ્રીંકારમાં રહેલા છે.

---

હાલ અવસર્પિણી કાલનો પાંચમો આરો ચાલી રહ્યો છે, તે ઘણો કઠિન મનાય છે, એટલે કે આ સમયમાં લોકોને ઘણા કપરા સંયોગોમાંથી પસાર થવું પડે એવી સ્થિતિ નિર્માણ થાય છે.

૩ અમોએ '**નમસ્કાર-મંત્રસિદ્ધિ**'માં નમસ્કારમંત્ર તથા પંચ

અર્હં મંત્રની મુખ્યતાવાળાં મહાન યંત્રને **સિદ્ધચક્ર** તરીકે ઓળખવામાં આવે છે. જૈન ધર્મમાં તેની પૂજાનો અતિશય મહિમા છે. આ સિદ્ધચક્રનું સ્વરૂપ પણ હ્રીંકારમાં અંતર્ગત છે.

સુદેવ, સુગુરુ અને સુધર્મને **તત્ત્વત્રયી** કહેવામાં આવે છે. આ તત્ત્વત્રયી હ્રીંકારમાં સમાયેલી છે.

સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્રને આત્માના મુખ્ય **ગુણો** માનવામાં આવે છે. તેના પરિપૂર્ણ વિકાસથી જ કોઈ પણ આત્મા મોક્ષમાં જઈ શકે છે. આ ગુણો હ્રીંકારમાં વ્યાપીને રહેલા છે.

જે સંસારસાગર તરવામાં સહાયભૂત થાય તેને **તીર્થ** કહેવામાં આવે છે. આવાં તીર્થોની યાત્રા કરવી એ જીવનનો અણમોલ લહાવો ગણાય છે અને તેથી શ્રદ્ધાળુ આત્માઓ પ્રતિવર્ષ કોઈને કોઇ તીર્થની યાત્રા કરે છે. પરંતુ આ સર્વ તીર્થો હ્રીંકારમાં સમાઈ ગયેલાં છે.

પૃથ્વી, પાણી, વાયુ, અગ્નિ અને આકાશ એ પાંચ વસ્તુઓને **પંચભૂત** કહેવામાં આવે છે. આ વિશ્વની તમામ દૃશ્ય વસ્તુઓ આ પંચભૂતની બનેલી છે. આ પંચભૂત પર કાબૂ મેળવવા માટે તથા તેની શુદ્ધિ કરવા માટે ખાસ મંત્રો યોજાયેલા છે, પરંતુ હ્રીંકાર એકલો એ બધાની ગરજ સારે

---

પરમેષ્ઠીનું વિસ્તારથી વર્ણન કરેલું છે, તે જિજ્ઞાસુઓએ અવશ્ય જોવું. આ ગ્રંથ થોડા વખત પહેલાં જ પ્રકટ થયેલો છે અને પ્રાપ્ત કરવો સુલભ છે.

છે, એટલે કે તેનાથી આ પંચભૂતો પર કાબૂ મેળવી અચિંત્ય કાર્યો કરી શકાય છે.

લોકનું પાલન અર્થાત્ રક્ષણ કરનાર દેવોને **લોકપાલ** કહેવાય છે. તે અહીં સોમ, યમ, વરુણ અને વૈશ્રવણ એટલે કુબેર જાણવા કે જે ઇન્દ્રના સામ્રાજ્યની ચાર દિશાનું રક્ષણ કરે છે.

સૂર્ય-ચંદ્ર આદિ ગ્રહો એટલે (૧) સૂર્ય, (૨) ચંદ્ર, (૩) મંગલ, (૪) બુધ, (૫) બૃહસ્પતિ (ગુરુ), (૬) શુક્ર, (૭) શનિ, (૮) રાહુ અને (૯) કેતુ એ નવ ગ્રહો. આકાશમાં બીજા ગ્રહો અનેક છે, પણ આ નવ ગ્રહો મનુષ્યના જીવન પર વિશેષ પ્રભાવ પાડનારા હોવાથી જ્યોતિષશાસ્ત્ર તથા મંત્રશાસ્ત્રમાં તેમની ખાસ ગણના થાય છે. આ ગ્રહો શુભ હોય તો મનુષ્યને સુખશાંતિનો અનુભવ થાય છે, અન્યથા અનેક પ્રકારની વિટંબણાઓ ભોગવવી પડે છે અને જીવન ત્રાસરૂપ થઈ પડે છે. હ્રીँકારમાં આ નવે ય ગ્રહોની સ્થાપના થયેલી હોવાથી તેની ઉપાસના કરનારને આ ગ્રહો અનુકૂળ રહે છે.

જૈનશાસ્ત્રોમાં દશ **દિક્પાલો** કહેલા છે, તે આ પ્રમાણે:

| દિશા × | રક્ષા કરનાર દેવનું નામ |
|---|---|
| (૧) પૂર્વ | ઇન્દ્ર |
| (૨) દક્ષિણ | યમ |

× દિશા સંબંધી જૈનોનું મંતવ્ય સમજવા માટે જુઓ અમોએ રચેલી નવતત્ત્વ-દીપિકા-પૃષ્ઠ ૧૨૧-૨૨.

| | | |
|---|---|---|
| (૩) | પશ્ચિમ | વરુણ |
| (૪) | ઉત્તર | સોમ |
| (૫) | અગ્નિ | અગ્નિ |
| (૬) | નૈઋત્ય | નૈઋત (નૈઋતિ) |
| (૭) | વાયવ્ય | વાયુ |
| (૮) | ઈશાન | ઈશાન |
| (૯) | ઊર્ધ્વ | બ્રહ્મ |
| (૧૦) | અધઃ | નાગ |

આ દશેય દિક્પાલોથી હ્રીઁકાર સુરક્ષિત છે.

મંત્રાધિરાજ કલ્પમાં હ્રીઁકારનો મહિમા વર્ણવતાં કહ્યું છે કે–

हितं जयावहं भद्रं कल्याणं मङ्गलं शिवम् ।
तुष्टिपुष्टिकरं सिद्धिप्रदं निर्वृतिकारणम् ॥

निर्वाणाभयदं स्वस्तिशुभधृतिरतिप्रदम् ।
मतिबुद्धिप्रदं लक्ष्मीवर्द्धनं सम्पदां पदम् ॥

त्रैलोक्याक्षरमेनं ये संस्मरन्तीह योगिनः ।
नश्यत्यवश्यमेतेषामिहामुत्रभवं भयम् ॥

'ત્રૈલોક્યાક્ષર એટલે હ્રીઁકાર સાધકનું હિત કરનારો છે, જયને લાવનારો છે, સુખને આપનારો છે, કલ્યાણ કરનારો

છે, વિઘ્નોને દૂર કરી અભીષ્ટની પ્રાપ્તિ કરાવનારો છે, શુભ છે, તુષ્ટિ અને પુષ્ટિ કરનારો છે, સર્વ કાર્યોમાં સિદ્ધિ અપાવનારો છે, મોક્ષનું કારણ છે, નિર્વાણરૂપી અભયને દેનારો છે, સ્વસ્તિ–શુભ–ધૃતિ–રતિ–મતિ–બુદ્ધિને આપનારો છે, લક્ષ્મીને વધારનારો છે તથા વિવિધ પ્રકારની સંપત્તિઓનું ધામ છે. જે યોગસાધકો તેનું સારી રીતે સ્મરણ કરે છે, તેમનો આ લોક અને પરલોક સંબંધી ઉત્પન્ન થયેલો ભય અવશ્ય નાશ પામે છે.'

મંત્રરાજ-રહસ્યમાં કહ્યું છે કે–

मायावीजं लक्ष्यं परमेष्ठि–जिनालि–रत्नरूपं यः ।
ध्यायत्यन्तर्वीरं हृदि स श्री गौतमः सुधर्मोऽथ ॥

'જે પંચપરમેષ્ઠી, ચોવીશ જિન અને રત્નત્રયરૂપ માયાબીજને અર્થાત્ હ્રીંકારને લક્ષ્ય બનાવીને તેનું હૃદયમાં ધ્યાન ધરે છે, તે શ્રી મહાવીર પરમાત્માનું હૃદયમાં ધ્યાન કરનાર શ્રી ગૌતમ કે સુધર્મા ગણધર જેવો થાય છે.'

ભગવાન મહાવીરને ૧૧ પટ્ટશિષ્યો હતા, તેમને ગણધર કહેવામાં આવતા. શ્રી ગૌતમસ્વામી તથા શ્રી સુધર્મા સ્વામીનો તેમાં સમાવેશ થતો હતો. આ ગણધરો મહા વિદ્વાન્ તથા અનેક લબ્ધિઓ (ચમત્કારિક શક્તિઓ) થી યુક્ત હતા. ભગવાન મહાવીરના ઉપદેશને તેમણે જ અક્ષરાંકિત કર્યો હતો.

### ૩–હ્રીંકારની આકૃતિ

જૈનધર્મમાં હ્રીંકારની આકૃતિ નીચે પ્રમાણે મનાયેલી છેઃ




આ આકૃતિ દેવનાગરી લિપિના હ્રીંકારને કેટલાક

અંશે મળતી આવે છે, પણ તેને પોતાની વિશેષતા છે. બૌદ્ધોએ પણ હ્રીંકારની આકૃતિ લગભગ આવી જ માની છે. કેટલાંક વર્ષો પૂર્વે સારનાથ (કાશી) ના નવા બાંધકામમાં અમે તેનાં દર્શન કર્યાં હતાં.

## ૪–હ્રીંકારના અંશો

અન્યત્ર હ્રીંકારના છ અંશો મનાયેલા છે, જ્યારે જૈન મંત્રવિશારદોએ હ્રીંકારના સાત અંશો માન્યા છે. તે અંગે શ્રી ઋષિમંડલસ્તવયંત્રાલેખનમાં કહ્યું છે કે–

रेफः सान्तः शिरश्चन्द्रकलाग्रं नाद ईस्वरः ।

હ્રીંકારમાં સાત અંશો છે, તે આ પ્રમાણે : (૧) રેફ અર્થાત્ ર્, (૨) સાન્ત એટલે સની પાસે રહેલો અક્ષર અર્થાત્ ह्, (૩) શિર એટલે र સહિત ह ના મથાળાની સીધી લીટી, (૪) ચંદ્રકલા, (૫) બિંદુ, (૬) નાદ અને (૭) ई સ્વર.

હ્રીંકારનું સ્વરૂપ બરાબર સમજવા માટે તથા તેમાં પંચપરમેષ્ઠી, ચોવીશ તીર્થંકર આદિની સ્થાપના કેવી રીતે થાય છે, તે જાણવા માટે હ્રીંકારના આ અંશોનો ખ્યાલ રાખવો અતિ જરૂરી છે.

## ૫–ઉપાસના માટે મંત્રપટની આવશ્યકતા

જૈન મંત્રવિશારદોનું એ મંતવ્ય છે કે હ્રીંકાર વિદ્યાની ઉપાસના કરવા ઇચ્છનારે સહુથી પ્રથમ ત્રાંબાના પતરા ઉપર હ્રીંકાર કરાવવો જોઇએ. અહીં સંપ્રદાય એવો છે કે ત્રાંબાનું પાંચ આંગળ લાંબુ અને પાંચ આંગળ પહોળું

એવું પતરૂં લેવું, તેને સાફ કરવું અને ત્યાર બાદ પંચામૃતમાં ડૂબાડી શુદ્ધ જળથી ધોઈને તેને કામમાં લેવું, અર્થાત્ તેના પર કુશળ કારીગર પાસે હ્રીઁકાર કોરાવવો.

**માયાબીજકલ્પમાં કહ્યું છે કે—**

सुप्रकाशे ताम्रमये पट्टे मायाक्षरं गुरु ।
कारितं परमात्मत्वममलं लभते स्फुटम् ॥

'જે ઉપાસક સુપ્રકાશિત ત્રાંબાના પતરા ઉપર મોટો હ્રીઁકાર કરાવે, તે નિર્મલ એવા પરમાત્મપણાને નિશ્ચયથી પામે છે.'

તાત્પર્ય કે આવો હ્રીઁકાર કરાવીને તેની નિત્ય-નિયમિત ઉપાસના કરવાથી મનુષ્ય પરમાત્મપદની પ્રાપ્તિ કરી શકે છે.

પ્રારંભિક અવસ્થામાં કોઈ પણ આલંબન વિના મનની સ્થિરતા થઈ શકતી નથી, વળી મંત્રાક્ષરનું સ્વરૂપ વારંવાર નિહાળ્યા વિના તેની યથાર્થ આકૃતિ મનમાં ઉઠી શકતી નથી, એટલે આ પ્રકારના મંત્રપટનું વિધાન કરેલું છે.

આ મંત્રપટ સમક્ષ જપ તથા ધ્યાનનો સારી રીતે અભ્યાસ થયા પછી હ્રીઁકારનું ચિંતન, માત્ર મનોવૃત્તિ વડે પણ સારી રીતે થઈ શકે છે. મહાપુરુષો હ્રીઁકારનું સ્મરણ આ રીતે કરે છે.

**૬–મંત્રપટની પ્રાણપ્રતિષ્ઠા**

જેમ મૂર્તિ તૈયાર થયા પછી તેની પ્રાણપ્રતિષ્ઠા કરવામાં

આવે છે અને ત્યારથી તે પૂજનને યોગ્ય ગણાય છે, તેમ મંત્રપટ પણ તેની પ્રાણપ્રતિષ્ઠા કે પ્રતિષ્ઠા થયા પછી જ પૂજનને યોગ્ય ગણાય છે.

આ મંત્રપટની પ્રતિષ્ઠા શુભતિથિમાં એટલે શુકલપક્ષની પાંચમ, દશમ કે પૂર્ણિમાના દિવસે કરાવવામાં આવે છે અને તે માટે મુહૂર્ત પણ એવું પસંદ કરવામાં આવે છે કે જ્યારે ચંદ્રબળ ઉત્તમ પ્રકારનું હોય.

જેણે હ્રીँકાર વિદ્યા તથા તેનો આમ્નાય (વિધિ) આપ્યો હોય તે મંત્રગુરુ કહેવાય છે. તેમને નમસ્કાર કરીને તથા તેમને ઉચિતદાનથી સંતુષ્ટ કરીને પ્રતિષ્ઠાવિધિ કરવામાં આવે છે.

અહીં સંપ્રદાય એવો છે કે તૈયાર થયેલ મંત્રપટનો પંચામૃતથી અભિષેક કરવો અને શુદ્ધ જળથી સ્વચ્છ કર્યા પછી શુદ્ધ વસ્ત્રથી લૂછીને તેને આપણી નાભિથી ઊંચો હોય એવા બાજોઠ પર પધરાવવો. આ બાજોઠ પદ્મકાષ્ઠ એટલે રાતા ચંદનના લાકડાનો બનેલો હોય તો વધારે સારો ગણાય છે. કોઈક સ્થળે સોનાના પાટલાનો ઉલ્લેખ પણ કરેલો છે, પરંતુ તે ઋદ્ધિમંત શ્રાવકોને માટે.

ત્યાર પછી કપૂર, અગર, યક્ષકર્દમ આદિ સુગંધી પદાર્થોથી અથવા સુખડથી તેનું વિલેપન કરવામાં આવે છે અને તેની સેવંત્રા, ચંપો, જાઈ વગેરે પુષ્પોથી પૂજા કરવામાં આવે છે. છેવટે રાતી કરેણનાં પુષ્પો ચડાવવામાં આવે છે. ત્યારબાદ અબોટ નાહીને સૌભાગ્યવતી સ્ત્રીએ ખાસ તૈયાર કરેલું નૈવેદ્ય તેની સમક્ષ ધરવામાં આવે છે તથા દશાંગ

ધૂપ ઉવેખવામાં આવે છે. પછી તેની સમક્ષ પાન, સોપારી અને નાળિયેર મૂકીને હાર્દિક ભક્તિભાવ પ્રકટ કરવામાં આવે છે.

માયાબીજકલ્પમાં કહ્યું છે કે–

सर्वमन्त्रमयत्वाच्च, सर्वदेवमयत्वतः ।
नान्यमन्त्रस्य संन्यासमयमर्हति तीर्थराट् ॥

'આ હ્રીંકાર સ્વયં તીર્થરાજ, સર્વમંત્રમય અને સર્વ દેવમય હોવાથી તેની પ્રતિષ્ઠા માટે બીજા મંત્રોનો ન્યાસ વગેરે કરવાની જરૂર નથી.'

તાત્પર્ય કે આ મંત્રપટની પ્રતિષ્ઠાનો વિધિ વિશિષ્ટ પૂજનથી જ પૂરો થાય છે અને તેમાં અન્ય કોઈ મંત્રો ઉચ્ચારવામાં આવતા નથી.

પ્રતિષ્ઠિત મંત્રપટને સામાન્ય રીતે પૂજાના કબાટમાં કે પૂજાના સ્થાનમાં રાખવામાં આવે છે અને તેવી સગવડ ન હોય તો લાકડાની પેટી વગેરેમાં એવી રીતે મૂકવામાં આવે છે કે જેથી તેની આશાતના થાય નહિ. તેને લોખંડની પેટીમાં મૂકવાનો નિષેધ છે.

વસ્તુની પવિત્રતા ખંડિત થાય તેવા આચરણને આશાતના કહેવામાં આવે છે. ઉપાસકે આવી આશાતના ત્યજવી જોઈએ, એટલે કે ઉક્ત મંત્રપટની પવિત્રતા દૂષિત થાય એવું કોઈ પણ આચરણ તેની સમક્ષ કરવું ન જોઈએ. વળી તેને જે તે માણસનો સ્પર્શ થવા દેવો ન જોઈએ તથા

ઋતુમતી સ્ત્રીની છાયા પડી ન જાય તે માટે પૂરી તકેદારી રાખવી જોઈએ.

૭–ઉપાસના અંગે મુખ્ય નિયમો :

માયાબીજકલ્પમાં કહ્યું છે કે–

कृतस्नानेन सद्धर्मचारिणा चकभोजिना ।
साधकेन सदा भाव्यं विजने भूमिशायिना ॥

'હ્રીँકારની ઉપાસના કરવા માટે તત્પર થયેલા સાધકે પ્રતિદિન ઉચિત રીતે સ્નાન કરવું જોઈએ, સદ્ધર્મને આચરવો જોઈએ, દિવસમાં માત્ર એકવાર ભોજન કરવું જોઈએ, ભૂમિશયન કરવું જોઈએ, એટલે કે પલંગ અથવા ખાટલાનો ઉપયોગ ન કરતાં જમીન પર ચટાઈ કે શેત્રંજી બિછાવીને સૂવું જોઈએ. (આમાં બ્રહ્મચર્યનો સમાવેશ થઈ જાય છે.) તથા એકાંત સ્થાન પસંદ કરી ત્યાં નિત્ય-નિયમિત ઉપાસના કરવી જોઈએ.'

હ્રીँકારવિદ્યાસ્તવનમાં કહ્યું છે કે–

शिष्यः सुशिक्षां सुगुरोरवाप्य
शुचिवशी धीरमनाश्च मौनी ।
तदात्मबीजस्य तनोतु जाप–
मुपांशु नित्यं विधिना विधिज्ञः ॥

'સદ્‌ગુરુ પાસેથી સમુચિત શિક્ષા પ્રાપ્ત કરીને વિધિજ્ઞ બનેલા એવા ઉપાસકે પવિત્ર થઈને, ઇન્દ્રિયોને વશમાં રાખીને,

મનમાં અડગ ધૈર્ય ધારણ કરીને તથા મૌન રાખીને તે આત્મબીજનો અર્થાત્ હ્રીંકારનો વિધિયુક્ત ઉપાંશુ જપ× હમેશાં કરવો જોઈએ.'

તાત્પર્ય કે જૈન મંત્રવિશારદોએ હ્રીંકારની ઉપાસના માટે સંયમ, બ્રહ્મચર્ય, તપ, એકાંત તથા મૌનની ખાસ આવશ્યકતા માની છે અને કોઈ ન સાંભળે એ રીતે ચિત્તની સ્થિરતાપૂર્વક તેનો જપ કરવાનો આદેશ આપેલો છે.

### ૮–પૂર્વસેવા :

પૂર્વ સેવામાં 'ૐ હ્રીં નમઃ' એ મંત્રનો એક લાખ જપ કરવો જોઈએ. કેટલાક સવા લાખનું સૂચન પણ કરે છે. પ્રતિદિન ૩૦૦૦ મંત્રનો જપ કરતાં ૪૨ દિવસે આ સંખ્યા પૂરી થાય છે. જો તેવી અનુકૂળતા ન હોય તો રોજના ૨૦૦૦ જપ કરી ૬૩ દિવસે પણ આ સંખ્યા પૂરી કરી શકાય છે.

### ૯–નિત્યોપાસનાનો વિધિ :

હવે રોજનો ૩૦૦૦ કે ૨૦૦૦ જપ કેવી રીતે કરવો? તેનું વિધાન પણ જૈન મંત્રવિશારદોએ ઝીણવટથી કરેલું છે. તેનો સાર એ છે કે–

(૧) સાધકે શુદ્ધ–સ્વચ્છ જલથી સ્નાન કરવું. તે વખતે

× બીજા ન સાંભળે એ રીતે જપ કરવો તેને ઉપાંશુ જપ કહેવાય છે. જપના નિયમો તથા પ્રકારો વિસ્તારથી જાણવા માટે જુઓ મંત્રવિજ્ઞાન–પ્રકરણ બાવીશમું.

મોઢું પૂર્વ દિશા ભણી રાખવું અને નીચેનો મંત્ર બોલી શુદ્ધ થવાની ભાવના કરવી :

स्नानमंत्र–ॐ प्राँ प्रीँ प्रः अमले विमले अशुचिः-शुचिर्भवामि स्वाहा।

અહીં સંપ્રદાય એવો છે કે ઉપાસનાના પ્રથમ દિવસે કુમારિકા પાસે કોરે ઘડે પાણી મંગાવી તેના વડે સ્નાન કરવું. આ કુમારિકાએ શુદ્ધ વસ્ત્ર પહેરેલાં હોવાં જોઈએ. અને તેના પગ અલુઆણા એટલે બુટ કે ચંપલ આદિ પહેર્યા વિનાના જોઈએ.

(૨) સ્નાન કરી રહ્યા પછી જમણો હાથ હૃદય પર મૂકીને નીચેનો મંત્ર બોલવો અને હૃદય શુદ્ધ થવાની ભાવના કરવી :

हृदयशुद्धिमन्त्र–ॐ विमलाय विमलचित्ताय झ्वीँ क्ष्वीँ स्वाहा।

(૩) પછી શરીર તથા આત્માની સંપૂર્ણ શુદ્ધિ થવા માટે નીચેનો મંત્ર બોલવો તથા મારો શારીરિક અને આધ્યાત્મિક મલ દૂર થઈ રહ્યો છે–હું પવિત્ર થઈ રહ્યો છું, એવી ભાવના કરવી :

कल्मषदहनमन्त्र–ॐ विद्युत्स्फुलिंगे महाविद्ये मम सर्व-कल्मषं दह दह स्वाहा।'

(૪) પછી શ્વેત અથવા કસુંબલ રંગનું વસ્ત્ર પહેરીને ત્રણ વાર નીચેનો મંત્ર બોલવાપૂર્વક પોતાના કપાલમાં

તિલક કરવું. તે માટે રક્ત ચંદન અર્થાત્ રતાંદલીનો ઉપયોગ વિહિત છે.

तिलकमन्त्र–ॐ आँ ह्रीँ क्रौँ अर्हते नमः ॥

(૫) પછી ભૂમિને શુદ્ધ કરવા માટે નીચેનો મંત્ર બોલવો:

भूमिशुद्धिमन्त्र–ॐ भूरसि भूतधात्रीयं विश्वाधारे नमः।

(૬) પછી ઊનના આસન પર બેસવું.

(૭) તેમાં પ્રથમ મંત્રપટને પંચામૃતથી અથવા શુદ્ધ જલથી અભિષેક કરવો અને ત્યાર બાદ શુદ્ધ સ્વચ્છ અંગલૂછણા વડે ઘસીને સાફ કરવો.

(૮) પછી તેના પર શ્વેત ચંદનનું વિલેપન કરવું.

(૯) ત્યાર બાદ તેના પર જાઈ વગેરે પુષ્પો ચડાવવાં.

(૧૦) (આપણી) ડાબી બાજુ આવે એ રીતે તેની પાસે દીપક કરવો તથા જમણી બાજુ ધૂપ કરવો કે અગરબત્તી સળગાવવી.

(૧૧) ત્યાર બાદ તેના માટે નિયત કરેલી ખાસ માલા વડે મંત્ર જપનો પ્રારંભ કરવો.+

(૧૨) મંત્રજપ અતિ ઉતાવળે પણ નહિ અને અતિ ધીમે પણ નહિ એવી રીતે મધ્યમ ગતિએ નિરંતર (અંતર રાખ્યા વિના) કરવો.

---

+ માલાના પ્રકાર આદિ અંગે કેટલીક મહત્ત્વની વિચારણા 'મંત્રવિજ્ઞાન' પૃષ્ટ ૨૦૦ થી શરૂ કરેલી છે, તે જિજ્ઞાસુએ અવશ્ય જોવી. 'નમસ્કાર-મંત્રસિદ્ધિ' ગ્રંથના એકવીશમા પ્રકરણમાં પણ તે અંગે વિસ્તૃત વિવેચન જોઈ શકાશે.

(૧૩) ૩૦૦૦ કે ૨૦૦૦ મંત્રજપ પૂરા થાય ત્યારે તેના દશમા ભાગે હોમ કરવો અર્થાત્ ૩૦૦ વખત કે ૨૦૦ વખત હોમવા યોગ્ય દ્રવ્યની આહુતિ આપવી.

ત્યાં શાંતિકર્મના ઈચ્છુકે ચોરસ અથવા ત્રિકોણુ કુંડ કરવો. (જ્યારે કામ્યકર્મ કરવું હોય ત્યારે ગોળ કે અષ્ટ-કમલદલાકાર કુંડ કરવાનું વિધાન છે.) તેમાં સમિધ તરીકે ખીજડીનાં કાષ્ઠ વાપરવાં અને નીચેનો વરદ મંત્ર બોલી અગ્નિ સ્થાપન કરવો :

अग्निस्थापनमन्त्र–'ॐ छःगस्य तनुपाद् वरद एहि एहि आगच्छ आगच्छ हूँ फट् स्वाहा ॥'

તેમાં કઈ વસ્તુનો હોમ કરવો ? તેની સ્પષ્ટતા કરતાં માયાબીજસ્તુતિમાં જણાવ્યું છે કે–

क्षीरान्न–नालिकेरैश्च, द्राक्षयाऽगरुचन्दनैः ।
शर्करा चोचती चव, लवङ्गैर्घृतमिश्रितैः ॥
प्रथमं गुग्गुलैः सार्धं, कर्लि कणवीरस्य च ।
सम्मील्यघृतयुक्तेन, हवनं तत्र कारयेत् ॥

'ખીર, નાળિયેર, દ્રાક્ષ, અગરુ, ચંદન, સાકર, તજ અને ઘીથી મિશ્રિત એવા લવિંગ એ બધાને પ્રથમ ગુગળ સાથે મેળવવાં, પછી તેમાં કણેરની કળીઓ મેળવવી અને એ બધાનો ઘીસહિત હોમ કરવો.'

(૧૪) હોમ પૂરો થયેથી વિસર્જનમુદ્રાએ નીચેનો મંત્ર બોલી વિસર્જન કરવું :—

विसर्जनमंत्र-'ॐ ह्रीँ फट् स्वस्थानं गच्छ गच्छ स्वाहा।'

(૧૫) હોમ ન કરી શકે તેણે તેની સંખ્યાથી બમણો મંત્રજપ કરવો, એટલે કે તે નિમિત્તે ૬૦૦ કે ૪૦૦ મંત્ર-જપ વધારે કરવા.

(૧૬) ત્યાર બાદ ભૂલચૂકની માફી માટે નીચેનો શ્લોક બોલીને આસન છોડવું :—

आज्ञाहीनं क्रियाहीनं, मन्त्रहीनं च यत्कृतम्।
तत् सर्वं क्षम्यतां देवि प्रसीद परमेश्वरि ॥

## ૧૦–કેટલીક સ્પષ્ટતા

અહીં એટલી સ્પષ્ટતા કરવી ઉચિત છે કે જેમ દેવ-મૂર્તિ પધરાવ્યા પછી તેને અપૂજિત રાખી શકાતી નથી, તેમ આ પ્રતિષ્ઠિત કરેલા મંત્રપટને પણ અપૂજિત રાખી શકાતો નથી; એટલે લાખ કે સવા લાખ મંત્રનો જપ થયા પછી તેનું પૂર્વવત્ નિયમિત પૂજન કરવામાં આવે છે. પણ તેમાં હોમ કરવામાં આવતો નથી તથા જપની સંખ્યા શક્તિ-ભાવના અનુસાર રાખવામાં આવે છે. આ રીતે જેના ઘરમાં હ્રીँકારનું નિત્ય પૂજન થાય છે, ત્યાંથી રોગ, શોક, આપત્તિ વગેરે દૂર ભાગે છે અને આનંદમંગલ વર્તાઈ રહે છે.

મંત્રકલ્પોમાં જણાવ્યું છે કે હ્રીँકારની પૂર્વસેવા થઈ ગયા પછી કોઈ કામ્ય કર્મ કરવું હોય તો તે નિમિત્તે એક લાખ મંત્રજપ ઉપરની વિધિએ કરવો જોઈએ અને તેમાં કર્મ અનુસાર આસન, દિશા, કાલ, માલા, મુદ્રા વગેરેનું

જે પ્રમાણે વિધાન કરેલું હોય તેને અનુસરવું જોઈએ. અહીં એટલી સ્પષ્ટતા આવશ્યક છે કે હ્રીઁકાર તો સાક્ષાત્ શક્તિ છે, શક્તિનો ભંડાર છે, એટલે તેના દ્વારા કોઈ પણ પ્રકારનું કાર્ય સિદ્ધ થઈ શકે છે. ભવભીરુ ભવ્યાત્માઓએ તો તેનો ઉપયોગ શાંતિક-પૌષ્ટિક કર્મ માટે તથા મોક્ષની પ્રાપ્તિ માટે જ કરવો જોઈએ. હ્રીઁકાર જેવી પવિત્ર શક્તિથી કોઈ સ્ત્રીનું આકર્ષણ કરવું, હરીફને મહાત કરવો કે તેને ચોટ પહોંચાડવી કે બીજી રીતે ઉપદ્રવ કરવો, એ ધર્મભાવના સાથે સંગત નથી. કોઈ અસાધારણ પ્રસંગમાં ધર્મના રક્ષણ-નિમિત્તે કે શીલવતી સ્ત્રી આદિના શીલનું રક્ષણ કરવા માટે તેનો ઉપયોગ કરવો પડે તો અપવાદરૂપે કરી શકાય છે, પણ સામાન્ય બાબતો માટે તેનો ઉપયોગ કરવો હિતાવહ નથી. મધ્યયુગમાં આ રીતે તેનો ઉપયોગ થવાથી જ મંત્રવિદ્યા નિંદાઈ છે અને માંત્રિકોનું નામ વાયડું બનેલું છે. મંત્ર એક શક્તિશાળી સાધન છે, એમાં તો બેમત છે જ નહિ, પણ તેનો ઉપયોગ કલ્યાણ અર્થે કરવો જોઈએ.

## ૧૧-રોગનિવારણ

આ મંત્રપટના પ્રક્ષાલનું પાણી એક કલશમાં ભરી લઈ તેને 'ૐ હ્રીઁ નમઃ' એ મૂલ મંત્ર ૧૦૮ વાર બોલી, અભિમંત્રિત કરવામાં આવે છે. પછી કોઈ પણ રોગીને આચમન કરાવતાં તેનો રોગ દૂર થાય છે. એમાં શરત એટલી જ કે રોગીએ પૂર્ણ શ્રદ્ધાપૂર્વક તેનું આચમન કરવું જોઈએ.

સોલાપુરમાં એક જૈન ગૃહસ્થને ત્યાં આ વસ્તુ અમે નજરે જોઈ છે. તેઓ હ્રીँકારના મહાન ઉપાસક હતા અને પ્રાતઃકાલનો લગભગ બધો જ સમય તેની ઉપાસનામાં જ વ્યતીત કરતા હતા. તેમની એ ઉપાસના પૂરી થવા આવે કે તેમને ત્યાં અભિમંત્રિત જલ લેવા માટે સ્ત્રી-પુરુષોની હાર લાગતી. અમે તેમાંનાં કેટલાંક સ્ત્રી-પુરુષોને પ્રશ્ન કર્યો હતો કે 'આ જલથી તમને કંઈ ફાયદો જણાયો ખરો ?' તેમણે ઉત્તરમાં જણાવ્યું હતું કે 'જો ફાયદો ન થતો હોય તો અમે આટલે દૂર આ જલ લેવા આવીએ જ શા માટે ?' અને કોને કેવો ફાયદો થયો ? તેની વિગતો પણ આપી હતી.

### ૧૨-ઇષ્ટફલની પ્રાપ્તિ

જેણે હ્રીँકારની લાખ કે સવા લાખ મંત્રજપ વડે પૂર્વસેવા કરી છે અને હ્રીँકારની મંગલમય મૂર્તિને હૃદયરૂપી સિંહાસન પર સુપ્રતિષ્ઠિત કરેલી છે, એવો સાધક હ્રીँકારનું જૂદા જૂદા વર્ણે ધ્યાન ધરીને ઇષ્ટફલની પ્રાપ્તિ કરી શકે છે. તે અંગે હ્રીँકારવિદ્યાસ્તવનમાં કહ્યું છે કે-

त्वां चिन्तयन् श्वेतकरानुकारं
ज्योत्स्नामयीं पश्यति यस्त्रिलोकम् ।
श्रयन्ति तं तत्क्षणतो ऽनवद्य-
विद्याकलाशान्तिकपौष्टिकानि ॥

'ચંદ્ર સમાન ઉજ્જવલ વર્ણથી તારું ધ્યાન ધરતો જે ઉપાસક ત્રણેય લોકને પ્રકાશમય જુએ છે, તેને નિર્દોષ એવી

વિદ્યાઓ, કલાઓ તથા શાંતિક અને પૌષ્ટિક કર્મો તત્ક્ષણ સિદ્ધ થાય છે.'

તાત્પર્ય કે આ જાતનાં ફલની ઇચ્છા રાખનારે હ્રીઁકારનું શ્વેત વર્ણે ધ્યાન ધરવું.

त्वामेव बालारुणमण्डलाभं,
स्मृत्वा जगत् त्वत्करजालदीप्तम् ।
विलोकते यः किल तस्य विश्वं
विश्वं भवेद् वश्यमवश्यमेव ॥

'ઉગતા સૂર્યના મંડલ જેવી કાંતિવાળા તને સ્મરીને જે તારા કિરણોના સમૂહથી દેદીપ્યમાન જગત્‌ને જુએ છે, તેને ખરેખર સમગ્ર વિશ્વ અવશ્યમેવ વશ થાય છે.'

તાત્પર્ય કે જેને જનસમૂહનું આકર્ષણ કરવું હોય અને લોકપ્રિયતા પ્રાપ્ત કરવી હોય, તેણે હ્રીઁકારનું રક્ત વર્ણે ધ્યાન ધરવું.

यस्तप्तचामीकरचारुदीप्तं,
पिङ्गप्रभं त्वां कलयेत् समन्तात् ।
सदा मुदा तस्य गृहे सहेलिं,
करोति केलिं कमला चलाऽपि ॥

'જે પીળી કાંતિવાળા તને તપાવેલા સોનાની જેમ સુંદર રીતે સર્વત્ર પ્રકાશમાન જુએ છે, તેના ઘરમાં ચલ એવી લક્ષ્મી પણ આનંદ અને લીલાસહિત ક્રીડા કરે છે.'

તાત્પર્ય કે જે ધનવાન્–લક્ષ્મીવાન થવા ઈચ્છતો હોય તેણે હ્રીँકારનું સુવર્ણસમ પીતવર્ણે ધ્યાન ધરવું.

यः श्यामलं कज्जलमेचकाभं
त्वां वीक्षते वा तुषधूमधूम्रम् ।
विपक्षपक्षः खलु तस्य वाता–
हताऽभ्रवद् यात्यचिरेण नाशम् ॥

'જે ઉપાસક કાજળ કે મેચક મણિ જેવા શ્યામવર્ણ-રૂપે અથવા ફોતરાનાં ધૂમાડા જેવા ધૂમ્રવર્ણરૂપે તને જુએ છે—તારું ધ્યાન ધરે છે, તેનો શત્રુસમૂહ પવનથી વિખ-રાયેલાં વાદળાંની જેમ ખરેખર! ક્ષણવારમાં નાશ પામે છે.'

તાત્પર્ય કે જે શત્રુઓથી ઘેરાઈ ગયેલો હોય અને તેમને દૂર કરવા ઈચ્છતો હોય, તેણે હ્રીँકારનું ધૂમ્રવર્ણે અથવા શ્યામવર્ણે ધ્યાન ધરવું.

જૈન મંત્રવિશારદોની એ માન્યતા છે કે—

पीतं स्तम्भेऽरुणं वश्ये, क्षोभणे विद्रुमप्रभम् ।
कृष्णं विद्वेषणे ध्यायेत्, कर्मघाते शशिप्रभम् ॥

'સ્તંભન કરવામાં પીળા રંગનું ધ્યાન, વશીકરણ કર-વામાં રાતા રંગનું ધ્યાન, ક્ષોભ પમાડવામાં પરવાળાની કાંતિ સરખું ધ્યાન, વિદ્વેષણ કર્મમાં કાળા રંગનું ધ્યાન અને કર્મનો નાશ કરવા માટે ચંદ્રની કાંતિ જેવું ઉજ્જવળ ધ્યાન ધરવું જોઈએ.'

ઉપરનું વિધાન આ સિદ્ધાંત અનુસાર જ કરવામાં આવ્યું છે.

રંગનો પ્રભાવ મનુષ્યના શરીર અને મન ઉપર ખૂબ જ પડે છે, એ વાતમાં હવે કોઈને કશી શંકા રહી નથી, કારણ કે તેનાં સેંકડો પ્રયોગો સફળતાપૂર્વક કરવામાં આવ્યા છે અને તેના આધારે રોગો મટાડવાની ખાસ પદ્ધતિ (રંગચિકિત્સાપદ્ધતિ) અમલમાં આવેલી છે.

અહીં એ પણ સ્પષ્ટ કરવું જોઈએ કે હ્રીँકારને પંચ-વર્ણનો માની તેની ઉપાસના કરવાની એક વિશિષ્ટ પદ્ધતિ પણ જૈન ધર્મમાં સારો પ્રચાર પામેલી છે. તે અંગે **શ્રીઋષિમંડલસ્તવયંત્રાલેખન** માં કહ્યું છે કે—

> सशिरोरेफ ह: पीत: कला रक्ताऽसितं वियत् ।
> नाद: श्वेतः स्वर: तुर्यो, नीलो वर्णानुगा जिनाः ॥

'શિરોરેખા અને રેફસહિત ह નો વર્ણ પીત એટલે પીળો ચિંતવવો, ચંદ્રકળાનો વર્ણ રક્ત એટલે રાતો ચિંતવવો, બિંદુનો વર્ણ આસીત એટલે કાળો ચિંતવવો, નાદનો વર્ણ શ્વેત એટલે ધોળો ચિંતવવો અને ई નો વર્ણ નીલ એટલે વાદળી ચિંતવવો. આ વર્ણ અનુસાર તેમાં (પંચપરમેષ્ઠી તથા) જિનભગવંતોની ભાવના કરવી.'

### ૧૩-હ્રીँકારમાં પંચપરમેષ્ઠીની ભાવના :

પંચપરમેષ્ઠી એટલે અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ, એ સ્પષ્ટતા પૂર્વે કરવામાં આવી છે. તેમનું ધ્યાન ધરવા માટે નીચેના વર્ણો-રંગો નિયત થયેલા છે:

| | | |
|---|---|---|
| ૧ | અરિહંત | શ્વેત |
| ૨ | સિદ્ધ | રક્ત |
| ૩ | આચાર્ય | પીત |
| ૪ | ઉપાધ્યાય | નીલ |
| ૫ | સાધુ | કૃષ્ણ (શ્યામ) |

નીચેની ગાથા તેના પ્રમાણરૂપ છે :

**ससि धवला अरहंता, रत्ता सिद्धा य सूरिणो कणया।**
**मरगयभा उवज्झाया सामा साहू सुहं दिंतु ॥**

'ચંદ્રના જેવા શ્વેત વર્ણવાળા અરિહંતો, રક્તવર્ણવાળા સિદ્ધો, કનક સમાન પીળા વર્ણવાળા આચાર્યો, મરકત મણિની પ્રભા જેવા એટલે નીલવર્ણવાળા ઉપાધ્યાયો અને શ્યામવર્ણવાળા સાધુઓ અમને સુખ આપો." ×

હવે હ્રીઁકારમાં આ પાંચેય વર્ણો-રંગો રહેલા છે એટલે તે તે રંગ અનુસાર પરમેષ્ઠીની ભાવના કરવી જોઈએ. તે અંગે **શ્રી ઋષિમંડલસ્તવ યંત્રાલેખનમાં** કહ્યું છે કે—

**नादोऽर्हन्तः कला सिद्धाः सान्तः सूरिः स्वरोऽपरे।**
**बिन्दुः साधुरितः पञ्चपरमेष्ठिमयस्त्वसौ ॥**

"નાદ એ અરિહંત છે, કલા એ સિદ્ધ છે, રકાર

× શ્રી માનતુંગસૂરિએ નમસ્કાર મહામંત્રનું ગૂઢાર્થ પ્રકાશનારું નવકારસારથવણું (નવકારસારસ્તવન) રચેલું છે, તેની આ સાતમી ગાથા છે. સંભવ છે કે આ ગાથા વધારે પ્રાચીન હોય અને તેમણે તેનો સંગ્રહ કર્યો હોય.

સહિત ह એ આચાર્ય છે, ई સ્વર ઉપાધ્યાય છે અને બિંદુ સાધુ છે. આ રીતે તે-હ્રીંકાર પંચપરમેષ્ઠીમય છે.'

તાત્પર્ય કે હ્રીંકારમાં રહેલા નાદનો વર્ણ શ્વેત છે, એટલે ત્યાં શ્વેત વર્ણવાળા અરિહંતોની ભાવના કરવી જોઈએ; ચંદ્રકલાનો વર્ણ રક્ત છે, એટલે ત્યાં રક્ત વર્ણવાળા સિદ્ધોની ભાવના કરવી જોઈએ; र કાર સહિત ह કારનો વર્ણ પીત છે, એટલે ત્યાં પીત વર્ણવાળા આચાર્યોની ભાવના કરવી જોઈએ; ई કારનો વર્ણ નીલ છે, એટલે ત્યાં નીલ વર્ણવાળા ઉપાધ્યાયોની ભાવના કરવી જોઈએ અને બિંદુનો વર્ણ શ્યામ છે, એટલે ત્યાં શ્યામ વર્ણવાળા સાધુઓની ભાવના કરવી જોઈએ. આ રીતે હ્રીંકારમાં પાંચ વર્ણ અનુસાર પાંચ પરમેષ્ઠિની ભાવના કરી, તેમનું ધ્યાન ધરતાં, કર્મની નિર્જરા થાય છે અને સિદ્ધિ સમીપ આવે છે.

હ્રીંકારમાં અન્ય રીતે પણ પંચપરમેષ્ઠીની સ્થાપના થાય છે. તેની નોંધ લેતાં **શ્રી ઋષિમંડલસ્તવયંત્રાલેખનમાં** કહ્યું છે કે-

> अर्हन्तो वृत्तकला, त्रिकोणसिद्धस्तु शीर्षकं सूरिः ।
> चन्द्रकलोपाध्यायो, दीर्घकला साधुरिह पञ्च ॥

વૃત્તકલા એટલે બિંદુ, તેને અરિહંત સમજવા. ત્રિકોણ એટલે નાદ, તેને સિદ્ધ સમજવા. શીર્ષકયુક્ત ह् અને र् ને આચાર્ય સમજવા, ચંદ્રકલાને ઉપાધ્યાય સમજવા અને દીર્ઘઈ-કલા એટલે ई સ્વરસૂચક વિશિષ્ટ આકૃતિને સાધુ સમજવા. આ પ્રમાણે હ્રીંકારમાં પંચપરમેષ્ઠી રહેલા છે, એમ જાણવું.

આ સ્થાપના ધ્યાનની કોઈ વિશિષ્ટ પ્રણાલિકાને અનુસરીને કરેલી હોય એમ લાગે છે.

## ૧૪-હ્રીઁકારમાં ચોવીશ તીર્થંકરોની ભાવના

શ્રી ઋષિમંડલસ્તોત્રમાં કહ્યું છે કે-

अस्मिन् बीजे स्थिताः सर्वे, ऋषभाद्या जिनोत्तमाः ।
वर्णैर्निजैर्निजैर्युक्ता ध्यातव्यास्तत्र सङ्गताः ॥

'આ બીજમાં પોતપોતાના વર્ણોથી યુક્ત એવા ઋષભાદિ સર્વે તીર્થંકરો રહેલા છે, ત્યાં તેમનું વર્ણ અનુસાર ધ્યાન ધરવું.'

તાત્પર્ય કે હ્રીઁકારની રચનામાં સહુથી ઉપર નાદની આકૃતિ હોય છે. તેનો રંગ શ્વેત છે, એટલે ત્યાં શ્વેત વર્ણવાળા ચંદ્રપ્રભ અને પુષ્પદંત એટલે શ્રી સુવિધિનાથનું ધ્યાન ધરવું જોઈએ.

તેની નીચે બિંદુ હોય છે. તેનો વર્ણ શ્યામ છે, એટલે ત્યાં શ્યામ વર્ણવાળા શ્રી મુનિસુવ્રત તથા શ્રી અરિષ્ટનેમિનું ધ્યાન ધરવું જોઈએ.

તેની નીચે ચંદ્રકલા હોય છે, તેનો વર્ણ રક્ત હોય છે, એટલે ત્યાં રક્ત વર્ણવાળા શ્રી પદ્મપ્રભ અને શ્રી વાસુપૂજ્યનું ધ્યાન ધરવું જોઈએ.

ઈ કારનો વર્ણ નીલ છે, એટલે ત્યાં નીલ વર્ણવાળા શ્રી મલ્લિનાથ અને શ્રી પાર્શ્વનાથનું ધ્યાન ધરવું જોઈએ.

અને હ્ તથા ર્ નો વર્ણ સુવર્ણ સમાન પીળો છે,

એટલે ત્યાં સુવર્ણ સમાન કાંતિવાળા નીચેના સોળ જિનેશ્વરોનું ધ્યાન ધરવું જોઈએ : (૧) શ્રી ઋષભદેવ, (૨) શ્રી અજિતનાથ, (૩) શ્રી સંભવનાથ, (૪) શ્રી અભિનંદન, (૫) શ્રી સુમતિનાથ, (૬) શ્રી પાર્શ્વનાથ, (૭) શ્રી શીતલનાથ, (૮) શ્રી શ્રેયાંસનાથ, (૯) શ્રી વિમલનાથ, (૧૦) શ્રી અનંતનાથ, (૧૧) શ્રી ધર્મનાથ, (૧૨) શ્રી શાંતિનાથ, (૧૩) શ્રી કુંથુનાથ, (૧૪) શ્રી અરનાથ, (૧૫) શ્રી નમિનાથ અને (૧૬) શ્રી મહાવીર સ્વામી.

શ્રી ઋષિમંડલ યંત્રની મધ્યમાં પંચવર્ણી હ્રીંકાર હોય છે. તેમાં આ પ્રમાણે ચોવીશ તીર્થંકરોની સ્થાપના હોય છે. હ્રીંકારના કેટલાક સ્વતંત્ર પટોને પણ આ રીતે ચોવીશ તીર્થંકરોની સ્થાપનાથી વિભૂષિત કરેલા હોય છે, એટલે તેનાં દર્શન અતિ પવિત્ર મનાય છે.

## ૧૫- હ્રીંકારમાં શ્રી પાર્શ્વનાથ, શ્રી ધરણેંદ્ર તથા શ્રી પદ્માવતીની ભાવના

હ્રીંકારમાં શ્રી પાર્શ્વનાથ, શ્રી ધરણેંદ્ર તથા શ્રી પદ્માવતી દેવી રહેલાં છે,+ એવી માન્યતા પણ પ્રચલિત છે. તે અંગે મંત્રરાજરહસ્યમાં કહ્યું છે કે-

वर्णान्तः पार्श्वजिनः कलाफणा बिन्दुरत्र नागमहः ।
नागो र ईतु पद्मा तत्रार्हन् सूरिमेरुमयः ॥

+ શ્રી ધરણેંદ્ર નાગરાજ અને તેમના પત્ની શ્રી પદ્માવતી દેવી એ બંને શ્રી પાર્શ્વનાથ ભગવાનના સેવકો છે અને તેમની ભક્તિ કરનારના સર્વ મનોરથો પૂર્ણ કરે છે.

'વર્ણની અંતે રહેલો હ્ એ પાર્શ્વજિન છે; કલા એ નાગની ફણા છે; બિંદુ અને નાદ એ નાગના મસ્તકે રહેલા મણિ છે; 'ર્' એ નાગ એટલે ધરણેન્દ્ર છે અને 'ઈ' એ પદ્માવતી દેવી છે. તેની વચ્ચે ૐકારમાં અરિહંતની જે આકૃતિ છે, તેને સૂરિમેરુ સમજવાનો છે.'

નીચેના ચિત્રનું નિરીક્ષણ કરવાથી આ વસ્તુ સ્પષ્ટ સમજાશે :



જેઓ હ્રીંકારમાં શ્રી પાર્શ્વનાથ-ધરણેંદ્ર-પદ્માવતીની

ભાવના કરે છે, તેઓ આ પ્રકારનો ચિત્રપટ તૈયાર કરીને તેનું ધ્યાન ધરે છે. આ પટનો અમને પોતાને અનુભવ છે અને તેના આધારે કેટલાંક અનુષ્ઠાનો પણ કરેલાં છે. મંત્રના વિષયમાં તો શ્રદ્ધા-ભાવના મુખ્ય વસ્તુ છે. તેનું પ્રાબલ્ય થતાં ઇષ્ટાર્થની પ્રાપ્તિ અવશ્ય થાય છે.

અન્યત્ર શ્રી પદ્માવતી દેવીને હ્રીँકારી કહી છે, તેનો અર્થ એ છે કે હ્રીँકાર એ પદ્માવતી દેવીનું અક્ષરસ્વરૂપ છે. એ રીતે તેની ઉપાસના કરતાં શ્રી પદ્માવતી દેવી પ્રસન્ન થાય છે અને ઉપાસકના સર્વ મનોરથો પૂર્ણ કરે છે.

## ૧૬- હ્રીँકારમાં અન્ય દેવોની ભાવના

જૈન મંત્રવિશારદોએ એ સ્પષ્ટ કર્યું છે કે 'सर्व-धर्म बीजमिदम्-આ હ્રીँકારનો સર્વ ધર્મવાળાએ એક સમર્થ મંત્રબીજ તરીકે સ્વીકાર કરેલો છે,' એટલે તેમાં શિવ-શક્તિ, બ્રહ્મા-વિષ્ણુ-મહેશ આદિ દેવોની ભાવના પણ થઈ શકે છે. તાત્પર્ય કે હ્રીँકારની ઉપાસના કરતાં સર્વે દૈવી તત્ત્વોની ઉપાસના થઈ જાય છે, એટલે સાધકે અનન્ય શ્રદ્ધાથી વિધિપૂર્વક હ્રીँકારની ઉપાસના કરવી જોઈએ.

## ૧૭- હ્રીँકારનું ધ્યાન

જૈન ધર્મમાં હ્રીँકારનું ધ્યાન ધરવાની પણ કેટલીક રીતિઓ પ્રચલિત છે. તે અંગે શ્રી હેમચંદ્રાચાર્યે યોગશાસ્ત્રના આઠમા પ્રકાશમાં કહ્યું છે કે-

ध्यायेत् सिताब्जं वक्त्रान्तरष्टवर्गीदलाष्टके ।
ॐ नमो अरिहंताणमिति वर्णानपि क्रमात् ॥

केसरालीं स्वरमयीं सुधाबिन्दुविभूषिताम् ।
कर्णिकां कर्णिकायां च चन्द्रबिम्बात् समापतत् ॥
सञ्चरमाणं वक्रेण प्रभामण्डलमध्यगम् ।
सुधादीधितिसंकाशं मायाबीजं विचिन्तयेत् ॥

'મુખની અંદર આઠ પાંખડીવાળું ઉજ્જવલ કમલ ચિંતવવું અને એ આઠ પાંખડીઓમાં અનુક્રમે अ क च ट त प य श એ આઠ વર્ગના આઠ વર્ણો સ્થાપવા, તેમ જ 'ॐ नमो अरिहंताणं' એ આઠ મંત્રાક્ષરોમાંથી એક-એક અક્ષર એક-એક પાંખડીએ સ્થાપવો. તે કમલના કેસરના ચારે બાજુના ભાગમાં अ-आ વગેરે સોળ સ્વરો ગોઠવવા અને વચલી કર્ણિકાને અમૃતબિંદુઓથી વિભૂષિત કરવી. પછી ચંદ્રમંડળમાંથી આવતું હોય, મુખમાં સંચરતું હોય અને પ્રભામંડલથી ઘેરાએલું હોય એવું ચંદ્રમા સદૃશ ઉજ્જવલ માયાબીજ એ કર્ણિકામાં ચિંતવવું'.

ततो भ्रमन्तं पत्रेषु सञ्चरन्तं नभस्तले ।
ध्वंसयन्तं मनोध्वान्त स्रवन्तं च सुधारसम् ॥
तालुरन्ध्रेण गच्छन्तं लसन्तं भ्रूलतान्तरे ।
त्रैलोक्याऽचिन्त्यमाहात्म्यं ज्योतिर्मयमिवाद्भुतम् ॥
इत्यमुं ध्यायतो मन्त्रं पुण्यमेकाग्रमानसम् ।
वाङ्मनोमलमुक्तस्य श्रुतज्ञानं प्रकाशते ॥

'પછી તે માયાબીજ દરેક પાંખડીમાં ભમી રહ્યું છે

એમ ચિંતવવું. ત્યાંથી તે બ્રહ્મરંધ્રમાં જાય છે અને મનની મલિનતાનો નાશ કરે છે તથા અમૃતરસને ઝરી રહ્યું છે, એમ ચિંતવવું. ત્યાંથી તે તાલુરંધ્રમાં આવે છે, એમ ચિંતવવું અને ત્યાર પછી ભ્રકુટિના મધ્ય ભાગમાં તે સ્થિર થાય છે, એમ ચિંતવવું. આ રીતે ત્રણ લોકમાં અચિંત્ય માહાત્મ્યવાળા, જ્યોતિર્મય અને અદ્ભુત એવા આ પવિત્ર મંત્રનું એકાગ્ર મનથી ધ્યાન ધરતાં મન અને વચનની મલિનતા દૂર થઈ શ્રુતજ્ઞાન (શાસ્ત્રજ્ઞાન) પ્રકાશ પામે છે.'

मासैः षड्भिः कृताभ्यासः स्थिरीभूतमनास्ततः ।
निःसरन्तीं मुखाम्भोजाच्छिखां धूमस्य पश्यति ॥
संवत्सरं कृताभ्यासस्ततो ज्वालां विलोकते ।
ततः सञ्जातसंवेगः सर्वज्ञमुखपङ्कजम् ॥
स्फुरत् कल्याणमाहात्म्यं सम्पन्नातिशयं ततः ।
भामण्डलगतं साक्षादिव सर्वज्ञमीक्षते ॥
ततः स्थिरीकृतस्वान्तस्तत्र सञ्जातनिश्चयः ।
मुक्त्वा संसारकान्तारमध्यास्ते सिद्धिमन्दिरम् ॥

'મનને સ્થિર રાખી છ મહિના નિરંતર અભ્યાસ કરતાં સાધક મુખકમલથી નીકળતી ધૂમ્રશિખા જોઈ શકે છે. પછી વિશેષ અભ્યાસ કરતાં જ્વાલા જુએ છે અને તેથી આગળ વધતાં વૈરાગ્યભાવનાથી વાસિત થઈને સર્વજ્ઞનું મુખ જુએ છે. તે પછી વિશેષ અભ્યાસ થતાં કલ્યાણના મહિમાવાળા, સર્વાતિશયસંપન્ન અને પ્રભામંડલની અંદર રહેલા જાણે

સાક્ષાત્ સર્વજ્ઞ વિરાજી રહ્યા હોય તેમ સર્વજ્ઞ ભગવાનને જુએ છે. પછી તે સર્વજ્ઞના સ્વરૂપમાં થયેલ નિશ્ચયવાળો મનને સ્થિર કરી, સંસાર અટવીનો ત્યાગ કરી, મોક્ષમંદિરમાં આરૂઢ થાય છે, અર્થાત્ સર્વકર્મનો ક્ષય કરી મુક્તાવસ્થા પ્રાપ્ત કરે છે.'

માયાબીજકલ્પમાં પણ હ્રીંકારના ધ્યાનનું વર્ણન કરેલું છે. જેમ કે—

भ्रुवोर्मध्ये तु साध्यस्य चिन्तनीयो गुरुः क्रमात् ।
गृहीतस्य च चन्द्रस्याकृष्ट्या प्राणप्रयोगतः ॥

'પ્રાણાયામના પ્રયોગથી ચન્દ્રનાડી વડે ગ્રહણ કરેલા શ્વાસનો કુંભક કરીને સાધકે પોતાના ભ્રૂમધ્યમાં હ્રીંકારને ધીમે ધીમે મોટો ચિંતવવો.'

सालम्बाच्च निरालम्बं निरालम्बात् पराश्रयम् ।
ध्यानं ध्यायन् विलोमाच्च साधकः सिद्धिमान् भवेत् ॥

'પ્રથમ યંત્ર કે ચિત્રની આકૃતિનું આલંબન લઈને ધ્યાન ધરવું, પછી તેવા કોઈ આલંબન વિના માત્ર મનોવૃત્તિથી ધ્યાન ધરવું અને ત્યાર પછી પરા વાણીને અનુલક્ષીને નાભિકમલમાં તેનું ધ્યાન ધરવું. પછી ઉલટા ક્રમે ધ્યાન ધરવું એટલે કે પરાશ્રય ધ્યાનમાંથી નિરાલંબન ધ્યાન પર આવવું અને નિરાલંબન ધ્યાનમાંથી સાલંબન ધ્યાન પર આવવું. આ રીતે હ્રીંકારનું ધ્યાન ધરવાથી સાધકને સિદ્ધિઓ સાંપડે છે.'

ત્યાં વિશેષમાં કહ્યું છે કે-

क्षीरपूर्णां महीं पश्येत् सितकल्लोलमालिनीम् ।
अवृक्षपर्वतामेकामर्णवात्माद्वितीयकम् ॥
बाधसम्बाधरहितां शान्तामानन्ददायिनीम् ।
चिन्तयेदेकमेवात्रामलं कुसुममुत्तमम् ॥
पत्राष्टकैस्तु ह्रीँकारं स्फाटिकं वर्णकोपरि ।
स्मरेदात्मानमत्रैवोपविष्टं धवलत्विषम् ॥
चतुर्मुखं चतुर्भदगतिविच्छेदकारकम् ।
सर्वकर्मविनिर्मुक्तं सर्वसत्त्वाभयावहम् ॥
निरञ्जनं निराबाधं सर्वव्यापारवर्जितम् ।
पद्मासनसमासीनं श्वेतवस्त्रविराजितम् ॥
ह्रीँकारेण शिरःस्थेन स्फाटिकेनोपशोभितम् ।
क्षरद्भिरमृतैर्माया मायाबीजाक्षराङ्कैः (जैः) ॥
इतिध्यानमयो ध्याता सम्यक् संसारभेदकः ।
भवैस्त्रिभिश्चतुर्भिर्वा मोक्षमार्ग च गच्छति ॥

'સાધકે વૃક્ષો અને પર્વતો વિનાની, બાધા અને સંબાધાથી રહિત અર્થાત્ નિરુપદ્રવ, શાંત, આનંદ આપનાર, અદ્વિતીય, ક્ષીરથી પરિપૂર્ણ, ક્ષીરના શ્વેત કલ્લોલના સમૂહથી શોભતી અને જાણે કેવળ ક્ષીરનો જ મહાસાગર હોય એવી પૃથ્વીને ચિંતવવી. તેમાં વચ્ચે અષ્ટદલ કમલ છે, દરેક દલ ઉપર હ્રીँકાર છે અને વચ્ચે કર્ણિકામાં ઉજ્જવલ કાંતિવાળો

પોતે બેઠેલો છે, એમ ચિંતવવું. ત્યાં તે પોતાને સમવસરણમાં વિરાજી રહેલા શ્રી જિનેશ્વર દેવની જેમ ચતુર્મુખ, ચારે ગતિનો વિચ્છેદ કરનાર, સર્વ કર્મોથી રહિત, પદ્માસને બેઠેલ અને શ્વેત વસ્ત્રોથી શોભી રહેલ ચિંતવે. તે પછી બ્રહ્મરંધ્રમાં સ્થાપન કરેલા સ્ફટિક વર્ણના (શ્વેત વર્ણના) હ્રીઁકારની વચ્ચે વિરાજેલ પોતાના આત્માને જુએ. તે પછી હ્રીઁકારના દરેક અંગમાંથી ઝરતા અમૃત વડે સિંચાતો પોતાના આત્માને ચિંતવે.

આ પ્રકારે હ્રીઁકારના ધ્યાનમાં પરિણમેલો ધ્યાતા સંસારનો સારી રીતે ઉચ્છેદ કરનારો થાય છે. તે ત્રીજા કે ચોથા ભવે અવશ્ય મોક્ષ પામે છે.'

**હ્રીઁકાર વિદ્યાસ્તવન**માં તેનું કુંડલિની રૂપે ધ્યાન ધરવાનું વિધાન છે અને તેનાથી અદ્ભુત કાવ્યશક્તિ તથા વાદમાં અજેયપણું પ્રાપ્ત થાય છે, એમ જણાવેલું છે.

## ૧૮–હ્રીઁબીજનો વ્યાપક પ્રયોગ

જૈન મંત્રવિશારદોએ મંત્રનિર્માણમાં હ્રીંકારબીજનો વ્યાપક પ્રયોગ કરેલો છે, કારણ કે તેની શક્તિ, તેનું સામર્થ્ય અચિંત્ય છે. નમસ્કારમંત્ર, અર્હઁમંત્ર તથા શ્રી પાર્શ્વનાથ ભગવાનના ઘણા મંત્રોમાં ૐકારની સાથે તેનો પણ પ્રયોગ હોય છે અને તેનું મનોવાંછિત ફળ શીઘ્ર મળે છે, એમ માનવામાં આવે છે. અહીં તેમાંના બે અતિ પ્રભાવશાળી મંત્રનો પાઠકોની જાણ માટે નિર્દેશ કરીએ છીએ.

(૧) ॐ पार्श्वनाथाय ह्रीँ ।

આ મંત્રની પ્રયત્નપૂર્વક દશ દિવસ સુધી આરાધના કરતાં સ્રીઓ, પુરુષો અને ખાસ કરીને રાજાઓ (રાજ્યાધિકારીઓ) વશ થાય છે.

પદભ્રષ્ટ થયેલો માનવી દશ દિવસ સુધી પ્રતિદિન યત્નપૂર્વક આ મંત્રનો એક હજાર વાર જપ કરે તો જલ્દીથી પોતાનું પદ–સ્થાન પ્રાપ્ત કરી શકે છે.

એક લાખ વાર જપ કરતાં આ મંત્ર અવશ્ય સિદ્ધ થાય છે અને તે સઘળા મનોવાંછિતોને પૂર્ણ કરે છે.

(૨) ॐ ह्रीँ श्रीँ कलिकुण्डाय ह्रीँ नमः ।

સુવર્ણના કલશમાં દૂધ ભરીને શ્રી પાર્શ્વનાથ ભગવાનને પ્રક્ષાલ કરવો તથા ત્યાર બાદ અંગલૂંછણા કરીને જાઈના શ્વેત પુષ્પોથી પૂજા કરવી. ત્યાર બાદ તેમની સમક્ષ મંત્રજપ કરવો. આ રીતે બાર હજાર પુષ્પોથી પૂજા થતાં અને તેટલો જ જપ થતાં આ મંત્ર પોતાનો પ્રભાવ બતાવે છે. તાત્પર્ય કે તાવ, દુષ્ટ ગ્રહો, શાકિની, વ્યંતર વગેરેના ઉપદ્રવો આદિ નાશ પામે છે અને રાક્ષસ, યક્ષ, સર્પ, વાઘ, ક્રૂર પશુ, અગ્નિ, વિષ આદિ તેનું કંઈ પણ ખરાબ કરવાને શક્તિમાન થતા નથી. વળી લક્ષ્મી, કીર્તિ, તેમજ સૌભાગ્યની તરત પ્રાપ્તિ થાય છે.

અહીં બાર હજાર પુષ્પની પૂજાને પૂર્વસેવા સમજવી.

જો એક લાખ પુષ્પની પૂજા અને તેટલો જ મંત્રજપ થાય તો તેનું ઉપર બતાવ્યું તેવું ફળ જરૂર પ્રાપ્ત થાય છે.

### ૧૯—ઉપસંહાર

આટલા વિવેચન પરથી જૈનધર્મમાં હ્રીંકારની ઉપાસના કેવા સ્વરૂપે થાય છે, તે જાણી શકાશે. કોઈ પણ મુમુક્ષુ આ પ્રમાણે હ્રીંકારના સ્મરણ, જપ તથા ધ્યાનનો આશ્રય લઈને પોતાનો વિકાસ સાધવા ઇચ્છે તો ગુરુકૃપાથી સાધી શકે છે અને ઇષ્ટાર્થની પ્રાપ્તિ કરીને જીવનને સફલ બનાવી શકે છે.

આ મંત્રચિંતામણિ ગ્રંથનો બીજો ખંડ અહીં પૂરો થાય છે.



[૧]

# પ્રાસ્તાવિક

પ્રસ્તુત ગ્રંથના પ્રથમ ખંડમાં ૐકાર અને તેની ઉપાસનાનું વિસ્તારથી વર્ણન કર્યું; બીજા ખંડમાં હ્રીઁકાર અને તેની ઉપાસનાનું વિસ્તારથી વર્ણન કર્યું; હવે ત્રીજા ખંડમાં કેટલાક મહિમાશાળી મંત્રોનું વર્ણન કરીએ છીએ અને તે સાથે તેના પ્રયોગો પણ રજૂ કરીએ છીએ કે જેનો આશ્રય લેવાથી મનુષ્ય નાની–મોટી અનેક પ્રકારની આપત્તિઓ કે મુશ્કેલીઓને પાર કરી શકશે અને પ્રગતિ, વિકાસ કે અભ્યુદયને સાધી શકશે.

મંત્રો અને મંત્રપ્રયોગોને નામે આજ સુધીમાં એવું ઘણું ઘણું બની ગયું છે કે જે અત્યંત ખેદ ઉપજાવનારું હોય તથા મંત્ર પરની શ્રદ્ધાનો ભંગ કે લોપ કરનારું હોય; આમ છતાં મંત્રસાધના–મંત્રોપાસના ટકી રહી છે અને તે અનેક મનુષ્યોને અનેક રીતે ફાયદો પહોંચાડી રહી છે, તેથી એ વસ્તુ નિશ્ચિત છે કે મંત્રનું મંડાણ સત્ય સિદ્ધાંતો પર થયેલું છે અને તેની સાધના–આરાધના–ઉપાસના યથાર્થપણે

કરવામાં આવે તો તે મનુષ્યના સર્વ મનોરથો પૂર્ણ કરવા ઉપરાંત તેને પરમપદે પ્રતિષ્ઠિત કરી શકે એમ છે.

સુજ્ઞ સંસ્કારી પાઠક બંધુઓને અમે અહીં એટલું વિચારવાનો અનુરોધ કરીએ છીએ કે જેનું વિધાન પરોપકાર-પરાયણ નિઃસ્પૃહ ત્યાગી-વિરાગી મહાત્માઓએ કરેલું છે, તેના તથ્યમાં કે પથ્યમાં (હિતકારીપણામાં) કોઈ પ્રકારની ખામી કે કોઈ પ્રકારનો દોષ કેમ હોઈ શકે ? લોકોનું વિવિધ પ્રકારના ભયોમાંથી રક્ષણ થાય તથા તેમનો આલોક અને પરલોક સુધરે એવા ઉદાર આશયથી જ તેમણે મંત્રોનું વિધાન કરેલું છે અને ધર્મશાસ્ત્રોએ તે મંજૂર રાખેલું છે. એટલું જ નહિ, પણ આજે ય જે વિદ્વાનો સત્યશોધનના દૃષ્ટિબિંદુથી આપણાં પ્રાચીન શાસ્ત્રોનો તેમજ આપણી પ્રાચીન વિદ્યાઓનો અભ્યાસ કરે છે, તેમણે પણ એ વાત મંજૂર રાખી છે કે મંત્રવિદ્યા એ ભારતની એક શ્રેષ્ઠ વિદ્યા છે અને તેમાં વૈજ્ઞાનિક તથ્ય ઘણું છે, એટલે આપણે તેની મંગલમયતા-તેની કલ્યાણકારિતા પર શ્રદ્ધા-વિશ્વાસ રાખીને તેની યથાવિધિ ઉપાસના કરીએ, એ જ હિતકારી છે.

મંત્રસાધના કે મંત્રપ્રયોગોમાં શ્રદ્ધા-વિશ્વાસ ઉપરાંત વિધિતત્પરતા એટલે વિધિ અનુસાર દરેક ક્રિયા કરવાની કાળજી રાખવી, એ ઘણું જરૂરનું છે. તેમાં આગળ કરવાની વસ્તુ પાછળ કરીએ કે પાછળ કરવાની વસ્તુ આગળ કરીએ અથવા તેને જેમ તેમ પતાવીએ તે ચાલી શકે નહિ. દરેક ક્રિયા તેના વિહિત ક્રમે અને તેના વિહિત સ્વરૂપે કરવી જોઈએ

અને તે વખતે આસન, દિશા, મુદ્રા આદિ અંગે જે આદેશ કરેલો હોય, તેનું સંપૂર્ણ પાલન કરવું જોઈએ. વળી મંત્રોના ઉચ્ચાર પણ એને તેટલા શુદ્ધ અને સ્પષ્ટ કરવા જોઈએ તથા તેમાં આપણી ચિતવૃત્તિઓને બરાબર જોડી રાખવી જોઈએ. તંત્રકારો તાર સ્વરે કહે છે કે 'મંત્ર અને મન એક ન થાય તો કોટિકલ્પે પણ સિદ્ધિ થતી નથી' તેથી સાધકે મંત્ર અને મન એક થઈ જાય તે માટે ખાસ લક્ષ્ય રાખવું જોઈએ.

આજે મંત્રસાધના કે મંત્રોપાસનામાં પ્રથમ કરતાં ઓછી સફલતા મળે છે, તેનું મુખ્ય કારણ એ જ છે કે મંત્ર સાથે આપણું મન જોડાતું નથી, ઓતપ્રોત થતું નથી. મંત્રની ગતિ એક પ્રકારની રહે છે, તો મનની ગતિ બીજા પ્રકારની રહે છે અને એ રીતે વિસંવાદ પેદા થતાં સિદ્ધિ અતિ દૂર ઠેલાઈ જાય છે. મંત્રનું સ્મરણ કરવાનો, જપ કરવાનો તથા ધ્યાન ધરવાનો હેતુ એ જ છે કે મંત્ર અને મનનું સત્વર ઐક્ય સધાય અને તે મંત્રચતન્યની ભૂમિકા ખડી કરી દે. વળી મંત્રદેવતાનું પૂજન અને ન્યાસાદિ ક્રિયા કરવાનો આખરી હેતુ પણ એ જ છે કે આપણા મનમાં એ મંત્ર તદાકાર થઈ જાય અને મંત્ર તથા મંત્રસાધક વચ્ચે જે ભેદ અનુભવાય છે, તેનો લોપ થઈ જાય. પરંતુ આ બધી ક્રિયાઓ મનની એકાગ્રતાપૂર્વક કરીએ તો જ આવું પરિણામ આવી શકે, જ્યારે આપણી વર્તમાન અવસ્થા તેથી જૂદા જ પ્રકારની છે. આપણે દેવપૂજન કે સ્મરણાદિ ક્રિયાઓ કરવા માંડીએ ત્યાં સારા–ખોટા અનેક વિચારો

આપણા મનમાં પેસી જાય છે અને તે આપણી માનસિક એકાગ્રતાને ડહોળી નાખે છે. જો આપણે મન પર બળાત્કાર કરીએ એટલે કે વિચારોને જોરથી અટકાવવાનો પ્રયત્ન કરીએ તો પરિણામ વધારે ખરાબ આવે છે, અર્થાત્ એ વિચારો વારંવાર આવ્યા કરે છે અને આપણે જે પરિણામની આશા રાખી હોય, તે ધૂળમાં મળે છે.

આ પરિસ્થિતિનું ઊંડું અવલોકન કરતાં અમને એમ લાગે છે કે પ્રજ્ઞાપરાધને લીધે અર્થાત્ ખોટી સમજ અને ખોટી માન્યતાને લીધે આપણી વાસનાઓ વધી ગઈ, તેણે આપણા મનનો વિસ્તાર ઘણો મોટો કરી નાખ્યો અને આપણાં આધુનિક તામસિક આહાર–વિહારે પણ તેમાં ઘણો ભાગ ભજવ્યો, તેથી આજે આપણી આ સ્થિતિ થવા પામી છે; એટલે આપણે આપણી સમજણ અને માન્યતા સુધારીએ, વાસનાઓ પર કાબૂ રાખીએ અને આહાર–વિહારમાં પણ ધરખમ સુધારો કરીએ તો જ મનને શાંત અને એકાગ્ર કરી શકીશું અને તેના દ્વારા યથાર્થ મંત્રોપાસના કરીને અભીષ્ટની સિદ્ધિ કરવાને શક્તિમાન થઈશું.

ૐકાર, હ્રીઁકાર, રામનામ, ગાયત્રી મંત્ર, નમસ્કાર મહામંત્ર આદિની ઉપાસનાઓ નિર્દોષ છે, એટલે કે તેનો સ્વીકાર કરીને આગળ વધતાં બીજી કંઈ હરકત આવતી નથી. કદાચ ધાર્યો લાભ ન થાય, તોયે નુકશાન તો થતું જ નથી, પણ યક્ષ, યક્ષિણીઓ, ભૂત કે વ્યંતર આદિને વશ કરવાનો પ્રસંગ હોય તો ત્યાં ખૂબ સાવધાની રાખવી પડે છે અને

પોતાને પ્રાપ્ત થયેલું સાધન સબળ હોય, તેમજ ગુરુકૃપા પ્રાપ્ત કરેલી હોય તો જ તેમાં સફલ થવાય છે, અન્યથા નુકશાન વેઠવાનો અને કદી પ્રાણ ગુમાવવાનો પ્રસંગ પણ આવે છે.

એક કૂવામાં પુષ્કળ ધન પડેલું હતું, પણ એક ભૂત કોઈ પ્રકારની મમતા–મૂર્ચ્છાને લીધે કે કોઈ અગમ્ય કારણે તેની ચોકી કરતું હતું અને તેમાંથી કંઈપણ કોઈને લેવા દેતું ન હતું. કેટલાક માણસોએ તે માટે પ્રયત્નો કર્યા, તો તેમને ખૂબ જ કડવો અનુભવ થયો; એટલે કે કોઈને અદૃશ્ય રીતે માર પડયો તો કોઈને લોહીની ઉલટીઓ થઈ વગેરે. હવે એ ગામમાં એક મંત્રસાધક આવ્યો અને તેણે આ વાત જાણી, એટલે નિશ્ચય કર્યો કે એ ભૂતને વશ કરવું અને કૂવામાંનું બધું ધન લઈ લેવું.

ગામલોકોએ કહ્યું કે 'આ સાહસ કરવા જેવું નથી, કારણ કે આ ભૂત કોઈ સામાન્ય કોટિનું નથી.' પરંતુ મંત્રસાધકને પોતાની શક્તિનું અભિમાન હતું, એટલે તેણે એ સૂચના પ્રત્યે ખાસ લક્ષ્ય આપ્યું નહિ અને નિર્ધારિત કાર્ય માટે તૈયારી કરી.

રાત્રિનો બીજો પ્રહર શરૂ થયો કે પેલા મંત્રવાદીએ કૂવા ભણી પ્રયાણ કર્યું અને તેના કંઠેથી થોડે દૂર મંત્ર-વિધિથી એક કુંડાળું દોરી તેમાં પોતાનું આસન જમાવ્યું તથા ભૂતને વશ કરવા માટેની સામગ્રી વ્યવસ્થિત રીતે ગોઠવી દીધી. પછી તેણે મંત્રજપ કરવા માડયો. આ પ્રકારે કેટલોક

મંત્રજપ થયો કે તે ભૂત કૂવામાંથી બહાર નીકળ્યું અને વિકરાળ સ્વરૂપ ધારણ કરીને તેની સામે ધસ્યું.

મંત્રસાધકને તો પાકી શ્રદ્ધા હતી કે પોતે મંત્રવિધિથી જે કુંડાળું દોર્યું છે, તેને ઓળંગીને ભૂત તેની પાસે આવી શકશે નહિ, પણ આંખના પલકારામાં તે ભૂતે તેને પકડી લીધો અને ત્યાંથી લગભગ એક ફર્લાંગ દૂર એક ખેતરમાં ફેંકી દીધો. એ જ વખતે તેના રામ રમી ગયા અને ભૂત પોતાના સ્થાને ચાલ્યું ગયું.

તાત્પર્ય કે સબળ સાધન તથા ગુરુકૃપા મેળવ્યા સિવાય આ જાતનું સાહસ કરવું એ યોગ્ય નથી.

અહીં પ્રાસંગિક એક બીજો કિસ્સો પણ રજૂ કરીશું કે જે સબળ સાધન તથા ગુરુકૃપાની મહત્તા દર્શાવનારો છે અને તેથી દરેક મંત્રસાધકે જાણવા જેવો છે.

એક મેજીસ્ટ્રેટે એક વાર એક મોપલાને (મલબારી મુસલમાનને) કોઈ ગુના માટે શિક્ષા કરીને જેલમાં મોકલ્યો. હવે તે મોપલાએ આ ઘટનાનું વેર વાળવા માટે એક ખવીસને તેની પાછળ મૂકી દીધો કે જેને તેણે કેટલાક વખત પહેલાં કોઈ મંત્રયોગથી વશ કરેલો હતો. એ ખવીસે અદૃશ્ય રીતે મેજીસ્ટ્રેટના ઘર પર મોટા મોટા પત્થરો ફેંકવા માંડ્યા. આથી ઘરના બધા માણસો ગભરાયા અને ખુદ મેજીસ્ટ્રેટના દિલમાં પણ ભયનો સંચાર થયો. આથી તેણે મંત્રવાદીઓની શોધ ચલાવી અને કેટલાક મંત્રવાદીઓ ખાસ આ ઉપદ્રવનું

નિવારણુ કરવા માટે જ ત્યાં આવી પહોંચ્યા. પરંતુ તેઓ પોતાનું માંત્રિક વિધિ-વિધાન કરીને આગળ વધે કે સણુ-સણાટ કરતા પત્થરો આવી પડે અને તે થોડી જ ક્ષણોમાં પોતાનો ભુક્કો બોલાવી દેશે એમ લાગે, આથી તેઓ ત્યાંથી ચાલ્યા ગયા.

મેજીસ્ટ્રેટને ભારે નિરાશા થઈ, છતાં તેણે કોઈ પ્રબળ મંત્રવાદીની શોધ ચાલુ રાખી અને આખરે તેમને એવા એક મંત્રવાદી મળી આવ્યા. તેમણે શ્રી પદ્માવતી દેવી, કેટલીક યોગિનીઓ તથા હનુમાનજીની સાધના કરેલી હતી અને ગુરુકૃપા પણ મેળવેલી હતી. વળી તેઓ મંત્ર-યંત્ર-તંત્ર-પ્રયોગોમાં ઘણા કુશલ હતા અને આવી આવી અનેક ઘટના-ઓમાં સફલ કામગીરી બજાવી ચૂક્યા હતા.

તેમણે મેજીસ્ટ્રેટના ઘરથી થોડે દૂર ઊભા રહી માંત્રિક-ક્રિયા દ્વારા હનુમાનજીનું આવાહન કર્યું અને તેમના દ્વારા પેલા ખવીસને મહાત કરી તેને એક શીશીમાં ઉતારી દીધો તથા દૂરના એક સ્થળે દાટી આવ્યા. ત્યારથી મેજીસ્ટ્રેટના ઘર પર પત્થરો પડવા બંધ થઈ ગયા અને તેમણે નિરાંતનો દમ ખેંચ્યો. તેમણે આ મંત્રવાદીની કદર કરી અને તેનો મહાન ઉપકાર માન્યો.

જેમને મંત્રપ્રયોગો કરવાની ઈચ્છા હોય, તેમણે ધીરતા અને વીરતાનો ગુણ પણ કેળવવો જ જોઈએ. ધીરતા એટલે ધૈર્ય કે ખામોશ. જો મુશ્કેલ પરિસ્થિતિ જોઈને આકળા કે ઉતાવળા થયા તો બધી બાજી બગડી જવાની.

ધમ્યું સોનું ધૂળ થવાનું. 'ધીરજનાં ફળ મીઠાં' એ ઉક્તિનું આ પ્રસંગે અવશ્ય અનુસરણ કરવું ઘટે.

વીરતા એટલે મુશ્કેલીઓ સામે ઝઝૂમવાનું શૂરાતન, તેને પાર કરવાની અનેરી ધગશ. આ ગુણ કેળવ્યા વિના કોઈ પણ મંત્રસાધક મંત્રસાધનામાં કે મંત્રપ્રયોગોમાં સફલતા મેળવી શકે નહિ, કારણ કે સમય સમય પર મુશ્કેલીઓ તો આવવાની જ. જો એ વખતે કાયર બન્યા કે હિમ્મત હારી ગયા તો પરિણામ શૂન્યમાં આવવાનું-બધી મહેનત માથે પડવાની.

વર્ષો સુધી મહેનત કરીને અમે મંત્રો તથા મંત્ર-પ્રયોગો અંગે જે અનુભવ મેળવ્યો છે, જે કંઈ સારભૂત સામગ્રી પ્રાપ્ત કરી છે, તે સાધકોના હિતાર્થે આ ખંડમાં પ્રકટ કરેલી છે, એટલે સાધકોએ તેને શાંત-સ્થિર ચિત્તે વાંચવી-વિચારવી અને તેનો આવશ્યકતા અનુસાર ઉપયોગ કરવો.

[૨]

## મંગલકારી મંત્રપ્રયોગ

આ જગતમાં મંગલની આકાંક્ષા-ઇચ્છા-આશા કોણ કરતું નથી? જેઓ ધન-ધાન્યથી સમૃદ્ધ છે, ઉચ્ચ અધિકાર-પદે વિરાજે છે તથા જનસમુદાય પર અનેરું પ્રભુત્વ ધરાવે છે, તેઓ પણ મંગલની આકાંક્ષા કરે છે, તો સામાન્ય જનોનું કહેવું જ શું? અન્ય રીતે કહીએ તો આ જગતમાં અમંગલની આકાંક્ષા-ઇચ્છા કોઈ કરતું નથી; અરે! તેનો પડછાયો પડે તો પણ પોતાને હતભાગી સમજે છે અને તે વહેલી તકે દૂર થાય તેવા પ્રયાસો કરે છે. આ સંયોગોમાં મંગલકારી મંત્રપ્રયોગને સહુ કોઈ અંતરથી આવકારશે અને તેની સિદ્ધિ માટે નિષ્ઠાભર્યા પ્રયાસ કરશે, એમ માની લેવું વધારે પડતું નથી જ.

આ જગતમાં પરમેશ્વર કે પરમાત્માનું નામ સૌથી વધારે મંગલમય છે, એટલે તેનું અનન્ય શ્રદ્ધાથી સ્મરણ કરવું, તેનો અનન્ય ભાવે જપ કરવો, એ સહુથી શ્રેષ્ઠ-મંગલકારી મંત્રપ્રયોગ છે. અહીં કોઈ એમ કહેતું હોય કે-

પરમાત્માના નામને મંત્ર કેમ કહેવાય ? કારણ કે અક્ષરોના વિશિષ્ટ સંયોજનને મંત્ર કહેવામાં આવે છે, તો તેનું સમાધાન એ છે કે મંત્રવિશારદોના અભિપ્રાયથી પરમાત્માનું દરેક નામ એક પ્રકારનો નામમંત્ર છે અને તેનું અનન્ય ભાવે સ્મરણ કરતાં સર્વ અમંગલો દૂર થઈ મંગલની પ્રાપ્તિ થાય છે; એટલું જ નહિ પણ તે મંગલની પ્રતિદિન અભિવૃદ્ધિ થતી રહે છે અને તેના લીધે મનુષ્યની સર્વ મનઃકામના પૂર્ણ થવા ઉપરાંત મહાન યશ-કીર્તિની પણ પ્રાપ્તિ થાય છે. **શ્રીમદ્ ભાગવત**ના બારમા સ્કંધના તેરમા અધ્યાયમાં કહ્યું છે કે-

**नामसंकीर्तनं यस्य, सर्वपापप्रणाशनम् ।**
**प्रणामो दुःखशमनस्तं, नमामि हरिं परम् ॥**

'જેમનું નામ સંકીર્તન સર્વ પાપનો નાશ કરનારું છે અને જેમને કરાયેલો પ્રણામ સર્વ દુઃખોનું શમન કરનારો છે, તે પરમ હરિને હું નમું છું.'

હરિ, હર, બ્રહ્મા એ સઘળા શબ્દો પરમાત્માના વાચક છે અને તેનું વિશિષ્ટ સ્વરૂપ દર્શાવનારા છે. તાત્પર્ય કે અહીં હરિ શબ્દથી પરમેશ્વર કે પરમાત્મા એવો સામાન્ય અર્થ જ સમજવાનો છે.

જૈન ધર્મમાં પણ નામકીર્તનનું મહત્ત્વ સ્વીકારાએલું છે. તે અંગે મહર્ષિ નંદિષેણે **અજિતશાંતિસ્તવ**માં કહ્યું છે કે-

अजियजिण सुहप्पवत्तणं,
तव पुरिसुत्तम नामकित्तणं ।
तहय धिइ–मइ–प्पवत्तणं,
तव य जिणुत्तम संति कित्तणं ॥

'હે પુરુષોત્તમ અજિતનાથ! તમારું નામ કીર્તન–નામ–સ્મરણ સર્વ શુભને અથવા સર્વ સુખને આપનારું છે તથા ધૃતિ અને મતિનું પ્રવર્તન કરનારું છે. હે જિનોત્તમ શાંતિનાથ! તમારું નામકીર્તન પણ આવું જ છે.'

અહીં ચોવીશ તીર્થંકરો પૈકી બીજા તીર્થંકર શ્રી અજિતનાથ અને સોળમા તીર્થંકર શ્રી શાંતિનાથની સ્તવનાનો પ્રસંગ છે, એટલે તેમના નામનો ઉલ્લેખ કરેલો છે, પણ આ વસ્તુ સર્વ જિનો–અર્હતો–તીર્થંકરો કે પરમાત્માને લાગુ પડે છે.

ગોસ્વામી શ્રી તુલસીદાસજીએ એક સ્થળે જણાવ્યું છે કે–

नाम जपत मंगल दिशा दश हु ।

'પરમાત્માનું નામ લેતાં દશેય દિશામાં મંગલ પ્રવર્તે છે.'

અહીં વ્યાસજીના નિમ્ન શબ્દોનું ઉદ્ધરણ કરીએ તો તે યોગ્ય જ લેખાશે :

केचिद् वदन्ति धनहीननरो जघन्यः ।
केचिद् वदन्ति गुणहीननरो जघन्यः ॥
व्यासोऽवदन्निखिलवेदपुराणवेत्ता ।
नारायणस्मरणहीननरो जघन्यः ॥

'કેટલાક કહે છે કે ધન વિનાનો નર કનિષ્ઠ ગણાય છે, કેટલાક કહે છે કે ગુણવિનાનો નર કનિષ્ટ ગણાય છે, પરંતુ સમસ્ત વેદ અને પુરાણોના વેત્તા એવા વ્યાસ મુનિ કહે છે કે જે મનુષ્ય નારાયણના (પરમાત્માના) સ્મરણ વિનાનો છે, તે જ કનિષ્ઠ છે.'

તાત્પર્ય કે મનુષ્ય માત્ર પરમાત્માનું મંગલમય નામ જપવાથી જ ઉન્નત સ્થિતિને પામે છે અને તે લાખો લોકોના હૃદયમાં માનભર્યું સ્થાન મેળવી શકે છે.

મહામંડલેશ્વર **શ્રી જયેન્દ્રપુરીજી** મહારાજે મંત્રવિષયક એક મનનીય લેખમાં જણાવ્યું છે કે 'પરમેશ્વરને લક્ષ્ય કરીને જે નામનો પૂર્ણ રીતિથી જપ કરવામાં આવે છે, તે નામ સર્વ અંતર્યામીને પ્રાપ્ત કરવામાં સમર્થ થઈ જાય છે; તેથી જ ભિન્ન–ભિન્ન સંપ્રદાયના મનુષ્યો પોતપોતાના સંપ્રદાય અનુસાર જૂદાં જૂદાં નામોનો જપ કરે છે. હિંદુઓ અમુક નામોનો જપ કરે છે, (જૈનો તથા બૌદ્ધો અમુક નામોનો જપ કરે છે.) મુસલમાનો અમુક નામોનો જપ કરે છે, ખ્રીસ્તી ધર્મવાળાઓ અમુક નામોનો જપ કરે છે, એ જ રીતે અન્ય દેશવાસીઓ અન્ય અન્ય નામોનું સ્મરણ કરીને તથા તેનો જપ કરીને પોતપોતાની ભાવના અનુસાર ઈષ્ટસિદ્ધિ પ્રાપ્ત કરી લે છે. જો તમે દીક્ષાગુરુ વિના પણ પરમાત્માના કોઈ નામને પકડી લ્યો અને તમારી ભાવના શુદ્ધ હોય તથા તમે એકાગ્રચિત્ત થઈને તેનો જપ કરતા રહો, તો જગદ્ગુરુ જગદીશ્વર તમારી ભાવના અનુસાર મૂર્તિ–

મય બનીને તમારી પાસે સ્વયં ઉપસ્થિત થઈ જશે, એમાં કોઈ શંકા રાખવી નહિ.'

પરમાત્માના નામમાં એવી અલૌકિક શક્તિ છે કે તે ઘોર પાપી કે નીચમાં નીચ મનુષ્યને પણ શુદ્ધ કરી તેને આ જગતમાં ગૌરવનું પાત્ર બનાવી દે છે. ભગવદ્ ગીતામાં કહ્યું છે કે–

अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।
साधुरेव स मन्तव्यः सम्यग् व्यवसितो हि सः ॥
क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छान्तिं निगच्छति ।
कौन्तेय ! प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति ॥

—અ. ૯, શ્લો. ૩૦-૩૧.

'અતિશય દુરાચારી પણ બીજાને નહિ ભજતો જો મને ભજે તો તેને ઉત્તમ જ માનવો; કારણ કે તે ઉત્તમ નિશ્ચયવાળો થયો છે.

'તે જલ્દી ધર્માત્મા થાય છે અને શાંતિ પામે છે. હે કુંતીપુત્ર! તું નિશ્ચય જાણ કે મારો ભક્ત નાશ પામતો નથી.'

તાત્પર્ય કે મનુષ્ય અનેક દોષવાળો હોવા છતાં પરમાત્માનાં મંગલમય નામનું સ્મરણ કરવા માંડે તથા તેનો નિયમિત સવાર-સાંજ જપ કરતો રહે, તો તેની વૃત્તિઓ ધર્માભિમુખ થાય છે–ધર્મપરાયણ થાય છે અને તેને અનેક પ્રકારનાં દુઃખો, રોગો તથા ઉપદ્રવોનાં શમનરૂપ શાંતિનો અનુભવ થવા લાગે

છે. વળી જે મનુષ્ય પરમાત્માના મંગલમય નામનો શ્રદ્ધા-ભક્તિ-બહુમાનપૂર્વક નિરંતર જપ કરતો રહે છે, તેની આ સંસારમાં કદી અવનતિ થતી નથી, એટલે કે તે પોતાનો માન-મોભો છેવટ સુધી જાળવી શકે છે અને તેના યોગ-ક્ષેમમાં કદી હરકત આવતી નથી.

સ્વામી શ્રી કૃષ્ણાનંદજીએ એક સ્થળે લખ્યું છે કે 'નામમંત્રમાં વિલક્ષણ શક્તિ છે. એકવાર હું યાત્રાએ નીકળ્યો હતો. જતાં જતાં રસ્તામાં ઘોર જંગલ આવ્યું. એ વખતે દિવસ ચાલ્યો ગયો હતો અને રાત્રિ પડી ગઈ હતી. હું પણ થાકી ગયો હતો. મેં વિચાર કર્યો કે હવે કોઈ સ્થળે આરામ કરવો જોઈએ. પરંતુ ચારે તરફ જંગલ જ જંગલ હોવાથી ત્યાં આરામ કરવા માટે કોઈ સ્થળ મળ્યું નહિ. રાત અજવાળી હતી, એટલે થોડું આગળ ચાલ્યો, ત્યાં એક મકાન જોવામાં આવ્યું. એ મકાન બે માળનું હતું. હું સીડીથી ઉપર ચડ્યો અને અગાશીમાં પહોંચ્યો. ત્યાં કપડાં ઉતાર્યાં અને આસન લગાવીને બેઠો.

થોડી વારમાં ત્યાં ત્રણ સ્ત્રીઓ આવીને જોર-શોરથી રોવા લાગી. હું સમજ્યો કે તે કદાચ આટલામાં જ રહેનારી હશે, પણ તેમને આશ્વાસન આપું કે સમજાવું તે પહેલાં જ તે અદૃશ્ય થઈ ગઈ અને તેમના સ્થાને ત્રણ સ્ત્રીઓ ઘોડા પર સવાર થયેલી નજરે પડી.

પહેલાં તો હું કંઈ સમજ્યો નહિ, પણ પછી મેં વિચાર કર્યો કે અગાશી પર ઘોડેસ્વાર થયેલી સ્ત્રીઓ ક્યાંથી

હોય ? નક્કી આ તો ભૂત, પ્રેત, કે ચૂડેલ છે, પરંતુ હું ગભરાયો નહિ. મેં પરમાત્માના મંગલમય નામનું અનન્ય શ્રદ્ધાથી સ્મરણ કરવા માંડયું, એટલે થોડી જ વારમાં એ સ્ત્રીઓ ત્યાંથી ચાલી ગઈ અને ફરી કોઈ પણ સ્વરૂપમાં દેખાઈ નહિ. પછી હું ત્યાં નિશ્ચિત મને સૂઈ રહ્યો અને બીજા દિવસે સવારે ત્યાંથી ચાલતો થયો.'

આ વિષયમાં **શ્રી જયદયાલજી** ગોયન્દકાનો અનુભવ પણ ધ્યાનમાં લેવા જેવો છે. તેઓ કહે છે : 'નામનો અભ્યાસ હું બાલપણથી જ કરવા લાગ્યો હતો. જેથી ધીમે ધીમે મારા મનની વિષયવાસના ઓછી થતી ગઈ અને પાપમાંથી હઠવા માટે મને ઘણી જ સહાયતા મળી. વળી કામ–ક્રોધાદિ અવગુણો ઓછા થતા ગયા અને અંતઃકરણમાં શાંતિનો વિકાસ થયો. કદી કદી નેત્ર બંધ કરવાથી ભગવાન શ્રી રામચંદ્રજીનું ધ્યાન સારા સ્વરૂપે થવા લાગ્યું. સાંસારિક સ્ફૂરણાઓ ઘણી ઓછી થતી ગઈ. ભોગમાં વૈરાગ્ય થયો. એ વખતે મને વનવાસ અથવા એકાંત સ્થાનમાં રહેવાનું વધારે અનુકૂલ લાગતું હતું.

આ રીતે અભ્યાસ થતાં થતાં એક દિવસ સ્વપ્નમાં શ્રી સીતાજી તથા શ્રી લક્ષ્મણજી સહિત ભગવાન શ્રી રામચંદ્રજીનાં દર્શન થયાં તથા તેમની સાથે વાતચીત પણ થઈ. શ્રી રામચંદ્રજીએ વર માગવા માટે મને ઘણું કહ્યું, પરંતુ મારી ઇચ્છા વર માગવાની થઈ નહિ. અંતે ઘણો આગ્રહ કરવાથી મેં એટલું જ માંગ્યું કે 'આપનાથી મારો વિયોગ કદી ન થાય.' આ બધું નામજપનું જ ફલ હતું.

. ત્યાર પછી નામજપ કરતાં મને આથી પણ ઘણો વધારે લાભ થયો કે જેનો મહિમા વર્ણવવાને હું અશક્ત છું. હા, એટલું અવશ્ય કહી શકું છું કે નામજપ કરતાં મને જેટલો લાભ થયો છે, તેટલો શ્રીમદ્ ભગવદ્ગીતાના અભ્યાસ વિના અન્ય કોઈ સાધનથી થયો નથી.

જ્યારે જ્યારે મને સાધનાથી ભ્રષ્ટ કરે એવાં ભારે વિઘ્નો સામે આવ્યાં, ત્યારે ત્યારે હું પ્રેમપૂર્વક ભાવના સહિત નામજપ વધારે કરતો હતો અને તેનાથી એ વિઘ્નોને પાર કરી જતો હતો.'

નામજપનો મહિમા શાસ્ત્રોમાં અનેક રીતે વર્ણવાયેલો છે અને આપણા સાધુ-સંતો મુખ્યત્વે તેનો જ આધાર લેતા આવ્યા છે. તેનાથી તેમને જે આનંદ અને મંગલની પ્રાપ્તિ થાય છે, તે આપણાથી અજાણી નથી. તાત્પર્ય કે મંગલની મહેચ્છા રાખનારા સર્વ મહાનુભાવોએ આ પ્રયોગ અવશ્ય કરવા જેવો છે. તેમાં ખર્ચ કોડીનો પણ નથી અને લાભ લાખોનો છે. વળી તે કોઈ પણ સ્થળે અને કોઈ પણ સમયે કરી શકાય છે. કદાચ એ નામનો ઉચ્ચાર કરવામાં કંઈ ભૂલ રહી ગઈ તો પણ હરકત આવતી નથી. માત્ર શુદ્ધ બુદ્ધિએ એ નામ જપ્યા કરવું જોઈએ.

એક મહાત્માએ કોઈ સાધકને 'અઘમોચન' એવો નામમંત્ર આપ્યો અને તેનો શ્રદ્ધાપૂર્વક જપ કરવા કહ્યું. તે સાધક થોડી વાર એ મંત્રનો જપ કરી નિદ્રાધીન થયો. જ્યારે તે નિદ્રામાંથી જાગ્રત થયો, ત્યારે 'અઘમોચન' શબ્દ

યાદ આવ્યો નહિ, પરંતુ થોડી વાર પ્રયત્ન કરતાં ઘમોચનનું સ્મરણ થયું અને તે ઘમોચનનો જપ કરવા મંડી પડ્યો. તેનું મન એ જપમાં એટલું લીન થઈ ગયું કે તેને ખાવા-પીવાનું પણ યાદ આવ્યું નહિ. તેના અંતરમાં ઘમોચનનો જ રણકાર થવા લાગ્યો. તેની આવી પ્રબલ નિષ્ઠા જોઈને પરમાત્મા પ્રસન્ન થયા અને તેમણે દર્શન આપ્યાં તથા તેની સર્વ ભીડ ભાંગી નાખી.

બીજમંત્રમાં ઉચ્ચારની કંઈ પણ ભૂલ થાય તો ચાલતી નથી, પણ નામમંત્રમાં કદાચ એમ બની જાય તો પણ, ઉપર જણાવ્યું તેમ, ખાસ વાંધો આવતો નથી. તેની આ જાતની સરલતાને લીધે જ સાધુસંતો તેનો વિશેષ પ્રચાર કરે છે અને જનતાને પણ તે વધારે અનુકૂલ પડે છે.

પ્રિય પાઠકો! તમે આ મંગલકારી મંત્રપ્રયોગ કરવાનું ચૂકશો નહિ.

[૩]

## રામનામની બલિહારી

'રામ' એ બે અક્ષરોનો મહામંત્ર છે. તેનો મહિમા ભારતવર્ષમાં ખૂબ પ્રસરેલો છે. તેમાં મહાત્મા કબીર, ગોસ્વામી તુલસીદાસ, સમર્થ સ્વામી રામદાસ આદિ મહાપુરુષોનો હિસ્સો નોંધપાત્ર છે. તેઓ કહે છે કે આ કલિકાલમાં રામ-નામની બલિહારી છે. મનુષ્યના સર્વ સંકટોનું હરણ કરવા માટે તથા તેને સુખ–સંપત્તિ–આરોગ્ય–યશ–આનંદ આપવા માટે તેના જેવો સમર્થ મંત્ર અન્ય કોઈ નથી. તમે વિશુદ્ધ ભાવે–પવિત્ર મને તેનું સ્મરણ કરવા લાગો કે તેનું ફલ દેખાવા લાગે છે.

સ્મરણ (કીર્તન), જપ, મનન, અને લેખન એ ચાર રીતે તેની ઉપાસના થઈ શકે છે. આ ઉપાસના દરમિયાન ઉપાસકે સદાચારી, જિતેન્દ્રિય, ફલાહારી, તથા એકાહારી રહેવું જોઈએ, તેમ જ મૌનનું બને તેટલું સેવન કરવું જોઈએ. પરિણામે સિદ્ધિ થાય છે અને તેના પ્રભાવે મનુષ્યને અભિનવ મંગલની પ્રાપ્તિ થાય છે.

રામનામનું અખંડ કીર્તન કરનારા મહાપુરુષોએ તેની કુંચી બતાવતાં કહ્યું છે કે–

केवल युगल नाम लय लाई।
रटै बैठि सब संग विहाई॥
राम नाम सिय नाम विहीना।
रटहि न जे प्रभुभक्त प्रवीना॥

તાત્પર્ય કે રામનામનું કીર્તન સીતાજીના નામની સાથે કરવાથી ઘણો લાભ થાય છે. જે ખરો પ્રભુ ભકત છે, તે સીતાજી વિના રામનું નામ રટતો નથી.

આ રીતે 'સીતારામ' તથા 'જય સિયારામ' એ મંત્રોનો પણ જપ થાય છે અને તે સાધકને ઘણો લાભદાયી નીવડે છે.

શ્રી રામના ષડક્ષરી મંત્રો અનેક છે. જેમકે–

(૧) ॐ श्री रामाय नमः।
(૨) ॐ श्रीँ रामाय नमः।
(૩) ॐ राँ रामाय नमः।
(૪) ॐ क्लीँ रामाय नमः!
(૫) ॐ ह्रीँ रामाय नमः।
(૬) ॐ एँ रामाय नमः।

ધર્મ, અર્થ, કામ અને મોક્ષની પ્રાપ્તિ માટે આમાંનો કોઈ પણ મંત્ર જપી શકાય છે.

'ॐ हूँ जानकीवल्लभाय स्वाहा। એ રામનો દશાક્ષરી

મંત્ર છે અને તે પોતાની વિશેષતા ધરાવે છે. આ મંત્રની સિદ્ધિસમયે શ્રીરામ જાનકીજી એટલે સીતાજીની સાથે દર્શન દે છે અને સાધકના સર્વ મનોરથો પૂરા કરે છે.

શાસ્ત્રોમાં એવો ઉલ્લેખ પણ પ્રાપ્ત થાય છે કે–

**श्रियं रामं जयं रामं द्विर्जयं राममीरयेत्।**
**त्रयोदशाक्षरो मन्त्रः सर्वसिद्धिकरः स्मृतः॥**

તાત્પર્ય કે '**શ્રી રામ જય રામ જય જય રામ**' એ તેર અક્ષરોનો મંત્ર સર્વ પ્રકારની સિદ્ધિઓને આપનારો છે.

સમર્થ સ્વામી રામદાસ આ જ મંત્રનો અહર્નિશ જપ કરતા હતા. તેમની પવિત્ર પ્રેરણાથી જ શિવાજી મહારાજે મોગલ સમ્રાટ્ ઔરંગઝેબ સામે બાથ ભીડી હિંદુ ધર્મની રક્ષા કરી હતી અને મરાઠા રાજ્ય સ્થાપ્યું હતું.

રામનામના અખંડ જપયજ્ઞો થાય છે તથા તેની લેખનપ્રવૃત્તિ પણ વિશાળ પાયે ચાલે છે. અનુભવીઓનું એ કથન છે કે કોઈ પણ સાધક રામનામ લખવાની શરૂઆત કરે અને તે મૌનપૂર્વક લખ્યે જ જાય તો પાંચ લાખ મંત્રો લખતાં એ મંત્ર સિદ્ધ થઈ જાય છે અને તેનો ચમત્કાર પ્રત્યક્ષ દેખાવા લાગે છે.

શ્રી રામકીર્તનનો એક વિશેષ વિધિ 'નૌકાજપ' નામનો છે. તેનું વર્ણન **જ્ઞાનેશ્વરસંહિતા**માં કરેલું છે. ત્યાં મહાદેવજી પાર્વતીજીને ઉદ્દેશીને કહે છે:

राजभये शत्रुभये त्रितापे प्राणसङ्कटे ।
कर्तव्यं साधकेनेदं सर्वसम्पत्तिदायकम् ॥

महामोक्षप्रदं श्रेष्ठं भक्तिदं ज्ञानदं नृणाम् ।
वेदशास्त्रपुराणेषु प्रशस्त शुभकर्म्मणि ॥

नौकाजपमिदं देवि ! कुर्वन्ति ये महात्मनः ।
ते यान्ति परमे धाम्नि साकेते राममन्दिरे ॥

इह लोके सुखं भुक्त्वा सीताराम-प्रसादतः ।
प्राप्नोति रामचन्द्रस्य भक्तिं श्रेयस्करीं शुभाम् ।

नव नौकाजपेनैव श्रीरामदर्शनं भवेत् ॥
रोम्णि रोम्णि रमेद् रामस्तेषां किञ्चिन्न दुर्लभम् ।

'રાજા તરફથી ભય ઉત્પન્ન થાય, શત્રુ તરફથી ભય ઉત્પન્ન થાય, આધિ-વ્યાધિ-ઉપાધિનો તાપ વધી જાય કે પ્રાણનું સંકટ ખડું થાય, ત્યારે સાધકે સર્વ-સંપત્તિદાયક એવું આ સાધન કરવું.

આ સાધન મનુષ્યોને માટે શ્રેષ્ઠ છે, કારણ કે તે મહામોક્ષને દેનારું છે, ભક્તિ તથા જ્ઞાનને આપનારું છે અને વેદ, શાસ્ત્ર તથા પુરાણોમાં શુભ કર્મ કરવાને માટે પ્રશસ્ત કહેલું છે.

હે દેવી ! જે મહાપુરુષો સાકેત એટલે અયોધ્યાપુરી વિષે રામમંદિરમાં રહીને આ નૌકાજપનું સાધન કરે છે, તે પરમ ધામમાં જાય છે.

વળી તે સીતારામની કૃપાથી આ લોકમાં સુખ ભોગવી ને શ્રી રામચંદ્રજીની કલ્યાણકારી શુભ ભક્તિને પ્રાપ્ત કરે છે.

'વિશેષ શું ?' નવ નૌકાજપથી શ્રી રામનાં સાક્ષાત્ દર્શન થાય છે. જેના રોમ રોમમાં રામનું રટણ થઈ રહ્યું છે, તેને આ જગતમાં કંઈપિણ દુર્લભ નથી.'

અહીં એટલી સ્પષ્ટતા જરૂરી છે કે એક નૌકાજપમાં નવ ક્રોડ, નવ લાખ, નવ હજાર, નવસો ને નવ મંત્રનો જપ કરવાનો હોય છે. આ જપ ભવસાગર તરવા માટે નૌકા સમાન હોવાથી નૌકાજપ કહેવાય છે.

કેટલાક અનુભવી પુરુષોનો અભિપ્રાય એવો છે કે એક એક નૌકાજપ જન્મકુંડલીના એક એક સ્થાનને શુદ્ધ કરે છે, એટલે બાર નૌકાજપ કરવાથી બારેય સ્થાન શુદ્ધ થઈ જાય છે અને તેનો સાધક જીવન્મુક્ત મહાત્મા બની જાય છે. કહેવાય છે કે ગોસ્વામી શ્રી તુલસીદાસે આ રીતે બાર નૌકાજપ કર્યા હતા અને શ્રી રામનાં સાક્ષાત્ દર્શન કરીને તથા જીવન્મુક્ત મહાત્મા બનીને પોતાનું જીવન સાર્થક કર્યું હતું.

હવે નવ નૌકાજપ વિના પણ શ્રી રામનાં સાક્ષાત્ દર્શન થાય એવું એક અપૂર્વ અનુષ્ઠાન અહીં રજૂ કરવામાં આવે છે. વર્તમાન કાલના કેટલાક સાધકોએ આ અનુષ્ઠાન કરેલું છે અને તેનો ચમત્કાર અનુભવેલો છે.

### શ્રી રામનામનું અપૂર્વ અનુષ્ઠાન

આ અનુષ્ઠાન કોઈ એકાંત શાંત ઓરડામાં કરવું

જોઈએ. સ્થલ એવું હોવું જોઈએ કે બહારનો કોલાહલ ચિત્તને ક્ષુબ્ધ કરે નહિ, તથા કોઈ દ્વારા હરકત પહોંચવાનો સંભવ હોય નહિ. જો સ્થાન વસ્તીથી દૂર હોય અને અનુષ્ઠાન કોઈને પણ સૂચના આપ્યા વિના ચૂપચાપ કરવામાં આવે તો વધારે સારું.

ઓરડો એવો હોવો જોઈએ કે લઘુશંકા આદિની નિવૃત્તિ માટે તેની બહાર જવું પડે નહિ; અર્થાત્ તેના એક ભાગમાં આ પ્રકારની સગવડ હોવી જોઈએ. અનુષ્ઠાન કરવાના આગલા દિવસે ભોજન એટલું અલ્પ કરવું જોઈએ કે એ દિવસે શૌચાદિની આવશ્યકતા રહે નહિ. અનુષ્ઠાનના દિવસે પૂરો ઉપવાસ કરી શકાય તો ઉત્તમ, અન્યથા માત્ર દૂધ લેવું જોઈએ.

કોઈ પણ શુભ દિવસ તથા પવિત્ર તિથિમાં સગવડ મુજબ સૂર્યોદયની પૂર્વે નિત્યકર્મથી નિવૃત્ત થઈને, સ્નાન–સંધ્યા કરીને, અગાઉથી ધોઈ રાખેલ ઓરડામાં ભગવાનનું સિંહાસન સ્થાપિત કરવું અને તેની પાસે પાણીથી ભરેલો ઘડો મૂકવો. એ ઘડા પર ઢાંકણુ મૂકીને તેના પર ગણેશજીની સ્થાપના કરવી તથા તેની સન્મુખ ઘીનો દીવો પ્રકટાવવો. દીવામાં ઘી ઓછું થાય કે બીજું પૂરવું. એ દીવો અનુષ્ઠાન પર્યંત બરાબર બળતો રહેવો જોઈએ. તે બૂઝાય નહિ, તેની ખાસ સાવધાની રાખવી.

તે પછી તુલસીની માલા લઈને 'રામ' મંત્રનો ઉપાંશુ જપ ચાલુ કરવો. શરીર, વસ્ત્ર તથા મનને બને તેટલાં પવિત્ર રાખવાં. એ ઓરડામાં બેસીને, આડા પડીને, ઊભા

રહીને કે ટહેલતાં ટહેલતાં ઠીક લાગે તે રીતે જપ કર્યા કરવો, પરંતુ એ ઓરડાની બહાર જવું નહિ. આ વખતે એક ક્ષણુ માટે પણ નિદ્રા લેવી નહિ અને જપને રોકવો નહિ. દૂધ કે પાણી પીતાં અથવા બીજી ક્રિયા કરતાં પણુ જપને છોડવો નહિ. જપ અખંડ રાખવો એ આ અનુષ્ઠાનનો મુખ્ય નિયમ છે.

ગમે તેટલી આવશ્યકતા હોય, કોઈ ગમે તે કહીને બહારથી બોલાવે, પણ ઓરડાનાં દ્વાર ખોલવાં નહિ કે કોઈ પણ પ્રકારનો જવાબ આપવો નહિ. જવાબ આપવા જાઓ તો જપનો ભંગ થાય, એ દેખીતું છે. આ વખતે એવો નિશ્ચય કરી લેવો જોઇએ કે 'પ્રલય થશે તો પણ હું મારા નિયમમાં અડગ રહીશ.'

રાત્રિના પાછલા પહોરે નિદ્રા વિશેષ આવે છે. એ વખતે ટહેલતાં રહેવું. ગમે તેટલો થાક જણાય તો પણ ઊભા રહેવું કે બેસવું નહિ. જો ઊભા રહ્યા કે બેઠા તો અવશ્ય નિદ્રા આવવાની અને અનુષ્ઠાન તૂટવાનું. કેટલાક સાધકોનાં અનુષ્ઠાનો આ રીતે તૂટી ગયાં છે, તેથી જ આ બાબતની અહીં આટલી સ્પષ્ટ સૂચના આપવામાં આવી છે.

આ વખતે કોઈ અસાધારણ ઘટના બને કે અકલ્પ્ય બનાવ બને તો ચોંકવું નહિ કે ભયભીત થવું નહિ. ધૈર્ય પૂર્વક આરાધ્યની પ્રતીક્ષા કરવી. આથી શ્રી રામનાં મંગલમય દર્શન અવશ્ય થશે અને તે દિવસથી જ જીવનની સમુન્નતિ અનુભવાશે.

## રામનામમાં મહાત્મા ગાંધીજીની અપૂર્વ શ્રદ્ધા

રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધીજીને રામનામમાં અપૂર્વ શ્રદ્ધા હતી. તેમણે એ નામનો ચમત્કાર અનુભવ્યો હતો અને તેથી તેને પોતાના જીવનમાં વણી લીધું હતું. દિલ્હીમાં ગોડસે નામના એક યુવકે તેમના પર ગોળી ચલાવી અને તેઓ સખત રીતે ઘાયલ થયા, ત્યારે તેના મુખમાંથી 'હે રામ!' એટલા જ શબ્દો નીકળ્યા હતા. તાત્પર્ય કે તેમણે રામનામને પોતાના જીવનમાં વણી લીધું હતું અને તેના આધારે અનેક મહત્ત્વપૂર્ણ કાર્યોનું માર્ગદર્શન મેળવી સમાજ, રાષ્ટ્ર તથા સમસ્ત માનવજાતિની મહાન સેવા બજાવી હતી.

'રઘુપતિ રાઘવ રાજા રામ, પતિત પાવન સીતા રામ' આ ધૂનને તેમના પ્રયાસોએ વ્યાપક બનાવેલી છે અને તે આજે અનેક સ્થળે પ્રાર્થના સમયે બોલાય છે.

## રામનામનો અદ્ભુત પ્રભાવ

કલિસંતરણ ઉપનિષદમાં કહ્યું છે કે–

हरे राम हरे राम राम राम हरे हरे ।
हरे कृष्ण हरे कृष्ण कृष्ण कृष्ण हरे हरे ॥

આ પણ એક મહામંત્ર છે અને તેનો સાડા ત્રણ ક્રોડ જપ કરવાથી મનુષ્ય જીવનમુક્ત બની જાય છે.

શ્રી ડાહ્યાભાઈ રામચંદ્ર મહેતાએ દેવી ઉપાસનામાં આ મંત્રનો પ્રભાવ દર્શાવતું એક દૃષ્ટાંત નીચે મુજબ આપ્યું છે:

'મારા એક મિત્ર મહુનિવાસી બી. એ. એલ્ એલ્. બી. વકીલ છે. એક વખત કોઈ કારણવશાત્ તેઓ લોનાવલા ગયા. ત્યાં એક સુંદર તળાવ છે. એક દિવસ તેઓ એ તળાવ જોવા ગયા, એ સમયે એક ઓફિસર માછલાંનો શિકાર કરવા ત્યાં આવી પહોંચ્યો. મારો મિત્ર તેને એમ કરતાં રોકી શકે તેમ ન હતો અને વિના કારણે માછલાંનો સંહાર થાય તે પણ જોવા ચાહતો ન હતો, તેથી (નજીકમાં) એક રમણીય સ્થાન જોઈને ત્યાં બેસી ગયો અને મનમાં ને મનમાં જ નીચેનો મંત્ર એકાગ્ર ચિત્તે જપવા લાગ્યો :

हरे राम हरे राम राम राम हरे हरे ।
हरे कृष्ण हरे कृष्ण कृष्ण कृष्ण हरे हरे ॥

આ મંત્રનો જપ કરતાં તેણે મનમાં એવી ભાવના કરી કે 'હે પ્રભો! આ શિકારીની જાળમાં એક પણ માછલી આવે નહિ.'

શિકારીએ લગભગ એક કલાક સુધી શિકારના બધા નિયમો અજમાવી જોયા, પણ તેની જાળમાં એક પણ માછલી ફસાઈ નહિ. અંતે તે નિરાશ થઈ પોતાના ઘેર ચાલ્યો ગયો.

વિલક્ષણતા તો એ જોવામાં આવી કે એ શિકારીના ગયા પછી વકીલ સાહેબે ડબલ રોટી (પાઉં) ના કકડા કરી તળાવમાં નાખ્યા કે તરત બધી માછલીઓ પાણીમાં ઉપર આવી ને તે ખાઈ ગઈ. તાત્પર્ય કે આ મંત્રથી માછલીઓ પર આવનારું સંકટ ટળ્યું, તો મનુષ્યો પર આવતાં સંકટો કેમ ન ટળે ?

[૪]

## વ્યાધિવિનાશક નારાયણ મંત્ર

જે મંત્ર અત્યંત પ્રભાવશાળી હોય અને અનેક કાર્યોની સિદ્ધિ કરનારો હોય, તેને મહામંત્ર કહેવામાં આવે છે. રામ-નામને એટલા માટે જ મહામંત્ર કહેલો છે અને પ્રસ્તુત નારાયણ મંત્રને પણ એ જ કારણે મહામંત્ર ગણવામાં આવે છે.

શાસ્ત્રોમાં તેની અષ્ટાક્ષરી મંત્ર તરીકે વિશેષ પ્રસિદ્ધિ છે, કારણ કે તેમાં નીચે પ્રમાણે આઠ અક્ષરો આવે છે.

ॐ नमो नारायणाय ।

(મંત્રપ્રયોગ વખતે આ મંત્રને છેડે ॐ લગાડવામાં આવે છે, તે સંપુટ સમજવો.)

**મહાભારત–અનુશાસનપર્વ**માં આ મંત્રનો મહિમા વર્ણવતાં જણાવ્યું છે કે–

किं तस्य बहुभिर्मन्त्रैः किं तस्य बहुभिर्व्रतैः ।
नमो नारायणायेति मन्त्रसर्वार्थसाधकः ॥
नमो नारायणायेति ये विदुर्ब्रह्मशाश्वतम् ।
अन्तकाले जपाद्यान्ति तद् विष्णोः परमं पदम् ॥

'તે ઘણા મંત્રોથી શું ? અને તે ઘણાં વ્રતોથી પણ શું ? 'ॐ नमो नारायणाय' એ મંત્ર સર્વ અર્થોનો સાધક છે. તાત્પર્ય કે તેનાથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારેય વર્ગની પ્રાપ્તિ થાય છે.

'ॐ नमो नारायणाय' એ મંત્રને જેઓ શાશ્વત બ્રહ્મ સમજે છે અને અંતકાલે તેનો જપ કરે છે, તે વિષ્ણુનું પરમ પદ પામે છે.'

**વૃદ્ધહારિતસ્મૃતિમાં** કહ્યું છે કે-

**व्यापकानां च सर्वेषां ज्यायानष्टाक्षरो मनुः ।**
**अष्टाक्षरस्य जप्त्वा तु साक्षान्नारायणस्वयम् ॥**

'સર્વે વ્યાપક મંત્રોમાં અષ્ટાક્ષરવાળો મંત્ર શ્રેષ્ઠ છે. તે આઠ અક્ષરોનો જપ કરીને સાધક સ્વયં નારાયણ બની જાય છે.'

**નારદીય કલ્પમાં** કહ્યું છે કે-

**यथा सर्वेषु देवेषु नास्ति नारायणात्परः ।**
**तथा मन्त्रेषु सर्वेषु नास्ति चाष्टाक्षरात्परः ॥**

'જેમ સર્વ દેવોમાં નારાયણથી શ્રેષ્ઠ કોઈ દેવ નથી, તેમ સર્વ મંત્રોમાં અષ્ટાક્ષરથી કોઈ શ્રેષ્ઠ મંત્ર નથી.'

નારાયણ ઉપનિષદ્‌માં તો એવા સ્પષ્ટ શબ્દો જોવામાં આવે છે કે 'ॐ नमो नारायणायेति मन्त्रोपासको वैकुण्ठं गमिष्यति ।'-'ॐ नमो नारायणाय' એ મંત્રનો ઉપાસક વૈકુંઠમાં જશે.'

આ અષ્ટાક્ષરી નારાયણ મહામંત્રનો અનન્ય ભાવે જપ કરતાં સુખ, સૌભાગ્ય, આનંદ અને મંગલની પ્રાપ્તિ થાય છે તથા તેનો વિધિસર પ્રયોગ કરવાથી અનેક પ્રકારના રોગો મટાડી શકાય છે. આ વિષયમાં ઉજ્જૈનનિવાસી **પં. શિવદત્તજી શર્માએ** જે પ્રકાશ પાડ્યો છે, તે પાઠકોને ઘણો માર્ગદર્શક થઈ પડશે એમ અમે માનીએ છીએ. તેઓ **'મંત્રોપચાર'** નામના મનનીય લેખમાં કહે છે કે–

'મંત્રોમાં ઉત્પાદક વિચારોનું બીજ હોય છે. તે પોતાનો જપ કરનારની રક્ષા કરે છે. એકાગ્રતાથી અર્થ પર વિચાર કરતાં જપ કરનારના સમસ્ત મનોરથો પૂર્ણ થાય છે અને ઇષ્ટદેવ દર્શન આપે છે.

## પહેલું સોપાન

ઉદાહરણ તરીકે ॐ नमो नारायणाय–(ॐ) એ અષ્ટાક્ષરી મંત્ર મહાવિષ્ણુ અથવા નારાયણ, જે વિશ્વની રક્ષા કરનારી મહાશક્તિ છે, તેની ઉપાસનાનો મંત્ર છે. આટલું જાણી લેવું, એ મંત્રજપનું પહેલું સોપાન છે.

## બીજું સોપાન

નારાયણ એ શક્તિનું નામ છે કે જે સર્વજ્ઞ, સર્વશક્તિમાન, સર્વ વ્યાપક, અજર, અમર, નિત્ય, શુદ્ધ, સત્–ચિદ્–આનંદસ્વરૂપ છે. આટલું સમજી લેવું એ બીજું સોપાન છે.

## ત્રીજું સોપાન

મંત્રાર્થ જે સર્વની રક્ષા કરનારો અને સર્વનું અધિ-

સ્થાન છે, તેનું નામ ૐ છે. નાર એ મહત્ તત્ત્વનું નામ છે કે જે સર્વ જગતને ચલાવી રહેલ છે. એ તત્ત્વમાં સત્–ચિદ્–આનંદરૂપથી વાસ કરનારો તે નારાયણ કહેવાય છે. આવા નારાયણને મારા નમસ્કાર છે. આ રીતે મંત્રાર્થ સમજી નારાયણને પ્રણામ કરવો, એ ત્રીજું સોપાન છે.

આ ત્રણે ય સોપાનને સમજી લીધા પછી જે જપ કરવામાં આવે છે, તેને મહાજપ કહે છે અને તે મહાજપથી સાધક તે આરોગ્યદાયક પ્રાણશક્તિની લહરિઓને પ્રાપ્ત કરે છે કે જે લહરિઓ તે સર્વવ્યાપક મહાવૈદ્યના પ્રાણો સાથે સાક્ષાત્ સંબંધ ધરાવે છે. આ પ્રકારનો મહાજપ કરતી વખતે તે નારાયણને જ મહાવૈદ્ય અને ઉપચારકર્તા માને તથા પોતાને કેવલ નિમિત્ત માત્ર સમજે છે અને તેના પ્રભાવે જ તે અસાધ્યમાં અસાધ્ય મહારોગોને પણ મટાડી શકે છે.

## ચોથું સોપાન

કોઈ ધાતુ કે લાકડાનું એક ગોલ ચક્ર બનાવવું. તેના પર બધી બાજુ અને વચ્ચે પણ 'ॐ नमो नारायणाय ॐ' એ મંત્રને લખવો. આ ચક્રને અભ્યાસસ્થાનમાં એવા સ્થાન પર લગાડવું (મૂકવું) કે જેથી અભ્યાસ કરતી વખતે બિલકુલ સામે જ રહે. પછી આસન લગાવીને એ ચક્ર તરફ મીટ માંડતાં નીચે પ્રમાણે પ્રાર્થના કરવી :

'હે પ્રભો ! આપ પ્રેમસુધાના સમુદ્ર છો, સમસ્ત વિશ્વ આપના પ્રેમનું પાત્ર છે, હું પણ આપના પ્રેમનું પાત્ર છું.

મને પ્રેમથી પૂર્ણ કરો. હું અનંત કાલથી આપની સાથે છું અને અનંત કાલ સુધી આપની સાથે જ રહીશ. હું આપનો જ અંશ છું. મને આપના ચરણોમાં પૂર્ણ વિશ્વાસ છે. મને જન્મ–જન્માંતરમાં અનંત કાલ સુધી આપના ચરણકમલોથી દૂર કરશો નહિ.'

## પાંચમું સોપાન

તે પછી નાસ્તિકતાના ભાવથી અથવા ભય, ચિંતા વગેરેના વિચારોથી મનને ખાલી કરી નાખવું અને પરમાત્માના પ્રેમમાં મગ્ન થઈ જવું તથા મંત્રજપ શરૂ કરવો.

## છઠ્ઠું સોપાન

જપ પૂરો કર્યા પછી થોડી વાર સુધી શાંતિપૂર્વક બેસી રહેવું અને ઉપર જણાવેલી પ્રાર્થના કરી મનને આશાવંત બનાવવું. અર્થાત્ નારાયણની પ્રાણશક્તિની લહરિઓ હવે આવી રહી છે, એવી ભાવના મનમાં ઉત્પન્ન કરવી અને તેને ઉત્તરોત્તર બળવાન બનાવવી.

## સાતમું અથવા અંતિમ સોપાન

ત્યારબાદ આંખો બંધ કરવી અને માનસચક્ષુઓની સમક્ષ દૂધ જેવા શ્વેત પદાર્થથી ભરેલો એક શ્વેત સમુદ્ર ચિંતવવો કે જેને ન તો આદિ હોય કે ન અંત હોય. એ સમુદ્રમાં મનથી સ્નાન કરવું અને તેનાં પયનું પાન કરવું તથા અંદર બહાર સર્વત્ર તેમાં તરબોળ બની જવું.

આ વખતે શરીરને બિલકુલ ઢીલું બનાવી દેવું, પણ નાસિકાથી શ્વાસ-પ્રશ્વાસની ક્રિયા નિયમિત કરવી. હવે શ્વાસ અંદર લેતી વખતે એમ વિચારવું કે હું નારાયણની પ્રાણ-શક્તિની લહરિઓ મારામાં ભરી રહ્યો છું; પછી શ્વાસ સ્થિર કરતી વખતે એમ વિચારવું કે નારાયણની પ્રાણશક્તિની લહરિઓ મારામાં સ્થિર થઈ રહી છે; અને શ્વાસ બહાર કાઢતી વખતે મનથી ૐ ૐ ૐ એવો ઉચ્ચાર કરવો.

અષ્ટાક્ષરી મંત્રનો આ અનુભૂત જપવિધિ છે. હવે એ મંત્રની સહાયથી રોગનો ઉપચાર કરવાની વિધિ બતાવીશું. માંત્રિક આ મંત્રથી પ્રત્યક્ષ કે દૂર કોઈ પણ રોગનો ઉપચાર કરી શકે છે. તે પોતાની તથા રોગીની અનુકૂલતા મુજબ કોઈ પણ સમયે ઉપચાર કરી શકે છે, પણ સૂતાં પહેલાં ઉપચાર કરે તો તે ઉત્તમ અને શીઘ્ર ફલદાયી થાય છે. જો રોગી દૂર દેશમાં હોય તો ઉપચારક પોતાના સૂવાના સમયે અને જો પત્ર દ્વારા નક્કી કર્યું હોય તો બંનેના સૂવાના સમયે આ ઉપચાર કરવાનું વધારે ઠીક રહે છે.

સહુથી પ્રથમ રોગીને એ સમજાવી દેવું જોઈએ કે સૂવાના સમયે તેણે પોતાનાં બધાં અંગો કેવી રીતે ઢીલાં કરી દેવાં અને મનને શાંત કેમ બનાવવું? પછી તેને દીર્ઘ શ્વાસ-પ્રશ્વાસની ક્રિયા પણ સમજાવી દેવી જોઈએ. પછી ઉપચારક તેની સમીપે બેસીને 'ૐ નમો નારાયણાય ૐ' એ મંત્ર તરફ તેનું ધ્યાન આકર્ષિત કરે અને તેને આ પ્રમાણે સમજાવે-

અખિલ વિશ્વનું જીવન,
અખિલ વિશ્વનું આરોગ્ય,
અખિલ વિશ્વની શાંતિ અને
અખિલ વિશ્વની પ્રસન્નતા,

જે તત્ત્વથી પ્રાપ્ત થાય છે, તે તત્ત્વનું નામ છે નારાયણ. જે આ તત્ત્વનું ચિંતન કરે છે, તેને (૧) જીવન, (૨) આરોગ્ય, (૩) શાંતિ અને (૪) પ્રસન્નતા અવશ્ય પ્રાપ્ત થાય છે.

જે મનમાં આપોઆપ થતો રહે અને જેમાં હોઠ ન હાલે, તે જપ સારો ગણાય છે. આ પ્રકારના જપથી શરીર અને મનમાં આરોગ્યના અંકુર ફૂટવા લાગે છે. જપ કરવાથી શોક, ભય, ચિંતા તથા ક્લેશોનો સમૂલ નાશ થઈ આરોગ્ય, ઉત્સાહ અને પ્રસન્નતાનો લાભ થાય છે. જપના જેવી રોગનિવારણ કરનારી અન્ય કોઈ વસ્તુ નથી.

## એકાંત અને એકાગ્રતા

ઉપચારક રોગીને એકાંતસેવનનું મહત્ત્વ પણ સમજાવે. ઘણા મનુષ્યો રોગીની ખબર લેવાને બહાને તેની પાસે આવીને જે વિચારનો સંક્ષોભ ઊભો કરે છે, તેનાથી રોગીને હાનિ પહોંચે છે, લાભ કંઈ પણ થતો નથી. એ બધી ઝંઝટથી દૂર રહીને તે એકાગ્ર મનથી નીચે મુજબ પ્રાર્થના કરે :

## પ્રાર્થના

'હે નારાયણ પરમાત્મન્! મને આરોગ્યના નિયમની પ્રેરણા કરો. આરોગ્યના નિયમો પાળવાની શક્તિ આપો.

આરોગ્ય આપનાર સર્વ સંયોગોનો મેળાપ કરી દો. મને સંપૂર્ણ આરોગ્ય આપો. હું નાશવંત વસ્તુઓનો આશ્રય છોડીને આપના શરણોમાં આવ્યો છું. મારી રક્ષા કરો. આપના દ્વારથી કદી કોઈ નિરાશ થઈને પાછું ફરતું નથી, તેથી મારી આશા પૂર્ણ કરો. ॥ ૐ ॥

પછી 'ૐ नमो नारायणाय ૐ' એ મંત્રનો યથાશક્તિ જપ કરવો અને તે પૂરો થાય કે ઇચ્છિત અવસ્થામાં આવી જવું. ઇચ્છિત અવસ્થામાં પણ વિચાર તો એ જ કરવો કે 'મનુષ્યને આરોગ્ય અને આનંદ પદાર્થોથી નહિ, પણ પરમેશ્વરથી–નારાયણથી પ્રાપ્ત થાય છે. તે નારાયણ અંદર–બહાર સર્વત્ર વિરાજી રહ્યા છે. હું હવે સમજી ગયો છું અને નારાયણના શરણમાં પહોંચી ગયો છું. હવે મને આરોગ્ય પ્રાપ્ત થવામાં જરા પણ સંદેહ નથી.'

## આત્મસમર્પણ

જે કંઈ થાય છે, તે ભગવાનની ઇચ્છાથી જ થાય છે. તેના હુકમ વિના એક પાંદડું પણ હાલી શકતું નથી. મનુષ્યોની હાનિ–લાભ, જીવન–મરણ આદિ સર્વ દશાઓનો પ્રભુ (સ્વામી) પરમાત્મા જ છે. મારા શરીરમાં મિથ્યા આહાર અને મિથ્યા વિહારથી જે વિષ ઉત્પન્ન થયું હતું, તેનાથી મારું શરીર શુદ્ધ કરવા માટે જ પરમેશ્વરે મને રોગી બનાવ્યો હતો. હવે મારું શરીર શુદ્ધ અને મન નિર્મલ થઈ ગયું છે અને તે નારાયણ તત્ત્વ મને હવે આરોગ્ય આપી રહ્યું છે. હવે હું બિલકુલ નીરોગી છું. મારો સર્વ રોગ

દૂર થઈ ગયો છે. મારા શરીર અને મનની અવસ્થા બિલકુલ રોગરહિત બની ગઈ છે. તે નારાયણતત્ત્વ મને આરોગ્યના નિયમોનું જ્ઞાન અને તેને પાલવાની શક્તિ આપી રહ્યું છે. હું સર્વથા તેને શરણે છું. મેં મારું શરીર તથા મન તેને સમર્પણ કરેલું છે.

આ ભાવ વિદ્વાનો અને બુદ્ધિમાનોને માટે માનસશાસ્ત્રના નિચોડરૂપ છે.

આ પ્રકારે ભાવના કરતાં કરતાં શાંત થઈને સૂઈ રહેવું. જો નિદ્રા આવી જાય તો સારી વાત છે. હવે તે રોગી જ્યારે જાગ્રત થશે, ત્યારે તેના શરીર અને મનમાં વિલક્ષણ ફેરફાર થયેલો હશે. વધારે સ્પષ્ટ કહીએ તો તેનો રોગ સર્વાંશે મટી ગયો હશે અને તેનું સ્વાસ્થ્ય પહેલાં કરતાં સારું હશે, તે સુખી અવસ્થામાં હશે.

## માનસચિત્ર

જ્યારે રોગી નિદ્રાવસ્થામાં હોય ત્યારે માંત્રિકે તેની પાસે બેસવું અને તેના સ્વસ્થ ચિત્તની માનસિક રચના કરવી. તે મનની આંખોથી જુએ કે એક શ્વેત તત્ત્વ રોગીની બધી બાજુએ ફેલાયેલું છે. સર્વ ઇન્દ્રિયો તથા રોમકૂપમાંથી તે રોગીના શરીરમાં પ્રવેશ કરી રહ્યું છે. સાથે મંત્રનો જપ પણ કરતો રહે. આ પ્રયોગથી રોગી અત્યન્ત પ્રસન્નતા અને પુષ્ટિ પ્રાપ્ત કરશે.

માંત્રિકના અભાવે ઘરનો કોઈ પણ મનુષ્ય જે રોગીનો સાચો હિતચિંતક હોય, તે આ પ્રયોગ કરી શકે છે. તેના વિચારોનો પણ આવો જ પ્રભાવ પડશે.'

[ ૫ ]

# પંચાક્ષરી મંત્રોનો પ્રશસ્ત પ્રયોગ

પંચાક્ષરી મંત્રો અનેક છે, પરંતુ તેમાંના બે મંત્રોનો પ્રશસ્ત પ્રયોગ અમારા જોવામાં આવ્યો છે; તેની પાઠકો સમક્ષ રજૂઆત કરીશું.

તેમાંનો પ્રથમ મંત્ર છે 'ૐ નમઃ શિવાય ।' આમ તો આ મંત્રમાં છ અક્ષરો છે, પણ શૈવમતાનુયાયીઓ પોતાના સંપ્રદાય અનુસાર ૐની ગણના મંત્રાક્ષરમાં કરતા નથી, એટલે તે પંચાક્ષરી મંત્રોની પંક્તિમાં સ્થાન પામેલો છે.

આ મંત્રનો પ્રભાવ રામનામ કે નારાયણ મંત્ર કરતાં જરાયે ઉતરતો નથી. જે જે કાર્યો એ મંત્રો વડે સિદ્ધ થાય છે, તે બધાં જ કાર્યો આ મંત્ર વડે પણ સિદ્ધ થાય છે.

શિવ, સદાશિવ, શંભુ, શંકર, મહાદેવ એ બધા એકાર્થી શબ્દો છે. એમ કહેવાય છે કે 'શિવજીએ સ્મશાનમાં વસી વિશિષ્ટ પ્રણાલિકાથી મહાન સિદ્ધિઓ પ્રાપ્ત કરી હતી અને તેનું રહસ્ય શ્રીમુખે પાર્વતીજીને કહ્યું હતું. તે પરથી જે શાસ્ત્રો રચાયાં, તે આગમ નામથી પ્રસિદ્ધ થયાં. સામાન્ય

રીતે તેમને તંત્ર તરીકે ઓળખવામાં આવે છે. પ્રસ્તુત ગ્રંથમાં જ્યાં જ્યાં તંત્રકાર શબ્દ વાપર્યો છે, ત્યાં ત્યાં આ તંત્રના રચયિતા એમ સમજવું.

મંત્રસાધનાનો વિકાસ થવામાં આ તંત્રોએ ઘણો ફાળો આપ્યો છે, પરંતુ તેમાં એક યા બીજા કારણે કેટલીક એવી ક્રિયાઓ પણ દાખલ થઈ ગઈ છે કે જે પ્રચલિત નીતિ-નિયમોથી વિરુદ્ધ છે અને તેથી શિષ્ટ સમાજને તેના પર ઘૃણા થાય છે; પરંતુ એ તંત્રો સર્વથા તરછોડવા યોગ્ય નથી. તેમાં મંત્રસાધના અંગે ઘણી મહત્ત્વની સામગ્રી ભરેલી છે. તેનો હંસ-ક્ષીર-નીર-ન્યાયે ઉપયોગ કરી લેવો જોઈએ.

આટલું પ્રાસંગિક કહ્યા પછી હવે મૂળ વાત પર આવીએ. આ મંત્રનો સામાન્ય અર્થ તો એટલો જ થાય છે કે 'ૐ શિવને નમસ્કાર હો.' અહીં શિવ શબ્દમાં જે અર્થગાંભીર્ય છે, તે વિચારવું ઘટે છે. શિવ એટલે નિરુપ-દ્રવતા, શિવ એટલે મંગલ, શિવ એટલે કલ્યાણ, શિવ એટલે મોક્ષ. શિવ એ આ બધા ભાવોની સાક્ષાત્ મૂર્તિ છે અને તેથી જ મહાદેવ તરીકે વિખ્યાતિ પામેલા છે.

ઉપદ્રવોનું શમન કરવું, શાંતિ પ્રસારવી, આનંદ-મંગલનું વાતાવરણ પ્રસારવું, એ આ મંત્રની ખાસ ખૂબી છે અને તેનો આપણે સહુ કોઈ અનુભવ કરી શકીએ તેમ છીએ.

હાલ તો આ મંત્રજપનો જે અદ્ભુત પ્રયોગ અમારા જોવામાં આવ્યો, તેનું જ અહીં વર્ણન કરીશું.

અ નામના એક મહાશય બેંકમાં નોકરી કરતા હતા અને રોકડ (Cash) નું કામ સંભાળતા હતા. તેમની પ્રામાણિકતા બાબત કોઈને કંઈ શંકા ન હતી; પણ એક વખત રોકડમાંથી મોટી રકમ ઉચાપત થઈ અને તેનો વહેમ તેમના પર આવ્યો. આથી તેમને ઘણું દુઃખ થયું અને તેઓ આ કલંકમાંથી કેમ મુક્ત થવું ? તેની ઊંડી ફીકરમાં પડ્યા.

આ વખતે એક સ્નેહીએ તેમને સલાહ આપી કે તમે બીજું બધું મૂકીને શિવમંત્રનો જપ કરો. તેનાથી તમે નિર્દોષ ઠરશો અને તમારી ચડતી કલા થશે. પછી તેમણે 'ૐ નમઃ શિવાય' એ પંચાક્ષરી મંત્ર આપ્યો અને તેની ગણનાનો વિધિ બતાવ્યો.

અ મહાશયે એ મંત્રની નિયમિત ગણના કરવા માંડી. તેઓ પ્રાતઃકાલમાં ચાર વાગે ઉઠીને નાહીધોઇને મંત્રજપ કરવા બેસી જતા અને સૂર્યોદય થાય ત્યાં સુધી એ મંત્રજપ ચાલુ રાખતા. પછી શિવમંદિરમાં જઈ શિવજીનાં દર્શન કરી તેમને બીલીપત્ર ચડાવતાં અને ત્યાંથી પાછા ફર્યા બાદ પોતાના કામે લાગી જતા. રાત્રે સૂતાં પહેલાં પણ તેઓ અનુકૂલતા મુજબ અર્ધો કલાક, પોણો કલાક કે એક કલાક આ પંચાક્ષરી મંત્રનો જપ કરતા અને નિદ્રાધીન થતાં પહેલાં અંતઃકરણથી શિવજીને પ્રાર્થના કરતા કે 'હે ભોલાનાથ! મને આ કલંકમાંથી બચાવી લેજે, મને તારું જ શરણ છે.'

બેંકના અધિકારીઓ ઉચાપત થયેલી રકમ અંગે બારીકાઈથી તપાસ ચલાવતા હતા, પણ હજી સુધી તેનો

પત્તો લાગતો ન હતો કે ચોર પકડાતો ન હતો. તેમને અ મહાશય માટે વહેમ હતો અને તેથી તેઓ તેમની હિલચાલ પર બારીક નજર રાખી રહ્યા હતા. પરંતુ અ મહાશયે મંત્ર-જપ શરૂ કર્યો અને થોડા દિવસ થયા કે અધિકારીઓની એ માન્યતામાં ફેરફાર થયો અને આ રકમની ઉચાપત કરનાર કોઈ બીજી જ વ્યક્તિ હોવી જોઈએ, એવો વિચાર તેમના મનમાં મજબૂત થવા લાગ્યો તથા તેઓ તેની તપાસમાં પડ્યા.

આ બાજુ એકવીશ દિવસનો જપ પૂરો થયો કે તેનો ચોર પકડાઈ ગયો અને ઉચાપત થયેલી રકમનો અમુક ભાગ પણ અમુક સ્થળેથી મળી આવ્યો. તાત્પર્ય કે તે દિવસથી અ મહાશયનું કલંક ધોવાઈ ગયું અને સહુ તેમને વધારે આદરથી જોવા લાગ્યા. અહીં એ પણ જણાવી દેવું જોઈએ કે આ બનાવ બન્યા પછી બીજા કે ત્રીજા માસે જ તેમના પગારમાં વૃદ્ધિ થઈ. કહેવાની જરૂર છે ખરી કે આ બનાવ પછી આ પંચાક્ષરી મંત્ર તેમનો પ્રાણ થઈ પડ્યો અને તેના નિત્ય-નિયમિત જપ દ્વારા તેઓ દિન પ્રતિદિન વિશેષ ઉન્નતિ પામ્યા ?' કોઈ પણ મહાનુભાવ ઉપરના વિધિ અનુસાર આ મંત્રનો જપ કરશે, તો તેના સર્વ દુઃખો દૂર થશે અને આનંદ-મંગલની પ્રાપ્તિ થશે.

## અર્હં મંત્ર

હવે અમે બીજા પંચાક્ષરી મંત્રની રજૂઆત કરીશું કે જેને અર્હં મંત્ર કહેવામાં આવે છે. અને જેને જૈન

મહર્ષિઓએ સર્વ સંકલ્પોની સિદ્ધિ માટે કલ્પવૃક્ષસમાન ગણેલો છે. તેનો મૂલ પાઠ છે:

ॐ अर्हं नमः ।

આ મંત્રમાં अर्हं એ મુખ્ય બીજ છે. તે અર્હંતો, જિનો કે તીર્થંકરોનો સંકેત કરે છે કે જેમણે અહિંસા, સંયમ અને તપની સાધના વડે કૈવલ્યાવસ્થાની પ્રાપ્તિ કર્યા બાદ આ વિશ્વને સત્ય ધર્મનો ઉપદેશ કર્યો હતો અને તેનો પ્રવાહ કે તેની પરંપરા બરાબર ચાલુ રહે તે માટે ધર્મ-સંઘોની રચના કરી હતી. આવા અર્હંતો ભૂતકાલમાં અનંત થઈ ગયા, આજે પણ ભૂમંડલના અમુક ભાગમાં વિચરે છે અને ભવિષ્યમાં પણ આ જગતને તેમની અપૂર્વ ધર્મદેશનાનો લાભ આપશે.

'अरिहंता मंगलं' એ શબ્દોથી એ વસ્તુ નિશ્ચિત છે કે આ અર્હંતો મંગલ રૂપ છે અને તેમના નામનું સ્મરણ કરવાથી સર્વ પ્રકારના મંગલની પ્રાપ્તિ થાય છે.

अर्हं બીજમાં આ અર્હંતોની અપરિમિત શક્તિ નિહિત છે અને તેથી લૌકિક–અલૌકિક સર્વ કાર્યોની સિદ્ધિમાં તે પોતાનો અદ્ભુત પ્રભાવ બતાવી શકે છે. **મંત્રરાજ-રહસ્ય**માં કહ્યું છે કે–

अर्हं जपात् क्षयमरोचकमग्निमान्द्यं,
कुष्ठोदरामकसनश्वसनानि हन्ति ।
आप्नोति चाप्रतिमवाग् महतीं महद्भ्यः,
पूजा परत्र च गतिं पुरुषोत्तमाप्ताम् ॥

'અર્હં' મંત્રરાજ તેના જપ કરનારના ક્ષય, અરુચિ, અગ્નિમાંદ્ય, કોઢ, આમરોગ, ખાંસી, શ્વાસ વગેરેનો નાશ કરે છે. વળી તેનો જપ કરનાર અપ્રતિમ વાણીવાળો બને છે, એટલે કે તે સમર્થ વિદ્વાન કે કવિશિરોમણિ થાય છે અને મહાપુરુષોની પૂજાને પ્રાપ્ત કરે છે. વળી પરલોકમાં તે ઉત્તમ પુરુષોએ પ્રાપ્ત કરેલી ગતિને પામે છે, અર્થાત્ તે સ્વર્ગનાં સુખો ભોગવે છે કે મોક્ષના અક્ષય અનંત સુખનો અધિકારી થાય છે.'

એક ખાનદાન ગૃહસ્થ એકાએક બિમાર પડ્યા. ડોકટરોએ કહ્યું કે માંદગી ગંભીર છે. જ્યોતિષીઓએ કહ્યું કે તેમની ગ્રહદશા ઘણી ખરાબ છે અને તેમના પર મોટી ઘાત આવે એવો સંભવ છે. મતલબ કે તેઓ આ માંદગીમાંથી બચે એવા સંયોગો બહુ ઓછા છે.

આ સાંભળી કુટુંબીજનોને આઘાત થાય એ સ્વાભાવિક છે. તેમની સુશિક્ષિત પુત્રીને આથી ખૂબજ આઘાત લાગ્યો અને અમારા પર ટેલીફોન કરી ખાસ મળવા જણાવ્યું. અમે તેમને મળ્યા, ત્યારે તેમણે આ હકીકત અમારી સમક્ષ રજૂ કરી અને તે અંગે કંઈ પણ કરવા જેવું હોય તે કરવાની તૈયારી બતાવી.

અમે કહ્યું: 'શ્રદ્ધા હોય તો એક ઉપાય છે. અર્હં મંત્રનો જપ શરૂ કરો. આ પંચાક્ષરી મંત્ર મૃત્યુંજયનું કામ કરે છે અને ગમે તેવા ભયંકર રોગોનું પણ શમન કરી દે છે.'

તે પુત્રીએ તેનો સ્વીકાર કર્યો અને શુભ મુહૂર્તે તેની ગણના શરૂ કરી. તેઓ નાહી-ધોઈ શુદ્ધ શ્વેત વસ્ત્ર ધારણ કરી પ્રથમ શ્રી પાર્શ્વનાથ ભગવાનની શ્વેત પુષ્પોથી પૂજા કરતા અને પછી તેમની સામે બેસીને આ મંત્રનો જપ કરતાં. રોજના અઢી હજાર મંત્રનો જપ કરવો, એવો તેમણે અંતરથી નિર્ણય કર્યો હતો અને તેનું તેઓ બરાબર પાલન કરતા હતા.

આ તો અદ્ભુત પ્રભાવશાલી મંત્ર. તેની ગણના થોડી આગળ વધી કે બિમારીએ પીછેહઠ કરવા માંડી અને સર્વે કુટુંબીજનોનાં હૃદયમાં આશાનાં કિરણો ફૂટયાં. એમ કરતાં જપસંખ્યા લાખ પર પહોંચી ત્યારે ગણના કરનારને સુંદર સ્વપ્ન આવ્યું. તેમાં ક્ષીરસાગર દેખાયો અને તેમાંથી સોના-રૂપાના કળશો ભરીને પોતે જાણે શ્રી પાર્શ્વનાથ પ્રભુને તેનો અભિષેક કરી રહેલ છે, એવું દૃશ્ય જોવામાં આવ્યું અને તેમના પિતાશ્રી ફૂલની છાબડી લઈ સામે ઊભા છે, એવો દેખાવ પણ નજરે પડ્યો.

બરાબર પચાશ દિવસના આ જપથી તેમના બિમાર પિતા તદ્દન સારા થઈ ગયા અને ત્યાર પછી દશ-બાર વર્ષ જીવ્યા.

કહેવાનું તાત્પર્ય એ છે કે ગમે તેવી માંદગીને પણ આ મંત્ર હઠાવી દે છે અને આરોગ્ય તથા આનંદની પ્રાપ્તિ કરાવે છે.

એક વખત એક ગૃહસ્થે અમારી આગળ પોતાની હકીકત રજૂ કરી અને પોતે શેરબજારના અમુક વેપારમાં

ફસાઈ ગયા છે, એમાંથી ઉગરવાનો ઉપાય પૂછ્યો. તેમને માટે આ જીવન-મરણનો પ્રશ્ન હતો. જો તેમનો આ પરિ-સ્થિતિમાંથી બચાવ થાય નહિ તો સર્વસ્વ ગુમાવવાનો પ્રસંગ આવે અને આબરૂને બટ્ટો લાગે તે જૂદો.

અમે તેમની બધી હકીકત ધ્યાનપૂર્વક સાંભળ્યા પછી કહ્યું કે તમને આ પરિસ્થિતિમાંથી બચાવી શકે એવી એક વસ્તુ છે, પણ તે તમારે અનન્ય શ્રદ્ધાથી કરવી જોઈએ. તેમણે એ પ્રમાણે કરવાની તત્પરતા બતાવી, એટલે અમે તેમને અર્હૅં મંત્રની સવાર-સાંજ ગણના કરવાનું કહ્યું અને ભોંય પથારી કરી બ્રહ્મચર્ય પાળવાનો નિયમ સમજાવ્યો. તે સાથે મીઠાઈનો ત્યાગ પણ કરાવ્યો. તેમણે ઘણા આનંદપૂર્વક આ નિયમો સ્વીકાર્યા.

તેઓ રોજ શ્રીજિનેશ્વર દેવની પૂજા તો કરતા જ હતા, પણ તેમાં શ્વેત પુષ્પનો વિશેષ પ્રયોગ કરવાનું સૂચન કર્યું.

પછી તેઓ અર્હૅં મંત્રનો નિયમિત જપ કરવા લાગ્યા અને તેમણે અતિ આશ્ચર્યપૂર્વક નિહાળ્યું કે બજાર ધીમે ધીમે સુધરી રહ્યો છે અને તેમની તરફેણમાં આવી રહ્યો છે. આ રીતે સવાલાખનો મંત્રજપ પૂરો થયો કે બજાર સારી રીતે સુધરી ગયો અને તેઓ એ વેપારમાં થનારી નુકશાની-માંથી અણિશુદ્ધ બચી ગયા.

અર્હૅં મંત્રની અનન્ય મને આરાધના કરવાથી સાધકને અંતઃસ્ફુરણાઓ થાય છે અને તેથી 'શું થયું ? શું થાય છે

કે હવે શું થશે?' તેની પણ ખબર પડી જાય છે. વર્તમાન કાલે પણ આવા આરાધકો અમારા જોવામાં આવ્યા છે.

કોઈ પણ વ્યક્તિ અનન્ય ભાવે આ પંચાક્ષરી મંત્રનો જપ કરશે, તો તેને મનવાંછિત ફલની અવશ્ય પ્રાપ્તિ થશે, એવી અમારી પૂરેપૂરી ખાતરી છે. 'ॐ ह्रीँ अर्हं नमः' એ રીતે પણ આ મંત્રનો જપ થાય છે અને તેનું ફળ ઉપર મુજબ જ મળે છે.

[ ૬ ]

## શ્રી નમસ્કાર મહામંત્ર

મંગલકારી મંત્રસમૂહમાં શ્રી નમસ્કાર મહામંત્રનું સ્થાન પ્રથમ પંક્તિમાં આવે છે. જૈનો તેને જૈન ધર્મના સારરૂપ માને છે અને તેનું ઉઠતાં-બેસતાં-સૂતાં તથા સર્વ શુભ પ્રસંગોમાં અનન્ય ભાવે સ્મરણ કરે છે. જિનાગમોમાં કહ્યું છે કે-

नासेइ चोरसावयविसहरजलजलणबंधणभयाइं ।
चिन्तिज्जन्तो रक्खसरणरायभयाइं भावेण ॥

'ભાવથી ચિંતન કરાતો આ નમસ્કાર ચોર, શ્વાપદ એટલે શિકારી પશુઓ, વિષધર એટલે સાપ, જલ એટલે પાણીનું પૂર, અગ્નિ એટલે એકાએક આગનું પ્રકટવું, બંધન, રાક્ષસ, રણસંગ્રામ તથા રાજા તરફથી ઉત્પન્ન થનાર ભયોનો નાશ કરે છે.'

જૈન ધર્મના અન્ય ગ્રંથોમાં એમ પણ કહેવાયું છે કે-

सिंहेनेव मदान्धगन्धकरिणो मित्रांशुनेव क्षपा-
ध्वान्तौघा विधुनेव तापततयः कल्पद्रुमेवाधयः ।
तार्क्ष्येणेव फणाभृतो घनकदम्बेनेव दावाग्नयः,
सत्त्वानां परमेष्ठिमन्त्रमहसा वल्गन्ति नोपद्रवाः ॥

'સિંહથી જેમ મદોન્મત્ત ગંધહસ્તિઓ, સૂર્યથી જેમ રાત્રિ સંબંધી અંધકારના સમૂહો, ચંદ્રથી જેમ તાપના સમુદાયો, કલ્પવૃક્ષથી જેમ મનની ચિંતાઓ, ગરુડથી જેમ ફણાધારી વિષધરો અને મેઘસમુદાયથી જેમ અરણ્યના દાવાનલો શાંત થાય છે, તેમ પરમેષ્ઠિમંત્રના તેજથી પ્રાણીઓનાં ઉપદ્રવો નાશ પામે છે.'

વળી એમ પણ કહેવાયું છે કે અત્યાર સુધીમાં જેઓ મોક્ષે ગયા છે, જાય છે તથા જશે, તે સર્વ નમસ્કાર–મહામંત્રનો પ્રભાવ જાણવો.

શ્રી નમસ્કાર મહામંત્રને પરમેષ્ઠિ મંત્ર, પંચપરમેષ્ઠિ મંત્ર, પંચગુરુનમસ્કૃતિ, પંચમંગલ, પંચનમસ્કાર, નમોક્કાર, નવકાર આદિ અન્ય નામોથી પણ ઓળખવામાં આવે છે.

તેનો મૂલપાઠ આ પ્રમાણે જાણવો :

| | પદક્રમ | અક્ષરસંખ્યા |
|---|---|---|
| नमो अरिहंताणं । | १ | ७ |
| नमो सिद्धाणं । | २ | ५ |
| नमो आयरियाणं । | ३ | ७ |
| नमो उवज्झायाणं । | ४ | ७ |
| नमो लोए सव्वसाहूणं ॥ | ५ | ९=३५ |
| एसो पंच-नमुक्कारो । | ६ | ८ |
| सव्व-पावप्पणासणो । | ७ | ८ |
| मंगलाणं च सव्वेसिं । | ८ | ८ |
| पढमं हवइ मंगलं ॥ | ९ | ९=३३ |
| | | ६८ ६८ |

'અરિહંતોને નમસ્કાર હો. સિદ્ધોને નમસ્કાર હો. આચાર્યોને નમસ્કાર હો. ઉપાધ્યાયોને નમસ્કાર હો. લોકમાં રહેલા સર્વ સાધુઓને નમસ્કાર હો.

આ પંચ–નમસ્કાર સર્વે પાપોનો અત્યંત નાશ કરે છે અને સર્વે મંગલોમાં પ્રથમ મંગલ છે.'

આ મંત્રનાં પ્રથમ પાંચ પદોને અધ્યયન અને પછીનાં ચાર પદોને ચૂલિકા કહેવામાં આવે છે.

માંત્રિક પરિભાષામાં કહીએ તો આ અડસઠ અક્ષરનો માલામંત્ર છે અને શાંતિ–તુષ્ટિ–પૃષ્ટિ કરવામાં સર્વોત્તમ છે.

અહીં એટલી સ્પષ્ટતા કરવી ઉચિત છે કે મંત્રો માત્ર સંસ્કૃત ભાષામાં હોય એવું નથી. તે પ્રાકૃત ભાષાઓમાં તથા અન્ય ભાષાઓમાં પણ હોઈ શકે છે. પ્રસ્તુત મંત્ર અર્ધમાગધી પ્રાકૃત ભાષામાં છે કે જેનો ઉપયોગ શ્રી મહાવીર ભગવાને ધર્મોપદેશમાં કર્યો હતો અને જે એક વખત સમસ્ત આર્યાવર્તમાં સારી રીતે સમજાતી હતી.

આ મંત્રની રચના સાદા–સરલ શબ્દોથી થયેલી છે, એટલે સહુ કોઈ તેને સહેલાઈથી યાદ કરી શકે એવો છે. આમાં કોઈ મંત્રબીજો દેખાતાં નથી, પણ પરમ મહર્ષિઓની વાણીનો પ્રત્યેક શબ્દ મંત્રબીજ રૂપ હોય છે અને તેમાં અગાધ શક્તિ રહેલી હોય છે, એ ભૂલવાનું નથી. રામ અને હરિ શબ્દ કેટલા સાદા અને સરલ છે ? પણ તે પરમ મહર્ષિઓએ પ્રબોધેલા હોવાથી મહામંત્રમાં સ્થાન પામ્યા છે.

અને તેની ઉપાસના કરનારને અવનવો ચમત્કાર બતાવે છે. શ્રી નમસ્કાર મહામંત્ર વિષે પણ આમ જ સમજવાનું છે.

પ્રાતઃકાલમાં નિદ્રાનો ત્યાગ કર્યા પછી આ મંત્રનું સાત–આઠ વાર સ્મરણ કરવાથી દિવસ સારો જાય છે. તેમાં કોઈ વિઘ્ન આવતું નથી.

જો આ મંત્રની અષ્ટકમલદલમાં નીચે મુજબ સ્થાપના કરીને તેનો જપ કરવામાં આવે તો ફલ ઘણું વધારે મળે છે.




આ મંત્રજપને કમલબંધ જપ કહેવામાં આવે છે.

રાત્રે સૂતાં પહેલાં પણ આ રીતે મંત્રજપ કરવો ઇષ્ટ છે. એક વાર મહાવરો પડી ગયો, પછી આ રીતે જપ કરવામાં કંઈ જ કઠિનતા જણાતી નથી.

દિવસ-રાત થઈને આ મંત્રની ઓછામાં ઓછી એક માલા ફેરવવી જોઈએ; એટલે કે અષ્ટોત્તરશત (૧૦૮) ની ગણના કરવી જોઈએ, તો જ ધારેલો લાભ થવા માંડે છે અને યશની પ્રાપ્તિ થાય છે.

કેટલાક રોજની વીશ કે તેથી અધિક માલાઓ ગણે છે, પણ તેમાં જપના નિયમોનું પાલન કરતા નથી, એટલે તેમને એ જપનો કોઈ વિશિષ્ટ પ્રભાવ જોવામાં આવતો નથી. શ્રદ્ધા અને મનઃશુદ્ધિ એ બે મંત્રજપની અનિવાર્ય શરતો છે, એટલે દરેક સાધકે તેનું પાલન કરવું જ જોઈએ. જે સાધક શ્રદ્ધા અને મનઃ શુદ્ધિપૂર્વક શ્રી નમસ્કાર મહામંત્રનું સ્મરણ કરે છે, તેના દુઃખ-દારિદ્રનો થોડા વખતમાં નાશ થાય છે, સૌભાગ્યની વૃદ્ધિ થવા લાગે છે, સર્વ કામમાં સારા સમાચાર સાંપડે છે અને આનંદમંગલ વર્તાઇ રહે છે.

'નમસ્કાર મંત્રનો ગણનારો કદી દુઃખી ન હોય.' એ ઉક્તિ જૈન સમાજમાં ઘણી પ્રચલિત છે અને તેમાં ઘણું તથ્ય સમાયેલું છે.

શ્રી નમસ્કાર મહામંત્રનો જપ કરનારે તેનું ધ્યાન પણ ધરવું જોઈએ, જેથી સિદ્ધિ સત્વર થાય છે. આ ધ્યાન જપ કરતાં પહેલાં કે પછી પણ અનુકૂળ સમયે કરી શકાય છે.

મુખ્ય વાત એ છે કે તે દિવસ–રાત્રિ દરમિયાન થોડો સમય પણ અવશ્ય કરવું જોઈએ.

શ્રી નમસ્કાર મહામંત્રનું ધ્યેય પંચપરમેષ્ઠી છે. તેમનું ધ્યાન ઉપરના ચિત્રમાં દર્શાવેલી અવસ્થા પ્રમાણે કરવું જોઈએ, પરંતુ તે વખતે વર્ણ નીચે પ્રમાણે ચિંતવવો જોઈએ :

| ક્રમ | પરમેષ્ઠી | વર્ણ (રંગ) |
|---|---|---|
| પહેલા | અરિહંત | શ્વેત (ધોળો) |
| બીજા | સિદ્ધ | રક્ત (લાલ) |
| ત્રીજા | આચાર્ય | પીત (પીળો) |
| ચોથા | ઉપાધ્યાય | નીલ (વાદળી) |
| પાંચમા | સાધુ | શ્યામ (કાળો) |

આ વખતે તેમના ગુણોનું પણ યથાશક્ય ચિંતન કરવું જોઈએ કે જેની સંખ્યા ૧૨ + ૮ + ૩૬ + ૨૫ + ૨૭ મળી બરાબર ૧૦૮ થાય છે. આનો વિસ્તાર અમોએ રચેલા '**નમસ્કાર મંત્રસિદ્ધિ**' ગ્રંથથી જાણવો.

અહીં એટલી સ્પષ્ટતા આવશ્યક છે કે જો પંચપરમેષ્ઠીના ૧૦૮ ગુણોનું ચિંતન ન થઈ શકે તો પ્રથમ અરિહંત દેવના ૧૨ ગુણોનું ધ્યાન તો અવશ્ય ધરવું.

નમસ્કાર મંત્રનું એક લાખનું અનુષ્ઠાન વીસ દિવસમાં પૂરું થાય છે, તે મહામંગલકારી છે અને મનુષ્યની સર્વતો-મુખી ઉન્નતિ કરે છે. બીજું અનુષ્ઠાન નવ લાખનું છે, તે પાપીમાં પાપી આત્માનો પણ ઉદ્ધાર કરે છે અને તેને

હવે નરક કે તિર્યંચ (પશુ–પક્ષી આદિની) ગતિમાં પરિભ્રમણ નહિ કરવું પડે, તેનો કોલ આપે છે.

જીવનનો અંતસમય નજીક આવે ત્યારે આ મંત્રની ગણના અવશ્ય કરવી જોઈએ, કારણ કે તેથી મતિ (લેશ્યા) સુધરે છે અને સદ્‌ગતિની પ્રાપ્તિ થાય છે.

શ્રી નમસ્કાર મહામંત્રમાંથી અનેક મંત્રો અને અનેક વિદ્યાઓ પ્રકટેલી છે અને તે જૂદાં જૂદાં કાર્યોને સિદ્ધ કરે છે. દાખલા તરીકે–

(૧) 'अरिहंत सिद्ध आयरिय उवज्झाय साहू' એ ષોડશાક્ષરી વિદ્યા છે. તેનું ધ્યાન ધરતાં વિદ્યુત્ જેવો પ્રકાશ થાય છે અને તે લાખો જન્મ–મરણનો નાશ કરે છે.

(૨) 'ॐ अरिहंत–सिद्ध–सयोगी केवली स्वाहा' એ પંચદશાક્ષરી વિદ્યા છે અને તેનો જપ કરવાથી સાધક સર્વજ્ઞ જેવો બને છે.

(૩) 'ॐ ह्रीँ अर्हँ नमो अरिहंताणं ह्रीँ नमः' એ ચૌદ અક્ષરવાળી કેવલિવિદ્યા છે અને તેનાથી કોઈ પણ પ્રશ્નનો ઉત્તર જાણી શકાય છે.

(૪) 'ॐ नमो अरिहंताणं ॐ' એ નવ અક્ષરોનું કાન પર ધ્યાન ધરતાં કર્ણપિશાચિની વિદ્યાનું કામ આપે છે.

(૫) 'अरिहंत सिद्ध' એ ષડક્ષરી વિદ્યા છે. તે ત્રણસો વાર જપવાથી એક ઉપવાસનું ફળ મળે છે. 'अरिहंत–साहू' અને 'जिनसिद्धसाहू' એ ષડક્ષરી–વિદ્યાનો જપ કરતાં પણ એવું જ ફલ મળે છે.

(૬) 'अरिहंत' એ ચતુરક્ષરી વિદ્યા છે. તેનો ચારસો વાર જપ કરવાથી એક ઉપવાસનું ફળ મળે છે.

(૭) નમસ્કાર મહામંત્રનાં પ્રથમ પાંચ પદોનો નીચે પ્રમાણે જપ કરતાં ગમે તેવી ઘોર વિપત્તિનું પણ નિવારણ થાય છે :

ॐ ह्रीँ नमो अरिहंताणं ।
ॐ ह्रीँ नमो सिद्धाणं ।
ॐ ह्रीँ नमो आयरियाणं ।
ॐ ह्रीँ नमो उवज्झायाणं ।
ॐ ह्रीँ नमो लोए सव्वसाहूणं ।

(૮) 'ॐ ह्रीँ नमो सिद्धाणं, ॐ ह्रीँ सिद्धदेवं नमः' આ મંત્ર સાત વાર બોલીને વસ્રના છેડે ગાંઠ બાંધતાં ગમે તેવા ઘોર જંગલમાં પણ ચોરનો ભય થતો નથી.

'ॐ नमो अरिहंताणं धणु धणु महाधणु महाधणु स्वाहा' આ મંત્રનો જપ કરવાથી ચોરનો ઉપદ્રવ થતો નથી.

(૧૦) 'ॐ ह्रीँ नमो अरिहंताणं मम ऋद्धिं वृद्धिं समीहितं कुरु कुरु स्वाहा' આ મંત્ર પવિત્ર થઈને સવારે તથા સાંજે બત્રીશ વાર જપવાથી સર્વ પ્રકારની ઋદ્ધિ અને સિદ્ધિ પ્રાપ્ત થાય છે.

એક જૈન મુનિએ આ મંત્ર એક ગુરખાને શિખવ્યો હતો. તે પોતાના મુલકમાં એટલે નેપાળ ગયો, ત્યાં પોતાના એક સંબંધીને વીંછી કરડતાં તેણે આ મંત્રની મનમાં ત્રણ

વાર ગણના કરી અને કપડાં વડે તે ભાગને ઝાડયો કે વીંછીનું ઝેર ઉતરી ગયું. ત્યાર પછી તેણે આ પ્રયોગ કરીને અનેક વ્યક્તિઓને વીંછીના ઝેરમાંથી મુક્ત કરી. આજે એ વ્યક્તિ મુંબઈમાં મૌજૂદ છે અને અનન્ય ભાવે આ મહામંત્રની નિત્ય ગણના કરે છે.

એક જૈન સાધુ મહારાજે આ મંત્ર એક ખેડૂતને આપ્યો હતો. તે ખેડૂતે તેની અનન્ય ભાવે ગણના કરવા માંડી. એમ કરતાં જપસંખ્યા લાખો પર પહોંચી ગઈ. હવે એક વાર તેના કોઈ પાડોશીને સર્પ કરડયો અને તેમણે આ ખેડૂતને કંઈ પણ કરવાની વિનંતિ કરી, ત્યારે તેણે નમસ્કાર મંત્ર ભણીને પાણી છાંટવા માંડયું કે તે પાડોશી સર્પના ઝેરથી સદંતર મુક્ત થઈ ગયો. ત્યારબાદ તેણે આ પ્રયોગથી ઘણા માણસોને સર્પના ઝેરથી મુક્ત કર્યા હતા અને અંતરનાં આશીર્વાદ મેળવ્યા હતા.

એક વાર એક ગૃહસ્થ અમારી પાસે આવ્યા અને ધંધો બિલકુલ બંધ થઈ ગયાની ફરિયાદ કરી. તેમને છ માણસોનું કુટુંબ નભાવવાનું હતું, તેથી મનમાં ઘણી ફીકર થાય, એ દેખીતું છે. અમે કહ્યું : ‘જરા પણ ગભરાશો નહિ. તમે નમસ્કાર મહામંત્રની ગણના સવાર–બપોર–સાંજ કરવા માંડો. થોડા જ વખતમાં બધું સારું થઈ જશે.’ અને તેમણે અનન્ય નિષ્ઠાથી નમસ્કાર મહામંત્રની ગણના કરવા માંડી. આથી થોડા જ દિવસમાં તેમનો ધંધો સારી રીતે ચાલવા લાગ્યો અને આજે તો તેઓ ખૂબ જ સારી સ્થિતિમાં છે.

આ દાખલાઓ પરથી નમસ્કાર મહામંત્રનો મહિમા સમજી શકાશે. જગતનો કોઈ પણ મનુષ્ય પછી તે સ્ત્રી હોય કે પુરુષ, આ મંત્રનો નિત્ય નિયમિત જપ કરવાથી મંગલ તથા કલ્યાણની પ્રાપ્તિ અવશ્ય કરી શકે છે અને પોતાનું જીવન સાર્થક બનાવી શકે છે.

આ મંત્રનું સવિસ્તર વર્ણન અમે '**નમસ્કાર મંત્ર-સિદ્ધિ**' નામના ગ્રંથમાં કરેલું છે, તે જિજ્ઞાસુઓએ અવશ્ય જોવું.

[ ૭ ]

## ગાયત્રી મંત્રનું અજબ સામર્થ્ય

ઉપનિષદો, પુરાણો તથા અન્ય ધર્મગ્રંથોમાં ગાયત્રીનો મહિમા વિસ્તારથી વર્ણવાયેલો છે. કેટલાકે તેને વેદમાતાની ઉપમા આપી છે, તો કેટલાકે તેને સર્વ વેદોનો સાર કહ્યો છે. વળી કેટલાકે તેને પરમ તત્ત્વ અને પરમ ગતિ કહી છે, તો કેટલાકે તેને સમસ્ત જગતનો સાર કહ્યો છે. ટૂંકમાં ગાયત્રી એ વૈદિક પરંપરાનો એક શ્રેષ્ઠ મંત્ર છે અને તે માનવ-જીવનનો સર્વતોમુખી વિકાસ કરવાનું અજબ સામર્થ્ય ધરાવે છે.

પ્રથમ તેનો પાઠ જોઈએ, પછી તેનો અર્થ સમજીએ, પછી તેના રહસ્ય સુધી પહોંચવાનો પ્રયત્ન કરીએ, તો આ વસ્તુ આપણા ખ્યાલમાં બરાબર આવી શકશે.

ગાયત્રી મંત્રનો મૂલ પાઠ નીચે મુજબ છે :

ॐ भूर्भुवः स्वः तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि धियो यो नः प्रचोदयात् ॥

તેનો અર્થ આ પ્રમાણે સમજવો : 'ૐ ભૂઃ, ભુવઃ અને સ્વઃ એ ત્રણેય લોકના સ્રષ્ટા–સવિતા દેવના તે સર્વોત્કૃષ્ટ તેજનું અમે ધ્યાન ધરીએ છીએ, જે અમારી બુદ્ધિને (સદ્-વિચાર તથા સત્ કર્મની) પ્રેરણા કરો.'

ૐ એ પરમાત્માનું મહામંગલકારી નામ છે.

ભૂઃ, ભુવઃ અને સ્વઃ આ ત્રણ પદોને ત્રણ વ્યાહૃતિઓ તરીકે ઓળખવામાં આવે છે, કારણ કે તે ગૂઢાર્થવાળા રહસ્ય-મય શબ્દો છે. આમ છતાં ભૂઃ શબ્દથી નાગલોક કે પાતાલનું સૂચન થાય છે, ભુવઃ શબ્દથી મર્ત્યલોક કે મનુષ્યલોકનું સૂચન થાય છે અને સ્વઃ શબ્દથી સ્વર્ગનું સૂચન થાય છે. સમસ્ત વિશ્વનો આ ત્રણ લોકમાં સમાવેશ થઈ જાય છે, એટલે આ ત્રણ વ્યાહૃતિઓ દ્વારા ત્રણ લોકરૂપ વિશ્વનું સૂચન કરવામાં આવ્યું છે. મનુસ્મૃતિના અભિપ્રાય અનુસાર આ ત્રણેય વ્યાહૃતિઓને અનુક્રમે ઋક્, યજુષ્ અને સામ એ ત્રણ વેદોમાંથી ઉદ્ધરવામાં આવી છે.

સવિતાનો અર્થ સૂર્ય પણ થાય છે અને સર્જનહાર એટલે લોકસ્રષ્ટા પણ થાય છે.

વરેણ્ય શબ્દ પ્રધાનતા, શ્રેષ્ઠતા કે સર્વોત્કૃષ્ટતા સૂચવે છે.

ભર્ગનો અર્થ તેજ કે જ્યોતિ છે. બ્રહ્મા, શિવ વગેરે અર્થો પણ તેના વડે સૂચવાય છે, પણ અહીં તે પ્રસ્તુત નથી.

ધીમહિ એટલે ધ્યાન ધરીએ છીએ. ધિયઃ એટલે બુદ્ધિ-ઓને–બુદ્ધિને. યો–જે. નઃ–અમારી. પ્રચોદયાત્–પ્રેરણા કરો, ચલાવો.

વાસ્તવમાં આ એક પ્રકારનો ધ્યાનમંત્ર છે અને તે જગતની મહાન્ શક્તિ આગળ આપણે શું માગવું? તેનું સૂચન કરે છે.

આપણ સહુને હિતાહિતનો વિવેક કરી શકે તેવી બુદ્ધિ સાંપડી છે, પણ વાસનાજન્ય સંસ્કારોથી તે બુદ્ધિ અસત્ તરફ દોડી જાય છે અને તેથી અસત્ વિચાર તથા અસત્ કર્મોની પરંપરા જાગે છે. પરિણામે દુઃખ, શોક, ચિંતા તથા વિષાદનું વાતાવરણ ખડું થાય છે અને માનવજીવનમાં જે સુખ તથા શાંતિનો અનુભવ થવો જોઈએ, તે થતો નથી. આ દુઃખદ પરિસ્થિતિનો અંત તો જ આવી શકે કે જો આપણી બુદ્ધિ સદા સત્ તરફ દોરાય અને સદ્વિચાર તથા સત્કર્મોની પરંપરા જાગે.

હવે આપણી બુદ્ધિ સદા સત્ તરફ દોરાય, તે માટે આપણે ત્રણ લોકની રચના કરનાર શ્રી સવિતા નારાયણનું ધ્યાન ધરવાનું છે અને તેમાં તેમના અપ્રતિમ આનંદદાયક દિવ્ય તેજ સામે આંતરદૃષ્ટિ સ્થાપીને એક જ પ્રાર્થના કરવાની છે કે 'હે પ્રભો! મને સત્‌ની પ્રેરણા કરો જેથી મારી બુદ્ધિ સદ્વિચાર અને સત્ કર્મોમાં પ્રવર્તે અને હું અજ્ઞાન-દશામાંથી જ્ઞાનદશામાં આવું તથા મૃત્યુની પરંપરામાંથી મુક્ત થઈને અમૃતાવસ્થાનો અનુભવ કરી શકું.'

આવું ધ્યાન અને આવી પ્રાર્થના અનન્ય ચિત્તે થવા લાગે તો આપણા જીવનમાં જે અસત્ રહ્યું છે, જે ત્રુટિઓ રહી છે, જે દોષો રહેલા છે, તે દૂર થવા માંડે અને સર્વતો-મુખી વિકાસની શરૂઆત થાય, એમાં કંઈ આશ્ચર્ય નથી.

ગાયત્રી મંત્રનો જપ આગળ વધતાં સાધકની બુદ્ધિ સૂક્ષ્મદર્શી થાય છે અને તેને પ્રજ્ઞાનો અપૂર્વ પ્રકાશ સાંપડે છે, એવો અનુભવ ઘણાને થયેલો છે. એટલે ગાયત્રી મંત્ર એ સન્મતિદાયક શ્રેષ્ઠ મંત્ર છે અને એ રીતે તે મનુષ્યનો સર્વતોમુખી વિકાસ સાધવાનું અજબ સામર્થ્ય ધરાવે છે, એ એક નિઃસંદેહ હકીકત છે.

આપણને કોઈ એવો પ્રશ્ન કરે કે 'અક્કલ બડી કે ભેંસ ?' તેમાં કોઈ ભેંસ કહે તો આપણે તેની મૂર્ખાઈ પર હસીએ છીએ, કારણ કે અક્કલ હોય તો ભેંસ લાવી શકાય છે, તેને સાચવી શકાય છે અને તેનું દૂધ પી શકાય છે, જ્યારે અક્કલ ન હોય તો આવેલી ભેંસ ચાલી જાય છે અને તેનો કંઈપણ લાભ લઈ શકાતો નથી. પરંતુ સંસારમાં આપણી સ્થિતિ અક્કલ કરતાં ભેંસને પસંદગી આપવા જેવી છે. આપણે પરમ કૃપાળુ પરમાત્મા પાસે ધન, ધાન્ય, સંપત્તિ, પત્ની, પુત્ર આદિ અનેકાનેક વસ્તુઓ માગીએ છીએ, પણ તે બધી વસ્તુઓ જેને આધીન છે, તે સન્મતિની દરકાર કરતા નથી, તેની માગણી કરતા નથી. તાત્પર્ય કે ધન-ધાન્યાદિ અનેક વસ્તુઓ માગવા કરતાં એક સન્મતિ માગવી, તે જ ડહાપણભરેલું છે. જો સન્મતિ આવશે, તો ધન-ધાન્યાદિ અનેક વસ્તુઓ તેની પાછળ આવવાની જ છે. ગાયત્રી મંત્ર આપણને આ દિશા દર્શાવે છે અને તેથી તેને 'સર્વ-મંત્રશિરોમણિ' માનીએ તો કંઈ હરકત નથી.

રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધીજીએ આ દેશની દુઃખદાયક

હાલત જોઈને–ખાસ કરીને હિંદુ–મુસલમાનના ભયંકર અખેડાઓ જોઈને એક મંત્ર ઉચ્ચાર્યો :

**'ઇશ્વર અલ્લા તેરા નામ, સબકો સન્મતિ દે ભગવાન.**–'હે ભગવાન્! ઇશ્વર નામ પણ તારું છે અને અલ્લાહ નામ પણ તારું છે. આ વસ્તુ ભૂલી જઈને જે લોકો ધર્મના નામે ઝઘડા કરે છે અને અરસપરસનાં ગળાં કાપવાની જે અતિ નિંદ્ય પ્રવૃતિ કરે છે, તેને તું સન્મતિ આપ, જેથી તેઓને પોતાની ભૂલનું ભાન થાય અને તેઓ સત્યના રાહ પર આવી જાય.'

તાત્પર્ય કે વ્યક્તિત્વના વિકાસમાં સન્મતિની જેટલી જરૂર છે, તેટલી જ જરૂર સમાજ અને રાષ્ટ્રનું યોગ્ય ઘડતર કરવા માટે પણ છે. અને આગળ વધીને કહીએ તો સમસ્ત વિશ્વમાં બંધુત્વની લાગણી ફેલાય તે માટે પણ સહુ પ્રથમ સન્મતિની જ આવશ્યકતા છે.

ગાયત્રી મંત્રનો જપ કરનારે તેનું આ રહસ્ય પુનઃ પુનઃ વિચારવું ઘટે છે. તે જો બરાબર સમજાયું હશે તો ગાયત્રીનો જપ સફળ થશે અને તેનું પરિણામ જીવનના ઉત્કર્ષ માટે ઘણું મોટું આવશે.

ગાયત્રીનો જપ કરતી વખતે તેનું ધ્યાન, અંગન્યાસ, સ્તોત્ર, કવચ, શાપમોચન વગેરે ક્રિયાઓ કરવાની છે, તે તેના નિષ્ણાતો પાસેથી જાણી લેવી. આ લઘુ લેખમાં તેનું વર્ણન થઈ શકે એમ નથી.

ગાયત્રી મંત્રનો ચોવીશ લાખ જપ કરવાથી એક પુર-

શ્ચરણ થાય છે, પણ ગૃહસ્થાશ્રમની અનેકવિધ ઉપાધિઓને લીધે એટલું ન બની શકે તો પ્રથમ સવા લાખ ગાયત્રીનું અનુષ્ઠાન કરી લેવું જોઈએ અને તે સાથે હોમ, તર્પણ, માર્જન તથા બ્રહ્મભોજન આદિ ક્રિયાઓ પણ શાસ્ત્રવિહિત નિયમાનુસાર કરી લેવી જોઈએ. તેથી સાધકનાં પાપો નાશ પામે છે અને પછી જે જે કામ્ય પ્રયોગો કરવાં હોય તે માટેની ભૂમિકા ઉત્પન્ન થાય છે.

ગાયત્રી મંત્રના પ્રયોગથી વિવિધ પ્રકારના રોગોનું નિવારણ થઈ શકે છે; સર્પ, વીંછી, ગરોળી વગેરેનાં ઝેર ઉતારી શકાય છે; બુદ્ધિ–સ્મૃતિને સુધારી શકાય છે; દરિદ્રતાનું નિવારણ કરી શકાય છે; સુસંતતિની પ્રાપ્તિ કરી શકાય છે; શત્રુને શિકસ્ત આપી શકાય છે તથા ભૂત–પ્રેતના દોષોની શાંતિ કરી શકાય છે. વળી રાજદ્વારી ક્ષેત્રમાં સફલતા મેળવવી હોય તો તેના પ્રભાવે મેળવી શકાય છે અને નઠારાં સ્વપ્નો કે નઠારાં શકુનોનો પરિહાર કરવો હોય તો તે .પણ તેના પ્રભાવે કરી શકાય છે.

આ પ્રયોગો પૈકી દરિદ્રતાનિવારણ, સુસંતતિની પ્રાપ્તિ તથા શત્રુને શિકસ્ત આપવાના પ્રયોગ અહીં રજૂ કરવામાં આવે છે.

## દરિદ્રતાનિવારણનો પ્રયોગ

ધનનો કોઈ પણ કારણે નાશ થયો હોય, ધંધા–રોજગારમાં મંદી આવી હોય, બેકારીના ભોગ બનવું પડ્યું હોય, આવક ઓછી હોય અને ખર્ચ વધારે હોય તથા

એક યા બીજા કારણે દ્રવ્યની તંગી રહેતી હોય ત્યારે ગાયત્રી મંત્રની ઉપાસના ઘણી મદદગાર થઈ પડે છે.

આ વખતે ગાયત્રી મંત્રનો જે જપ કરવામાં આવે, તેમાં મંત્રના છેડે ત્રણ વખત શ્રીँ બીજનો સંપુટ કરવો જોઈએ, એટલે કે મંત્ર પૂરો થયા પછી શ્રીँ શ્રીँ શ્રીँ એમ બોલવું જોઈએ.

આ સાધના કરતી વખતે વસ્ત્રો પીળાં પહેરવાં જોઈએ, પુષ્પો પીળાં વાપરવાં જોઈએ, યજ્ઞોપવિત પીળું જોઈએ, તિલક પણ પીળું એટલે કેસરનું કરવું જોઈએ અને આસન પણ પીળું વાપરવું જોઈએ.

શુક્રવારના દિવસે હળદર અને તેલ ભેગાં કરીને શરીરે ચોળવાં જોઈએ અને રવિવારે ઉપવાસ કરવો જોઈએ.

મંત્રજપ કરતાં પહેલાં ધ્યાન ધરવાનો વિધિ છે, તે પ્રસંગે પીતામ્બરધારી અને હાથી પર બિરાજેલા ગાયત્રી-દેવીનું ધ્યાન ધરવું જોઈએ.

ભોજનમાં પીળા રંગની વસ્તુ વિશેષ વાપરવી જોઈએ.

પીળો રંગ એ લક્ષ્મીદેવીનું પ્રતીક છે, તેથી આ પ્રયોગમાં પીળા રંગને મહત્ત્વ અપાયેલું છે.

આ પ્રમાણે ગાયત્રીદેવીની ઉપાસના કરતાં થોડા જ વખતમાં દરિદ્રતા દૂર થાય છે અને ધનની વૃદ્ધિ થવા લાગે છે.

ગાયત્રીદેવીના એક ઉપાસક કહે છે કે 'ગાયત્રીદેવીની

અનન્ય મને ઉપાસના કરનારને કદી પણ દ્રવ્ય સંબંધી ચિંતા રહેતી નથી. તે કોઈ પણ રીતે તેને મળતું જ રહે છે અને તેનો નિર્વાહ માન–આબરૂભેર સારી રીતે ચાલે છે.'

આમ છતાં જેને દ્રવ્યની જરૂર છે, તેણે ઉપર બતાવેલી વિધિ અનુસાર ગાયત્રીદેવીની ઉપાસના કરવી યોગ્ય છે. તેથી પરિણામ સત્વર અને વધારે સુંદર આવવાનો સંભવ છે.

## સુસંતતિ પ્રાપ્ત કરવાનો પ્રયોગ

ગૃહસ્થજીવન સંતતિથી શોભે છે, એટલે સર્વે ગૃહસ્થોને સ્વાભાવિક રીતે જ સંતતિની ઇચ્છા રહે છે; પણ બધાની એ ઇચ્છા પૂરી થતી નથી. કેટલાકને સંતાન થાય છે ખરાં, પણ તે મરેલાં જન્મે છે અથવા રોગી જન્મે છે અને થોડા વખતમાં જ મૃત્યુ પામે છે; વળી કેટલીક સ્ત્રીઓને ગર્ભપાત થવાથી પણ સંતતિનો અભાવ હોય છે. આવા પ્રસંગે ગાયત્રીદેવીની નીચે પ્રમાણે ઉપાસના કરવાથી સુસંતતિની પ્રાપ્તિ થાય છે અને તેથી ગૃહસ્થજીવન શોભી ઊઠે છે :

પ્રાતઃકાલમાં નિત્યકર્મથી નિવૃત્ત થયા બાદ પૂર્વાભિમુખ બેસીને પુરુષે આ મંત્રનો જપ કરવો. એ વખતે નેત્ર બંધ કરીને શ્વેત વસ્ત્રાલંકાર ધારણ કરેલી, કિશોર વયવાળી, કમલ પુષ્પોને હાથમાં ધારણ કરનારી એવી ગાયત્રી માતાનું પ્રારંભમાં ધ્યાન ધરવું. મંત્રના છેડે યઁ બીજનો ત્રણ વાર સંપુટ કરવો. માલા સુખડની વાપરવી.

મંત્રજપ કરતાં પહેલાં ભૂતશુદ્ધિ તથા પ્રાણાયામની

ક્રિયા કરવાની હોય છે. તેમાં પ્રાણાયામ પ્રસંગે નાસિકા દ્વારા દીર્ઘ શ્વાસ ખેંચીને તેને પેડુ સુધી લઈ જવો અને તેનાથી પેડુ જેટલું ભરાય તેટલું ભરી દેવું. પછી શ્વાસ રોકીને યઁ બીજથી સંપુટિત કરેલો ગાયત્રી–મંત્ર ત્રણ–ચાર વાર સ્મરવો. ત્યાર બાદ ધીમે ધીમે શ્વાસ બહાર કાઢવો. આ રીતે દશ પ્રાણાયામ સુધી પહોંચવું.

ત્યાર બાદ પોતાના વીર્યકોષ પર શુભ્ર વર્ણની જ્યોતિનું ધ્યાન ધરવું.

આ સાધના કરતી વખતે દરેક રવિવારના દિવસે માત્ર ચોખા, દૂધ અને દહીંનો જ ઉપયોગ કરવો.

આ પ્રયોગથી ગાયત્રી માતા પ્રસન્ન થશે અને તેની કૃપાથી સુંદર, તેજસ્વી, ગુણવાન સંતતિની પ્રાપ્તિ થશે.

## શત્રુને શિકસ્ત આપવાનો પ્રયોગ

શત્રુએ આપણા પર આક્રમણ કર્યું હોય, અત્યાચાર ગુજાર્યો હોય કે તે આપણને કોર્ટ–કચેરીમાં ખેંચી માનસિક આઘાત પહોંચાડતો હોય, ત્યારે તેને સખ્ત શિકસ્ત આપવાની જરૂર રહે છે. આ વખતે ગાયત્રી મંત્રના છેડે ચાર વખત ક્લીઁ બીજ લગાડી તેનો જપ કરવો તથા રક્ત ચંદનની માલા ઉપયોગમાં લેવી. વળી કપાળે યજ્ઞભસ્મનું તિલક કરવું અને પશ્ચિમાભિમુખ બેસવું તથા આસન ઊનનું પાથરવું.

આ સાધનામાં લાલ વસ્ત્ર પહેરેલી, સિંહારૂઢ, ખડગ્-હસ્તા, વિકરાળવદના, દુર્ગાવેશધારી ગાયત્રી માતાનું ધ્યાન ધરવું.

જે મનુષ્ય આપણા પર શત્રુવટ રાખતો હોય કે દ્વેષ ધારણ કરતો હોય તેનું નામ પીંપળાનાં પાંદડાં પર, રક્ત ચંદન (રતાંદલી)ની શાહીથી, દાડમની કલમે લખવું અને તે પાંદડાંને ઊંધું મૂકવું. ત્યાર બાદ દરેક મંત્રજપ કર્યા પછી તેના પર આચમની વડે જલ રેડવું. આ પ્રમાણે ૧૦૮ વખત નિત્ય ગાયત્રી મંત્રનો જપ કરતાં શત્રુને શિકસ્ત સાંપડે છે અને ફરી તે આપણી સામે ઊંચી નજરે જોવાની હિમ્મત કરતો નથી.

[ ૮ ]

## ઋદ્ધિ–સિદ્ધિદાયક ગણપતિમંત્રો

શિવ અને પાર્વતીની જેમ તેમના પુત્ર ગણપતિજી પણ હિંદુધર્મના એક આરાધ્ય દેવ છે અને વિઘ્નહર મંગલ-મૂર્તિ તરીકે ઘણી ખ્યાતિ પામેલા છે. મહારાષ્ટ્ર આદિ દેશોમાં તો દિવસો સુધી તેમનો ઉત્સવ ઉજવાય છે અને સહુ કોઈ તેમની નાની–મોટી મૂર્તિઓ બનાવી તેમની ભક્તિ કરવામાં તથા તેમની આગળ નાટ્યપ્રયોગો આદિ કરવામાં જીવનની સાર્થકતા માને છે. તેમનો એ પરમ વિશ્વાસ છે કે હવે અમને કોઈ મુશ્કેલીઓ નડશે નહિ, અમારો જીવનવ્યવહાર સુખરૂપ ચાલી શકશે અને અમારી દિનપ્રતિદિન ઉન્નતિ થશે.

તર્કવાદીઓ આની સામે અનેક તર્કો ઊભા કરી શકે છે, પણ એ વાત નિશ્ચિત છે કે ગણપતિ ઉત્સવને વ્યાપક બનાવ્યા પછી મહારાષ્ટ્રની ક્રમશઃ ઉન્નતિ થઈ છે અને તે આજે ભારતના એક સબળ સમૃદ્ધ રાજ્યની ખ્યાતિ પામ્યું છે.

સામાન્ય રીતે કોઈ પણ શુભ કાર્ય કરવું હોય તો હિંદુઓ સહુથી પહેલાં શ્રી ગણપતિ કે શ્રી ગણેશની સ્થાપના

કરે છે અને તેમનું વંદન-પૂજન કર્યા પછી જ નિર્ધારિત કાર્યનો આરંભ કરે છે, જેથી વિઘ્નોની નિવૃત્તિ થાય અને તે કાર્ય આનંદથી પાર પડે.

આમ તો પરમાત્માનું દરેક નામ મંગલકારી છે અને તેનું સ્મરણ કરતાં વિઘ્નોની નિવૃત્તિ થાય છે, પણ આ બાબતમાં ગણપતિજી વિશેષ ચમત્કાર બતાવે છે, તેથી જ તેઓ પ્રારંભે પૂજાય છે અને શાસ્ત્રોની શરૂઆત કરતાં કે ચોપડાનો પ્રારંભ કરતાં 'श्री गणेशाय नमः' એ સાત અક્ષરો અતિ સદ્ભાવપૂર્વક લખાય છે.

અહીં એટલી સ્પષ્ટતા આવશ્યક છે કે ગણેશ એ ગણપતિજીનું જ બીજું નામ છે. વળી તેમને ગણેશ્વર, ગજાનન, વિનાયક, વક્રતુંડ, લંબોદર આદિ અન્ય નામોથી પણ ઓળખવામાં આવે છે.

ઘણાનો અનુભવ એવો છે કે ગણપતિમંત્રોનો જપ કરતાં વ્યાપારમાં લાભ થાય છે, સ્વીકૃત કાર્યોમાં યશ મળે છે અને ઋદ્ધિ-સિદ્ધિમાં વધારો થવા પામે છે, તેથી આજે લાખો માણસો પ્રતિદિન તેમનું સ્મરણ-વંદન-પૂજન કરે છે તથા તેમનો મંત્રજપ કરી પોતે ગણપતિજીના ઉપાસક હોવાનું ગૌરવ લે છે.

હવે અહીં ગણપતિજીના ત્રણ મંત્રો રજૂ કરીશું કે જે સાધકને ઋદ્ધિ અને સિદ્ધિ આપનારા છે તથા તેની દરેક રીતે ઉન્નતિ કરનારા છે.

(૧) ગણપતિમંત્ર

'ॐ गं गणपतये स्वाहा ।'

ગણપતિજીનો આ મૂળ મંત્ર છે. તે કરન્યાસ, અંગન્યાસ તથા ઋષિન્યાસ આદિ પૂર્વક જપતાં અનેરો ચમત્કાર દર્શાવે છે. કુલ ચાર લાખ જપ થતાં તેનું પુરશ્ચરણ થાય છે. પછી મોદક (લાડુ), શેરડીના કકડા, નાળિયેર, તલ અને પાકાં કેળાં વગેરે દ્વારા જપનો દશાંશ હોમ વગેરે કરવા. તે અંગે એક અનુભવી ઉપાસકે જણાવ્યું છે કે–

પ્રાતઃકાલમાં સ્નાન કરીને નિત્યકર્મ કર્યા બાદ આ મંત્રનો જપ શરૂ કરવો. તે વખતે એવો સંકલ્પ કરવો કે 'આજે દિવસ અને રાતના મળી હું આ મંત્રની ૧૦૮ માળા ફેરવીશ. પરમાત્મા મારો આ સંકલ્પ પૂરો કરે.'

પછી મસ્તકે તથા આંખે માલાનો સ્પર્શ કરીને મંત્ર-જપ શરૂ કરવો. એ વખતે મનને તદ્દન શાંત અને સ્થિર રાખવું. મન સ્થિર રહે ત્યાં સુધી બેસીને જપ કરવો. જ્યારે મન ના કહે ત્યારે જપ બંધ કરીને ઘરકામમાં વળગવું. ફરીથી જ્યારે અવકાશ મળે અને મન શાંત થાય ત્યારે પુનઃ જપ કરવા બેસી જવું. જપની ગણતરી બરાબર રાખવી. પ્રાતઃકાલના જપપ્રસંગે જેટલી માલા ઓછી ગણાઈ હોય, તેટલી બાકીના સમયમાં નિદ્રા લેતાં પહેલાં પૂરી કરવી.

આ મંત્રનો ચમત્કાર એ છે કે જે દિવસે સાધક આ મંત્રની ૧૦૮ માલા ફેરવવાનો દઢ નિશ્ચય કરે છે, તે જ

દિવસથી તેના ભાગ્યનું ચક્ર ફરવા માંડે છે અને સર્વે કાર્યોમાં શુભ ચિહ્નો દૃષ્ટિગોચર થવા લાગે છે.

આ પ્રયોગમાં રોજના આશરે ત્રણથી ચાર કલાક જાપ છે, પણ તેનું વળતર બહુ મોટું મળે છે. વધારે સ્પષ્ટ કહીએ તો તેનાથી ગમે તેવી મહાન વિપત્તિઓ દૂર થઈ જાય છે, સન્મતિની પ્રાપ્તિ થાય છે, ઋદ્ધિ–સિદ્ધિ સાંપડવા લાગે છે અને તેમાં ક્રમશઃ વધારો થવા લાગે છે.'

(૨) ગણેશ્વરકલ્પ

સર્વ વિઘ્નો દૂર કરવા માટે તથા ઋદ્ધિ–સિદ્ધિની પ્રાપ્તિ કરવા માટે આ કલ્પ કરવા જેવો છે. એમ કહેવાય છે કે બર્બરિકના મિત્ર વિજયે આ કલ્પથી મહાન સિદ્ધિ પ્રાપ્ત કરી હતી.

આ કલ્પ એ કે ત્રણ નદીઓના સંગમસ્થાને એકાંતમાં બસીને કરવો જોઈએ. તે વખતે ચિત્તવૃત્તિ તદ્દન શાંત રાખવી જોઈએ.

પ્રથમ સુખાસને બેસીને ભૂમિશુદ્ધિ, ભૂતશુદ્ધિ તથા પ્રાણાયામની ક્રિયા કરવી. પછી સંધ્યાવંદન, ગાયત્રીજપ આદિ નિત્ય કર્મ કરીને ' ગું ગુરુભ્યો નમઃ ' એ મંત્રોચ્ચાર પૂર્વક ગુરુદેવને નમસ્કાર કરવા તથા તેનો અષ્ટોત્તરશત (૧૦૮) જપ કરવો. પુનઃ ગુરુદેવને વંદન કરીને પછી આ કલ્પના મંત્રજપનો આરંભ કરવો.

આ કલ્પનો મુખ્ય મંત્ર નીચે મુજબ છે :

ॐ गाँ गीँ गूँ गैँ गौँ गः ।

આ મંત્ર માત્ર સાત અક્ષરનો છે, પણ સમસ્ત કાર્યોની સિદ્ધિ કરનારો છે અને અતુલ ઋદ્ધિ આપનારો છે.

આ મંત્રનો વિનિયોગ નીચે પ્રમાણે કરવો :

'ॐ अस्य गणपतिमन्त्रस्य गणो नाम ऋषिः विघ्नेश्वरो देवता गँ बीजं ॐ शक्तिः पूजार्थे जपार्थे तिलकार्थे वा मन· इप्सितार्थे होमार्थे वा विनियोगः ।' અર્થાત્ આ ગણપતિ–મંત્રના ગણનામક ઋષિ છે, વિઘ્નેશ્વર દેવતા છે, ગઁ બીજ છે, ॐ શક્તિ છે, અને પૂજા, જપ, તિલક, મનોરથસિદ્ધિ અથવા હોમને માટે તેનો વિનિયોગ છે.'

તે પછી મૂલ મંત્રવડે શ્રી ગણપતિજીને ચંદન, ગંધ, પુષ્પ, ધૂપ, દીપ, નૈવેદ્ય અને તાંબૂલ આદિ અર્પણ કરવાં અને મંત્રજપ શરૂ કરવો.

અષ્ટોત્તરશત, સહસ્ર, લક્ષ અથવા કોટિ વખત યથા-શક્તિ જપ કર્યા પછી દશાંશ હોમ કરવા માટે અગ્નિ દેવનું આવાહન કરવું. આવાહન કર્યા પછી 'गं गणपतये स्वाहा' એ મંત્ર વડે ઘી અને ગુગળની સળીઓ દ્વારા જપ કરવો. આ રીતે કુલ સાત લાખ મંત્રજપ કર્યા પછી ગણ-પતિજી પ્રસન્ન થાય છે અને સાધકને યથેચ્છ વરદાન આપે છે.

## (3) ગણેશગાયત્રી

'ॐ एकदन्ताय विद्महे वक्रतुण्डाय धीमहि तन्नो दन्ती प्रचोदयात् ।

આ મંત્રને ગણેશગાયત્રી કહેવામાં આવે છે. શુભ દિને તેનો પ્રારંભ કરીને ૨૪ લાખનો જપ કરવામાં આવે તો મંત્રસિદ્ધિ થાય છે અને તેના લીધે ઋદ્ધિ-સિદ્ધિની પ્રાપ્તિ ઉપરાંત સર્વ પ્રકારની મનઃકામના પૂર્ણ થાય છે.

જપના અંતે હોમ, તર્પણ, માર્જન, બ્રહ્મભોજન આદિ વિધિપૂર્વક કરવા આવશ્યક છે.

[ ૯ ]

## ધારેલા પ્રશ્નનો ઉત્તર મેળવવાનો પ્રયોગ

મધ્યકાલિન યુગની આ વાત છે કે જ્યારે ગોપગિરિમાં (આજના ગ્વાલિયરમાં) આમ રાજાનું શાસન પ્રવર્તતું હતું. આ રાજા ઘણો સમજુ હતો, તેમજ વિદ્યારસિક પણ હતો, તેથી તેના દરબારમાં અનેક વિદ્વાનો હાજર રહેતા અને શ્રી બપ્પભટ્ટિ નામના એક જૈનાચાર્ય પણ વારંવાર ત્યાં પધારતા.

એક વખત આમ રાજાએ સભાજનોને ઉદ્દેશીને પ્રશ્ન કર્યો કે 'તે હજી સુધી કેમ ખેદ પામે છે?'

આગળ–પાછળનો સંબંધ જાણ્યા વિના, માત્ર કલ્પનાથી આ પ્રશ્નનો ઉત્તર આપી શકાય તેમ ન હતો, એટલે બધા વિદ્વાનો ચૂપ રહ્યા. ત્યારે આમ રાજાએ શ્રી બપ્પભટ્ટિસૂરિજી સામે જોયું, એટલે સરસ્વતીનું વરદાન પામેલા તે સૂરિવર્યે કહ્યું : 'હે રાજન્! જો તમારે આ પ્રશ્નનો ઉત્તર જોઈતો જ હોય તો હું જણાવું છું કે તમે પ્રભાતમાં રાણી કરતાં વહેલા જાગ્યા હતા, ત્યારે તેનું એક અંગ ઉઘાડું રહી ગયું

હતું, તે તમે ઢાંક્યું, તેથી તે હજી સુધી ખેદ પામે છે કે મારાથી આમ કેમ બની ગયું ?'

આ ઉત્તર તદ્દન સાચો હતો, એટલે રાજા આશ્ચર્ય પામ્યો તથા ગુપ્તજીવનની આવી વાત પ્રકટ થવા પામી, તેથી કંઈક શરમિંદો પણ પડી ગયો. સભાજનો તો આ ઉત્તર સાંભળીને આભા જ બની ગયા અને સૂરિજીએ વિદ્વાનોની લાજ રાખી, તે માટે મનોમન તેમની ભારે પ્રશંસા કરવા લાગ્યા.

બીજા એક પ્રસંગે રાજાએ વસ્ત્રથી ઢાંકેલી એક પેટી સભા સમક્ષ રજૂ કરીને કહ્યું કે 'જો તમે આ પેટીની અંદર રહેલી વસ્તુનું વર્ણન કરો તો હું જાણું કે તમે સાચા સરસ્વતીપુત્ર છો.' પરંતુ તેનું વર્ણન કરવાની કોઈ વિદ્વાને હામ ભીડી નહિ. આખરે સૂરિજીએ એ આવાહન સ્વીકારી લીધું અને જણાવ્યું કે 'હે રાજન્! આ પેટીમાં કાળા રંગની એક વસ્તુ છે, તે આમ તો ઘણી લાંબી છે પણ ગુંચળું વળીને પડેલી છે, એટલે તેમાં સમાઈ ગયેલી છે. તે કોઈ જડ પદાર્થ નથી, પણ પ્રાણી છે. વળી તે પગના અભાવે ઉર પર ચાલનારું છે અને ક્રોધમાં આવીને દંશ મારે તો અન્ય પ્રાણીઓના પ્રાણનો થોડી જ વારમાં સંહાર કરનારું છે. તાત્પર્ય કે તેમાં તેં એક કાળા સર્પને પૂરેલો છે કે જેને ગઈ કાલે બાજુના જંગલમાંથી પકડવામાં આવ્યો છે અને અમારી પરીક્ષા કરવા માટે તેને લાકડાની છિદ્રયુક્ત પેટીમાં પૂરીને અહીં રજૂ કરવામાં આવ્યો છે.'

રાજાએ કહ્યું : 'ધન્ય છે મુનિવર આપના જ્ઞાનને. આપે જે કંઈ કહ્યું, તે સત્ય છે. તેમાંની કોઈ હકીકતમાં કશો ફેર નથી. આપના જેવા વિદ્વાનોથી આ સભા ગૌરવ અનુભવે છે અને હું પણ અત્યંત ગૌરવ અનુભવું છું.

વર્તમાન યુગમાં પણ આવા દાખલાઓ જોવામાં આવે છે. એક વાર મુંબઈમાં અમે એક મંત્રવાદી મહાશયને મળ્યા કે જે લખેલો પ્રશ્ન અક્ષરશઃ કહી દેતા હતા અને તેનો ઉત્તર પણ આપતા હતા. અમે બહુ વિચાર કરીને કાગળમાં એક પ્રશ્ન લખ્યો :

૫૫૫૫૫૫ × ૫૫૫૫૫ = કેટલા ?

અને તેને અમારી પાસે જ રાખી મૂક્યો. અમે તે મંત્રવાદીથી લગભગ દશ ફૂટ દૂર એક ખુરશી પર બેઠા હતા. મંત્રવાદી મહાશયે કહ્યું કે 'કાલે હું તમને ઉત્તર આપીશ.'

તેમણે આપેલા સમયે અમે ત્યાં ગયા, તો તેમણે અમને એક કાગળ આપ્યો કે જેમાં ઉપર મુજબનો પ્રશ્ન બરાબર લખેલો હતો. પરંતુ બન્યું હતું એવું કે અમારો ખ્યાલ છ પાંચને છ પાંચે ગુણવાનો જ હતો અને તેથી પ્રશ્ન જોઈને અમે કહ્યું : 'આમાં થોડો ફેર છે.'

મંત્રવાદી મહાશયે કહ્યું કે 'કેમાં કોઈ ફેર હોઈ શકે નહિ. આપનો પ્રશ્ન તપાસી જુઓ.' અને અમે અમારો પ્રશ્ન તપાસ્યો, ત્યારે જ ખ્યાલ આવ્યો કે અમે ઉતાવળમાં છ પાંચને પાંચ પાંચે જ ગુણવાનું લખ્યું હતું અને ઉક્ત મંત્રવાદી મહાશયે તે બરાબર કહી આપ્યું હતું.

હવે મુખ્ય પ્રશ્ન પર આવીએ. તે અંગે અમારો અનુભવ એવો છે કે જે મનુષ્યે કોઈ પણ મંત્રોપાસનાનો સ્વીકાર કર્યો હોય અને જે રોજ મંત્રદેવતાનું પંચોપચાર કે વિશેષ ઉપચારોથી પૂજન કરતો હોય તે મનમાં પ્રશ્ન ધારે છે કે તરત તેને અંતઃસ્ફુરણા થવા લાગે છે અને પ્રશ્નનો યથાર્થ ઉત્તર મળી જાય છે. જે મનુષ્યના અંતઃકરણનો ખૂબ વિકાસ થયો હોય, તેમને પણ આ જાતની અંતઃસ્ફુરણાઓ થાય છે, પણ તે માટે મંત્રોપાસના એક વિશિષ્ટ સાધન છે, એ ભૂલવાનું નથી.

હવે તેનો ખાસ વિધિ બતાવીએ છીએ. જે દિવસે સાધકને મંત્રદેવતા પાસેથી કોઈ પણ પ્રશ્નનો ખાસ ઉત્તર મેળવવાની ઇચ્છા હોય, તે દિવસે તેણે મંત્રદેવતાનું પૂજન શ્વેત સુગંધી પુષ્પોથી વિશિષ્ટ પ્રકારે કરવું અને ફૂલો પણ ઉત્તમ કોટિના વધારે પ્રમાણમાં મૂકવા. પછી યથાક્રમ ધ્યાન-મંત્ર બોલીને મંત્રદેવતાનું ધ્યાન ધરવું. તે પછી જે પ્રશ્નનો ઉત્તર જોઈતો હોય તે મનમાં ચિંતવવો અને 'હે દેવ! આ પ્રશ્નનો યથાર્થ ઉત્તર આપો' એવી પ્રાર્થના શુદ્ધ અંતઃ-કરણથી ત્રણ વાર કરવી. પછી શાંત સ્વસ્થ ચિત્તે બેસી રહેવું, તો પ્રશ્નનો ઉત્તર સંભળાશે અથવા અમુક અક્ષરો દેખાશે અને તે વીજળી જેવી ચમકવાળા હશે.

જો મંત્રોપાસના સારી રીતે આગળ વધેલી હોય તો પ્રશ્નનો ઉત્તર થોડી જ વારમાં મળે છે, અન્યથા કેટલોક વિલંબ થાય છે; પરંતુ આ વખતે પ્રશ્નકારે ધૈર્ય ધારણ

કરવું જોઈએ અને 'મારા પ્રશ્નનો ઉત્તર અવશ્ય મળશે' એવી દૃઢ શ્રદ્ધા રાખવી જોઈએ.

ગત ખંડમાં કબીરજીએ સદ્ગુરુ કેવી રીતે મેળવ્યા? તેનું વર્ણન કરેલું છે, તે આ બાબતમાં ઘણું માર્ગદર્શક છે. કલાકો વીત્યા, ગાજવીજ સાથે વરસાદ તૂટી પડ્યો, છતાં તેમણે શ્રદ્ધા ન છોડી તો આખરે આકાશવાણી થઈ અને તેમને જે પ્રશ્નનો ઉત્તર જોઈતો હતો, તે બરાબર મળ્યો.

એક વાર એક સાધકે એક પ્રશ્નનો ઉત્તર મેળવવા શ્રી પદ્માવતીજીનું ધ્યાન ધર્યું અને સ્થિર આસને બેસી રહ્યા. કલાક થયો, બે કલાક થયા, એમ કરતાં ચાર–છ–આઠ કલાક વ્યતીત થઈ ગયા, પણ તેમને ઉત્તર મળ્યો નહિ. પરંતુ તેઓ દૃઢ નિશ્ચયવાળા હતા, એટલે એ જ સ્થિતિમાં ત્રણ દિવસ ને ત્રણ રાત્રિ બેસી રહ્યા. છેવટે તેમને ઉત્તર મળ્યો, એટલું જ નહિ પણ શ્રી પદ્માવતી દેવીની તેમના પર કૃપા થઈ અને થોડા વખતમાં જ તેઓ મુફલીસમાંથી માલેતુજાર બની ગયા.

ગત વર્ષે અમને એક એવા સાધકનો મેળાપ થઈ ગયો કે જેમણે આ રીતે પાંચ દિવસ સુધી શ્રી શંકર ભગવાનનું ધ્યાન ધર્યું હતું અને આખરે તેમની પાસેથી ભાવી જીવનનું માર્ગદર્શન તથા આશીર્વાદ મેળવ્યા હતા.

કોઈ પણ મોટી પ્રવૃત્તિનું મંડાણ કરતાં પહેલાં કે કોઈ ભારે જવાબદારી ઉઠાવતાં પહેલાં અમે પૂજા દરમિયાન મંત્ર-દેવતા આગળ પ્રશ્ન મૂકતા રહ્યા છીએ અને તેનો ઉત્તર

ઝડપથી મળ્યો છે. કેટલીક વાર એ ઉત્તર વિચિત્ર લાગ્યો છે, પણ પરિણામે સાચો જણાયો છે; તેથી જ અમે અમારા સાધક બંધુઓને ભારપૂર્વક જણાવીએ છીએ કે તમે ૐકાર, હ્રીંકાર કે અન્ય કોઈ પણ મંત્રની ઉપાસનાનો સ્વીકાર કરી તેમાં આગળ વધો અને તેમાં અનન્ય શ્રદ્ધાન્વિત થઈ નિયમિત પુરુષાર્થ કરતા રહેો. આથી તમારાં ચિંતવેલાં ઘણાં ખરાં કાર્ય તો એમને એમ જ પાર પડી જશે અને કદી કોઇ પ્રશ્નનો ઉત્તર મેળવવાની આવશ્યકતા ઊભી થઈ, તો તમે ઉપરની રીતે તેમની પાસેથી ઉત્તર મેળવી શકશો તથા પ્રસંગ આવ્યે વાર્તાલાપ પણ કરી શકશો.

અહીં એટલી સ્પષ્ટતા આવશ્યક છે કે પ્રશ્ન જો 'અમુક કાર્ય કરવું કે નહિ?' એટલો જ હોય તો તેનો ઉત્તર સંકેતથી પણ મળે છે. તેમાં સ્વસ્તિક, કુંભ, શ્રીફલ, કમલ, દીપક, ધ્વજા વગેરે દેખાય તો સમજવું કે કાર્ય કરવા યોગ્ય છે અને તેનાથી અવશ્ય લાભ થશે; પરંતુ ખરાબ ચિહ્નો દેખાય કે X આવું નિશાન પ્રકટે તો સમજવું કે આ કાર્ય કરવા યોગ્ય નથી; તે હાથ ધરવામાં આવશે તો નુકશાન થશે.

અમારો અનુભવ તો એવો પણ છે કે કોઈ મુશ્કેલ કાર્ય હાથ ધર્યું હોય કે તેની જવાબદારી આપણા ઉપર આવી પડી હોય અને તેમાં કોઈની સહાય અપેક્ષિત હોય તો મંત્રદેવતા દ્વારા તે નામ પણ પ્રાપ્ત થાય છે અને તેનો સંપર્ક સાધતાં એ કાર્ય અવશ્ય પાર પડે છે.

[ ૧૦ ]

# સ્વપ્નમાતંગીનો પ્રયોગ

'આપણે કોઈ વસ્તુનો ચોક્કસ ઉત્તર મેળવવા ચાહીએ તો તે નિદ્રા દરમિયાન સ્વપ્નમાંથી મળી શકે ખરો ?' આ પ્રશ્નનો જવાબ અમે હકારમાં આપીએ છીએ. કેટલાક સંશોધકોને તેમની શોધ અંગેનું માર્ગદર્શન સ્વપ્નમાં લાધ્યું છે અને કેટલાક ગણિતશાસ્ત્રીઓને અતિ વિષમ કોયડાઓનો ઉકેલ પણ સ્વપ્નમાં જ લાધ્યો છે. અમને પોતાને પણ સંશોધન–ગણિત–વિદ્યા આદિ અંગે આવા અનુભવો એકથી વધારે વાર થયા છે. જેનો ઉત્તર કોઈ વિદ્વાનો આપી શકતા ન હતા, તે ઉત્તરો સ્વપ્નમાં બરાબર મળ્યા છે અને તે સાચા નીવડેલા છે. આ પરિસ્થિતિમાં તો વ્યક્તિનો દૃઢ સંકલ્પ અને તેના આંતરમન ( Subconcious mind ) ની કેટલીક વિશેષતા જ કારણભૂત છે. તાત્પર્ય કે બધા મનુષ્યોને આ રીતે સ્વપ્નમાં ઉત્તરો મળે એમ ખાતરીપૂર્વક કહી શકાય નહિ. કેટલાકને મળે, કેટલાકને ન મળે, એ હકીકત છે.

પરંતુ મંત્રોપાસના એક એવું સાધન છે કે તેના

દ્વારા મનુષ્ય પોતાના પ્રશ્નનો યથાર્થ ઉત્તર મેળવી શકે છે. તે માટે મંત્રશાસ્ત્રમાં લગભગ ૧૫ થી ૨૦ પ્રકારના મંત્રો જોવામાં આવ્યા છે અને તેમાં ૩ થી માંડીને ૨૧ દિવસ સુધીમાં ઉત્તરો મળવાનું વિધાન દૃષ્ટિગોચર થયેલું છે. પરંતુ કેટલાંક વર્ષો પહેલાં એક મિત્ર મારફત જાણવામાં આવ્યું કે સ્વપ્નમાતંગીના મંત્રથી માત્ર ૨૪ કલાકમાં જ ધાર્યો ઉત્તર મળી શકે છે અને તે બાબતમાં તેમણે પ્રયોગ કરેલો છે. આથી અમારું કુતૂહલ ખૂબ જ વધી ગયું અને તે મંત્ર જાણવાની પ્રબળ જિજ્ઞાસા થઈ, ત્યારે તે મિત્રે કહ્યું કે 'આ મંત્ર કોઈને ખરેખરી આપત્તિ હોય ત્યારે જ ઉપયોગમાં લેવાની સૂચના છે, એટલે આવું કંઈ હોય ત્યારે કહેજો.'

ત્યાર બાદ થોડા જ વખતે એક ખાસ મિત્ર મુશીબતમાં આવી પડયા અને તેમને એ મુશીબતમાંથી બચાવી લેવાનો અમે નિર્ણય કર્યો. ત્યારે અમે એ મંત્ર મેળવવાની કોશીશ કરી અને એ મંત્ર મળ્યો, પણ તે માટે નીચેની શરતોનું પાલન કરવાનું હતું :

(૧) જે વ્યક્તિને આ પ્રશ્નના ઉત્તરમાંથી કોઈ પણ પ્રકારનો લાભ મેળવવાનો ન હોય, તે જ એની આરાધના કરી શકે અને તેને જ બરાબર ઉત્તર મળી શકે.

(૨) આ આરાધન કરનારે આગલા દિવસની સાંજથી ભોજન તથા પાણી છોડી દેવાં જોઈએ અને બીજા દિવસના સવાર સુધી તે જ હાલતમાં રહેવું જોઈએ, એટલે કે ૩૬ કલાકનો નિર્જળો ઉપવાસ કરવો જોઈએ.

(૩) આરાધન કરનારે તે દિવસે અને તેટલી એકાંતનું સેવન કરવું અને રાત્રિનો પ્રથમ પ્રહર વ્યતીત થતાં એક ચટાઈ કે શેતરંજી બિછાવી તેના પર પૂર્વાભિમુખ બેસી જવું અને મંત્રની પાંચ માળાઓ ગણવી. એ વખતે વસ્ત્રો તદ્દન શુદ્ધ જોઈએ, એટલે કે લઘુશંકા આદિ શારીરિક હાજતથી નિપટીને વસ્ત્રો બદલીને જ ચટાઈ કે શેતરંજી પર બેસવું જોઈએ.

(૪) માલા ગણી રહ્યા પછી તરત જ સૂઈ જવું જોઈએ. એ વખતે કોઈ પણ સાથે વાર્તાલાપ કરી શકાય નહિ.

(૫) રાત્રિએ ત્રણ અને ચાર વાગ્યાની અંદર સ્વપ્ન થયા પછી તરત જ જાગ્રત થવું જોઈએ અને સાદડી કે શેતરંજી પર બેસી પ્રભુસ્મરણ કરવું જોઈએ. પછી સૂઈ શકાય નહિ.

(૬) જેને માટે ઉત્તર મેળવ્યો હોય, તેને પ્રાતઃકાલમાં ગુપ્ત રીતે કહેવો જોઈએ અને ત્યાર પછી ગાય કે દેવનાં દર્શન કરી લેવાં જોઈએ.

અમે આ શરતોનું પાલન કરવા નિશ્ચય કર્યો અને તે માટે અમારા એક નજીકના સગાને શોધી કાઢ્યા કે જે નિષ્કપટી અને સાચાબોલા હતા, તથા કોઈની ચે કહી આઘી-પાછી કરનારા ન હતા.

તેમણે ઉપવાસ કરીને રાત્રિએ મંત્રની ૫ માળાઓ ફેરવી અને શયન કર્યું. અમે તેમની પાસે જ સૂતા હતા અને જે કંઈ બને તે જોયા કરતા હતા. અમને એમ પણ

કહેવામાં આવ્યું કે કેટલીક વાર સ્વપ્નને બદલે અવાજથી પણ ઉત્તર આવે છે, એટલે સાવધ રહ્યા હતા. વધારે સ્પષ્ટ કહીએ તો બાર વાગ્યા પછી થોડી નિદ્રા કરીને ત્રણ વાગતાં બરાબર જાગ્રત થઈ ગયા હતા.

ચારમાં પાંચ મીનીટ કમ હતી, ત્યારે અમારા એ સગાંને સ્વપ્ન થયું અને તેઓ જાગી ગયા. તેમજ આગલા દિવસે આપેલી સમજ મુજબ પથારીમાં બેસીને પ્રભુસ્મરણ કરવા લાગ્યા. આ પરથી અમે એટલું અનુમાન તો જરૂર કર્યું કે તેમને નક્કી સ્વપ્ન આવ્યું, પણ એ વખતે કંઈ પણ પ્રશ્ન કર્યો નહિ. સવારના છ વાગ્યા પછી તેમણે અમને કહ્યું કે ‘આ પ્રકારનું સ્વપ્ન આવ્યું છે.’ પછી બંને જણ સાથે મંદિરે ગયાં અને પ્રભુનાં દર્શન કરી પાછા ફર્યા. બાદ તેમને પારણું કરાવ્યું.

તે પછી અમે પેલા મિત્રને મળ્યા. તેઓ અમારી રાહ જોઈ જ રહ્યા હતા. તેમને સ્વપ્નની હકીકત કહી અને તેમાં મળેલા ઉત્તર પ્રમાણે કામ કરવાનો નિશ્ચય કર્યો. અમને જણાવતાં આનંદ થાય છે કે એ ઉત્તર સાચો હતો અને એ પ્રમાણે કામ કરતાં જે અર્થલાભ થયો, તેનાથી અમારા એ મિત્રની મુશીબત ટળી ગઈ હતી.

અહીં પ્રસંગવશાત્ એ પણ જણાવી દઈએ કે જો એ ઉત્તર પ્રમાણે મન મૂકીને કામ કર્યું હોત તો ઘણો લાભ થાત, પણ એ કામ અમુક પ્રમાણમાં જ થયું હતું અને અમારા મિત્રને મુશીબતમાંથી બહાર નીકળવા માટે

જેટલા પૈસાની જરૂર હતી, તેટલો જ લાભ થયો હતો. તેથી પાંચ રૂપિયા પણ વધારે નહિ. આને એક રહસ્યમય વસ્તુ સમજવી જોઈએ.

આ ઘટનાની પહેલાં અને પછી અમને પોતાને પણ એવા અનુભવ થયા છે કે જ્યારે અમુક બાબતો ગેબી વાણીથી સંભળાઈ હોય, પણ કામ કરવા જતાં એટલું જ કામ થાય કે જેટલી અનિવાર્ય જરૂર હોય. આ પરથી એવું અનુમાન થાય છે કે કેટલીક વખત મનુષ્યને અણીને વખતે દૈવી શક્તિ મદદગાર થાય છે અને તેને રક્ષણ આપે છે, પણ મોટો લાભ થવો એ જૂદી બાબત છે અને તે જૂદી રીતે સિદ્ધ થાય છે.

હવે મૂલમંત્ર પર આવીએ. તેનો પાઠ નીચે પ્રમાણે છે :–

ॐ ह्रीं श्रीं स्वप्नमातंगिनि ! सत्यभाषिणि ! मम स्वप्ने सत्यं दर्शय दर्शय स्वाहा ।

આ મંત્રની ગણનાનો વિધિ ઉપર જણાવી ગયા છીએ, તેવો જ સમજવો. તેમાં ૧ માલા પૂરી થયા પછી એમ કહેવું કે 'હે માતા !...............એ પ્રશ્નનો ઉત્તર આપો.' ત્યાર પછી બીજી માલા શરૂ કરવી.

જિજ્ઞાસુઓ–સાધકોએ ખાસ આવશ્યકતા હોય તો જ આ પ્રયોગ કરવો, અન્યથા નહિ. આ હકીકત અમે તેના આમ્નાય અનુસાર કહીએ છીએ, એટલે તેની ઉપેક્ષા કરવી નહિ.

[૬૧]

## બુદ્ધિ–સ્મૃતિ વધારનારા પ્રયોગો

બુદ્ધિ સુધારવા માટે, સ્મૃતિ તીવ્ર થવા માટે તથા કાવ્યશક્તિનું સ્ફુરણ થવા માટે સારસ્વત મંત્રો ઘણા ઉપયોગી છે. પ્રાચીન કાલમાં અનેક ઋષિ–મુનિઓએ–સાધુસંતોએ સારસ્વત મંત્ર દ્વારા સરસ્વતી દેવીનું આરાધન કરીને તેમનું વરદાન મેળવવાની હકીકતો પ્રમાણભૂત સાહિત્યમાં નોંધાયેલી છે તથા પરંપરાએ આપણા સુધી પહોંચી છે. વિશેષમાં ગમાર જેવા મનુષ્યો પણ સરસ્વતી દેવીનું આરાધન કરીને બુદ્ધિમાન બન્યા છે અને મહાકવિની ખ્યાતિ પામ્યા છે. મહાકવિ કાલિદાસનો જીવનવૃત્તાંત એ બાબતની સાક્ષી પૂરે છે.

સારસ્વત મંત્રો અનેક છે, પણ તેમાં નીચેનો મંત્ર સત્વર સિદ્ધ થાય તેવો તથા અચૂક ફળ આપનારો છે.

મૂલમંત્ર–ૐ વદ્ વદ્ વાગ્વાદિની સ્વાહા ।

સરસ્વતી દેવીની છબી એક ઊંચા આસન પર પધરાવી તેની સમક્ષ ધૂપ–દીપ કરવા, તેની કેશર–કસ્તૂરી આદિ સુગંધી દ્રવ્યોથી અથવા વાસક્ષેપ તરીકે ઓળખાતા સુગંધી ચૂર્ણથી

પૂજા કરવી તથા શ્વેત પુષ્પની મનોહર–સુંદર માલા ચડાવવી. પછી તેમની આગળ કેળાં, સંતરાં, મોસંબી, દાડમ, સફરજન, કેરી, ચિકુ આદિ પૈકી કોઈ પણ ફળ મૂકવું. જો બે–ત્રણ જાતનાં ફલો મૂકાય તો ઉત્તમ. આ બધી ક્રિયા નાહી–ધોઈને શુદ્ધ શ્વેત વસ્ત્ર પહેરીને કરવી.

ત્યાર બાદ નીચેનો શ્લોક બોલી પ્રાર્થના કરવી :

या कुन्देन्दुतुषारहारधवला या शुभ्रवस्त्रावृता,
या वीणावरदण्डमण्डितकरा या श्वेतपद्मासना ।
या ब्रह्माच्युतशंकरप्रभृतिभिर्देवैः सदा वन्दिता,
सा मां पातु सरस्वती भगवती निःशेष जाड्यापहा ।।

'જે મોગરાના પુષ્પ, ચંદ્રમા, બરફ અથવા મોતીના હાર જેવી શ્વેત વર્ણવાળી છે, જે શ્વેત પદ્મ (કમલ) પર બેઠેલી છે, જેનો હાથ વીણાના શ્રેષ્ઠ દંડથી વિભૂષિત થયેલો છે, જેણે શ્વેત વસ્ત્રો ધારણ કરેલાં છે, જે બ્રહ્મા, વિષ્ણુ, શંકર આદિ દેવો વડે સદા વંદાય છે, અને જે જાડ્ય એટલે મતિમાંદ્ય–મતિમંદતાનો સંપૂર્ણપણે નાશ કરનારી છે, તે ભગવતી સરસ્વતી મારું રક્ષણ કરો.'

ત્યાર બાદ થોડી વાર સુધી સરસ્વતી દેવીનું ધ્યાન ધરવું, તેમાં તેમનું આ ચિત્ર જ સ્મૃતિપટ પર લાવવું અને જાણે તેઓ આપણા પર અનુગ્રહ કરી રહ્યા છે, એવી ભાવના કરવી.

ત્યાર બાદ મૂલમંત્રનો ૧૦૦૮ જપ કરવો અને પલાશ

એટલે ખાખરાનાં પાંદડાંનો કે બીલીનાં પાંદડાનો સો વાર હોમ કરવો. જપમાલિકા સ્ફટિક કે ચાંદીના મણકાની વાપરવી.

રાત્રિએ સૂતાં પહેલાં પણ સરસ્વતી દેવીની પ્રાર્થના કરવી તથા મૂલમંત્રની ઓછામાં ઓછી એક માલા ગણવી.

ભૂમિ પર એક ચટાઈ કે શેતરંજી પાથરીને સૂઈ રહેવું, બ્રહ્મચર્યનું મન-વચન-કાયાથી પાલન કરવું તથા સાત્ત્વિક આહાર કરવો. પ્રથમ દિવસે બને તો ઉપવાસ કરવો, નહિ તો એક જ વખત ભોજન કરવું.

આ રીતે ૪૨ દિવસ સુધી આ સારસ્વત મંત્રનો જપ કરતાં શ્રી સરસ્વતી દેવી પ્રસન્ન થાય છે અને આશીર્વાદ આપતાં બુદ્ધિ તથા સ્મરણશક્તિ ઘણી સતેજ બને છે.

જો કમરપૂર પાણીમાં ઊભા રહીને રોજનો ૩૦૦૦ જપ કરવામાં આવે તો સિદ્ધિ વહેલી થાય છે, પરંતુ તેવી તૈયારી કે સગવડ ન હોય તો પોતાના નિવાસસ્થાનમાં એકાંતમાં બેસીને ઉપરની વિધિએ મંત્રનો જપ કરવો યોગ્ય છે.

જૈન આમ્નાયમાં ' ॐ नमो अरिहंताणं वद वद वाग्-वादिनी स्वाहा ' એ રીતે આ મંત્રનો જપ થાય છે અને ઉપરની વિધિએ જ તેનું આરાધન કરવામાં આવે છે. વિશેષમાં આ આરાધના દરમિયાન આ મંત્રથી અભિમંત્રિત કરેલા માલકાંગણીના તેલનું સેવન કરવામાં આવે છે અને તેથી સાધક બૃહસ્પતિના જેવો બુદ્ધિમાન્-સ્મૃતિમાન્ થાય છે.

અહીં પ્રસંગવશાત્ એટલી સ્પષ્ટતા કરવી ઉચિત છે કે માલકાંગણીનું સંસ્કૃત નામ જ્યોતિષ્મતી છે અને આયુર્વે-

દાચાર્યોએ તેનું તેલ સ્મૃતિ વધારવા માટે અતિ ઉત્તમ માનેલું છે. સોળમા સૈકામાં તૈલંગણુ દેશમાં (આજના આંધ્ર પ્રદેશમાં) થઈ ગયેલા ઈલેશ્વર ઉપાધ્યાયે આ તેલના પ્રયોગથી પોતાની પાઠશાળામાં ભણુતા ૫૦૦ વિદ્યાર્થીઓને ઘણા બુદ્ધિમાન્ તથા સ્મૃતિમાન્ બનાવ્યા હતા તથા તેની નાચી નામની પુત્રી પણુ તેનાથી ઘણી જ તીવ્ર સ્મૃતિવાળી થઈ હતી.

તેનો પ્રયોગ સામાન્ય રીતે નીચે પ્રમાણે કરવામાં આવે છે: સારી માલકાંગણી પસંદ કરી તેનું તેલ કઢાવવું. (હાલ યંત્ર દ્વારા ગાંધી લોકો તેનું તેલ કાઢી આપે છે.) આ તેલનાં ૧૦ ટીપાં પતાસાં પર નાખવાં. પછી તે પતાસું ખાઈને ઉપર દૂધ પીવું. ખોરાકમાં જૂના ચોખા તથા દૂધ વાપરવું. પાણી બિલકુલ વાપરવું નહિ, અથવા તો ઘણું ઓછું વાપરવું. તેલનું પ્રમાણુ બબ્બે ટીપાંથી વધારતાં જવું, પણુ ½ તોલા જેટલું થાય, એટલે આગળ વધારવું નહિ. કુલ ૪૦-૪૨ દિવસ આ પ્રયોગ કરવાથી ઘણો લાભ થાય છે, પરંતુ બને ત્યાં સુધી આ પ્રયોગ કોઈ કુશલ વૈદ્ય કે અનુભવી પુરુષની દેખરેખ નીચે કરવો, જેથી બીજી કોઈ પ્રતિકૂલ અસર થાય નહિ અથવા થવા લાગે તો તેનું સમયસર નિવારણુ કરી શકાય.

(બ્રાહ્મી ચૂર્ણ, શંખાવલી ચૂર્ણ, સારસ્વત ચૂર્ણ, અપામાર્ગાદિ ચૂર્ણ, વિશ્વાદ્ય ચૂર્ણ, વૃદ્ધદારુકમૂલ ચૂર્ણ, શતાવરી ચૂર્ણ તથા કલ્યાણુકાવલેહ આદિ પણુ બુદ્ધિ-સ્મૃતિને સુધારવા

માટે ઉપયોગી છે. તેના પૂરા પાઠો અમે 'સ્મરણકલા' નામના અમારા પુસ્તકના છેવટના ભાગમાં આપેલા છે, તે જિજ્ઞાસુએ જોઈ લેવા.

મનોવૈજ્ઞાનિક ઢંગે સ્મરણશક્તિનો વિકાસ કેવી રીતે થઈ શકે? તેનું વિવેચન અમોએ ઉપર જણાવેલ 'સ્મરણ-કલા' નામના ગ્રંથમાં કરેલું છે તથા તેમાં અવધાનકલાનું રહસ્ય પણ ખોલેલું છે, તેથી જિજ્ઞાસુએ આ ગ્રંથનું અવશ્ય નિરીક્ષણ કરવું.

બીજો પ્રસિદ્ધ સારસ્વત મંત્ર આ પ્રમાણે જાણવો:

ॐ ऐँ सरस्वत्यै नमः ।

આ મંત્રનો પાંચ લાખ જપ કરવાથી સિદ્ધિ થાય છે. તે ઉપરની વિધિએ અનન્ય ચિત્તે કરવો.

ऐँ એ સરસ્વતીનું પ્રસિદ્ધ બીજ હોવાથી તેનું ધ્યાન ધરતાં બુદ્ધિ-સ્મૃતિ ઘણી સુધરે છે અને કાવ્યનું સ્ફુરણ થાય છે.

ત્રીજો પ્રસિદ્ધ સારસ્વત મંત્ર આ પ્રમાણે જાણવો:

ॐ ह्रीँ ऐँ ह्रीँ ॐ सरस्वत्यै नमः ।

આમાં અગિયાર અક્ષરો છે અને તેનો વિધિપૂર્વક ૧૧૦૦૦ જપ કરવાથી જ સુંદર પરિણામ આવે છે.

[૧૨]

## કન્યાને માટે ઇચ્છિત વરપ્રાપ્તિના પ્રયોગો

કન્યાને માટે મનપસંદ વર મેળવવાનું કાર્ય જેટલું અગત્યનું છે, તેટલું જ કઠિન પણ છે. ઘણી જ્ઞાતિઓમાં કન્યાઓ વિશેષ હોય છે અને મુરતિયાઓની સંખ્યા ઓછી હોય છે, ત્યાં આ પ્રશ્ન વધારે મુશ્કેલ બને છે. વળી આજ-કાલના વિશેષ ભણેલા યુવાનોની કન્યાની પસંદગી ઘણી વિચિત્ર હોય છે અને તેમની માગણી સંતોષવાનું કાર્ય સહેલું હોતું નથી. ખાસ કરીને તેઓ દહેજ કે પહેરામણીમાં મોટી રકમો માગે છે, ત્યારે માતા-પિતાઓની મુશ્કેલી ઘણી વધી જાય છે. જો ઘરમાં ત્રણ-ચાર કન્યાઓ હોય તો તેમની બધી મૂડી સાફ થઈ જાય છે અને જમીન-જાગીર વેચવાના પ્રસંગો પણ આવે છે. વિશેષમાં કન્યાઓની અનેક રીતે પરીક્ષા લેવાયા પછી, છેલ્લી ઘડીએ ના પાડી દેવામાં આવે ત્યારે તેમના કોમલ હૃદય પર ઘણો આઘાત થાય છે અને કેટલાકને તો આ સંસાર પરથી વૈરાગ્ય આવી જાય છે. એટલે કન્યા માટે ઇચ્છિત વર મેળવવાની સમસ્યા

ખરેખર કઠિન છે અને તે માબાપને મોટા ભાગે ચિંતામાં મૂકી દે છે.

જો ઘરમાં ધાર્મિક વાતાવરણ હોય અને કન્યાઓએ ગૌરીવ્રત આદિ કેટલાંક વ્રતો કરેલાં હોય તો તેમને ઈચ્છિત વર જલ્દી મળી જાય છે, એવો ઘણાનો અનુભવ છે, પણ આજે તો ધાર્મિક વાતાવરણમાં મોટાં ગાબડાં પડ્યાં છે અને કેટલાંક કુટુંબોમાં તો તેનો સાવ લોપ થઈ ગયો છે. આવા ઘરોમાં લગ્ન વિષેની દૃષ્ટિ પણ ઘણી છીછરી હોય છે અને તે અંગે અનેક જાતની અનિચ્છનીય ઘટનાઓ પણ બને છે. જેઓ જીવનને સંસ્કારી–સુખી–પ્રગતિમય જોવા ઇચ્છતા હોય તેમણે આ સ્થિતિ સુધારવી રહી. મંત્રોપાસના આ બાબતમાં ઘણી સહાય કરી શકે છે, એવો અમારો અનુભવ છે.

અમે પ્રસ્તુત ગ્રંથના બીજા ખંડમાં હ્રીઁકાર વિદ્યા અંગે વિસ્તૃત વિવેચન કર્યું છે, તે આમાં ઉપયોગી થઈ શકે એમ છે.

શુભ દિવસે, શુભ મુહૂર્તે, હ્રીઁકારનું પુષ્પ, ફલ, નૈવેદ્ય, ધૂપ, દીપ આદિથી વિધિસર પૂજન કરવું અને તેમાં મહામાયા કે જગદંબાની ભાવના કરી હોય તો તેમની અને શ્રી પદ્માવતીજીની ભાવના કરી હોય તો તેમની પ્રાર્થના કરવી તથા તેમનું ધ્યાન ધરવું.

બીજા દિવસે લાલ રંગના પાટલા ઉપર હ્રીઁકારનો રેશમી પટ × પાથરીને તેનું સુગંધી ચૂર્ણથી પૂજન કરવું

× આ પટ ખાસ વિધિથી બનાવવામાં આવે છે.

અને ત્યાર બાદ 'ૐ હ્રીઁ નમઃ' એ મંત્ર બોલીને શ્વેત પુષ્પ ચડાવવું. આ રીતે રોજ ૩૦૦૦ મંત્ર બોલીને ૩૦૦૦ પુષ્પો ચડાવવાં. શ્વેત પુષ્પ એટલે જાઈ, જુઈ કે તેને મળતાં જે પુષ્પો બજારમાં મળે છે, તે ગ્રહણ કરવાં. તેને સારી રીતે તપાસી લેવાં અને તેમાં જે ફૂલની પાંખડીઓ તૂટી ગઈ હોય કે જે ફૂલ ચીમળાઈ ગયાં હોંય તે કાઢી નાખવાં અને બીજાં ફૂલો ચાંદીના થાળમાં સો–સોની ઢગલીમાં ગોઠવવાં. આ રીતે એક થાળમાં ૧૦૦૦ ફૂલો આવી શકે છે.

ચૌદ દિવસના આ પ્રયોગથી કન્યા માટેનો ઇચ્છિત વર છ માસમાં મળી જાય છે અને માતા–પિતાની તથા કન્યાની મુંઝવણનો અંત આવે છે.

મુંબઇથી પૂના અને હરિહર થઈ બીરૂટ જંકશન પહોંચીએ અને ત્યાંથી ગેરસપ્પાના જળધોધ ( જોગ ફોલ્સ ) તરફ જતી તાલગુપ્પા રેલ્વે લાઈનમાં આગળ વધીએ તો તેરીકેરી નામનું એક સ્ટેશન આવે છે. ત્યાંથી મોટર માર્ગે ચોવીશ માઈલનો પ્રવાસ કરતાં નરસિંહરાજપુર પહોંચાય છે. આ શહેરની સમીપમાં શ્રી જવાલામાલિની દેવીની એક હજાર વર્ષ પુરાણી ચમત્કારિક પીઠ આવેલી છે. ત્યાંનો મુખ્ય ચમત્કાર કન્યાને માટે ઇચ્છિત વર મળવાનો છે. એટલે કે કન્યાને તેનાં દર્શન કરાવીએ અને તેનો 'વજ્રપંજર' નામનો ખાસ યંત્ર તેના હાથે બાંધીએ, તો થોડા વખતમાં તેની મનઃકામના પૂરી થાય છે, એટલે કે તેને માટે ઇચ્છિત વર મળી જાય છે. પ્રતિવર્ષ હજારો યાત્રાળુ આ નિમિત્તે

જ ત્યાં આવે છે. ત્યાંની ભાષામાં આ સ્થાનને સિંગનગદ્દે કહે છે.

સને ૧૯૫૪ ના ડીસેમ્બર માસના છેલ્લા અઠવાડિયામાં અમે જવાલામાલિની દેવીનાં દર્શન કર્યાં હતાં અને ત્યાં લક્ષ્મીસેન નામના ભટ્ટારક રહે છે, તેમની સાથે મંત્રોપાસના અંગે તેમજ યંત્ર–તંત્ર અંગે સારી રીતે વાર્તાલાપ કર્યો હતો. ત્યાંથી શ્રૃંગેરી મઠ જતાં વર્તમાન શંકરાચાર્યજીની મુલાકાત લેવાનો તથા તેમની સાથે પણ મંત્રોપાસના અંગે વાર્તાલાપ કરવાનો પ્રસંગ સાંપડયો હતો.

આપણા દેશમાં પણ કેટલાંક દેવ–દેવીઓનાં સ્થાનો, આ માટે પ્રસિદ્ધ છે. તેમાં આરાસુર પહાડમાં આવેલું અંબાજી માતાનું સ્થાન વિશેષ ઉલ્લેખનીય છે. તેની બાધા-આખડી રાખવાથી તથા તેની યાત્રા કરવાથી પણ ઘણી કન્યાઓને ઇચ્છિત વર મળ્યાના દાખલાઓ અમારા જાણવામાં આવ્યા છે.

મંત્રવિશારદોના અભિપ્રાયથી આ બાબતમાં સૂર્યની ઉપાસના–સૂર્યનું મંત્રાનુષ્ઠાન પણ ઘણું ઉપયોગી છે. તેનો મૂલમંત્ર આ પ્રમાણે જાણવો :

ॐ ह्रीँ ह्रीँ सूर्याय सहस्रकिरणाय मम वाञ्छितं देहि देहि स्वाहा ।

જે કન્યાને વરની જરૂર હોય તે કન્યાએ પ્રાતઃકાલમાં કંઈ પણ ખાધાપિધા વિના સ્નાન–દેવપૂજા કરી પૂર્વ દિશા

તરફ મુખ કરી સૂર્યનારાયણની સામે ઊભા રહેવું અને તેમને નમસ્કાર કરી ચંદન, પુષ્પ, ચોખા વગેરેનું ચાર વાર અર્ધ્ય આપવું. આ વખતે અગરબત્તીનો ધૂપ કરવો તથા તુલસીનાં પાંદડામાં ગોળનું નૈવેદ્ય મૂકવું. પુષ્પોમાં શ્વેત કરેણનો ઉપયોગ કરવો. પછી ડાબો પગ ભીંત સાથે અઢેલીને અથવા ઊંચો રાખીને ૧૦૮ વાર ઉપરના મંત્રનો ઉપાંશુ જપ કરવો. જપ પૂરા થયા પછી આચમનીમાં જળ લઈને સૂર્યનારાયણના જમણા હાથમાં સમર્પણ કરવું અને પ્રાર્થના કરવી કે 'હે સૂર્યનારાયણ ભગવન્! મને મનઃવાંછિત પતિ મેળવી આપો.'

હાર્દિક ભાવનાપૂર્વક આ પ્રાર્થના કર્યા પછી પગ નીચે મૂકવો અને પ્રણામ કરી પોતાના કામે વળગવું. ગોળનું નૈવેદ્ય પોતે ખાવું તથા ઘરના માણસોને વહેંચવું. રવિવારે સૂર્યવ્રત કરવું તથા તે દિવસે ડાબો પગ ઊંચો રાખીને ૧૦૦૦ મંત્ર બોલવા અને તે દિવસે ફક્ત દૂધ, ભાત અને ખાંડનું જ ભોજન માત્ર એક વાર કરવું.

આ રીતે એક માસ સુધી સૂર્યની ઉપાસના કરવાથી કન્યાને ઇચ્છિત વરની પ્રાપ્તિ થાય છે.

એક સારી સ્થિતિવાળા ગૃહસ્થને ઘણી પુત્રીઓ હતી. તેઓ ધનના તથા લાગવગના જોરે ત્રણ પુત્રીઓ માટે તો એકંદર સારા મુરતિયા મેળવી શક્યા, પણ ચોથી પુત્રી કૈંક સ્થૂલ હતી અને રંગે પણ શામળી હતી, તેને માટે વર શોધવામાં ઘણી મુશ્કેલી પડી. કોઈ મુરતિયાને સમજાવીને

ઘરે લાવે અને કન્યાને દેખાડે કે તે ના જ પાડી દે. તેમણે પાંચ–છ વર્ષ આ રીતે પ્રયત્નો કર્યા, પણ તેમાં સફલતા મળી નહિ. તેમણે કન્યાનું વજન ઘટાડવાના પ્રયાસો કર્યા, તેમાં કેટલીક સફલતા મળી, પણ કુદરતના આપેલા રૂપ–રંગમાં થોડો જ ફેર પડે છે? આખરે તેમણે મંત્રોપાસનાનો રસ્તો લીધો અને છ માસમાં જ એ કન્યા માટે મનપસંદ સારો મુરતિયો મળી ગયો.

તાત્પર્ય કે સંસારના આ અતિ અટપટા પ્રશ્નમાં મંત્ર-સાધન ઘણું ઉપયોગી છે, તેથી તેનો પ્રયોગ અવશ્ય કરવો.

[૧૩]

# પુત્રપ્રાપ્તિ માટે સિદ્ધ પ્રયોગો

સંસારમાં સર્વ પ્રકારનું સુખ હોય, પણ પુત્રની પ્રાપ્તિ ન થાય તો સુખનો છેદ ઉડી જાય છે અને ખેદ કે વિષાદનું વાતાવરણ વ્યાપી જાય છે. નીતિકારોએ સ્પષ્ટ કહ્યું છે કે 'अपुत्रस्य गृहं शून्यं-જેને પુત્ર નથી, તેનું ઘર શૂન્ય સમજવું.' એટલે કે તેમાં આનંદ હોતો નથી, આનંદનું વાતાવરણ જામતું નથી. વળી વાંઝિયામેણું પતિ-પત્નીના હૃદયને કોરી ખાય છે અને વધારે નહિ તો એક તેજસ્વી પુત્રની પ્રાપ્તિ થાય, એવી પ્રબળ ઇચ્છા તેમને રહ્યા કરે છે. આવા દંપતિને માટે અહીં પુત્રપ્રાપ્તિકર સિદ્ધમંત્રની રજૂઆત કરવામાં આવે છે. તેનો પાઠ આ પ્રમાણે જાણવો :-

देवकीसुत गोविन्द वासुदेव जगत्पते ।
देहि मे तनयं कृष्ण त्वामहं शरणं गतः ॥

પુત્રહીન દંપતિ માટે ઉચિત એ છે કે તેઓ પ્રાતઃકાળમાં શૌચ સ્નાન-ઇષ્ટદેવાદિક પૂજન આદિથી ફારેગ થઇને

આ મંત્રનો જપ કરવા લાગી જાય અને તેમાં જેટલો વધારે સમય આપી શકે, તેટલો આપે. તેનો એક માલાથી ઓછો જપ તો કદી ન કરે. વળી પ્રતિદિન જેટલો જપ કરવાનો નિશ્ચય કર્યો હોય, તેટલો અવશ્ય કરે.

આ જપ દરમિયાન બ્રહ્મચર્ય પાળવું જોઈએ, આહાર સાત્ત્વિક કરવો જોઈએ, અસત્ય બોલવું ન જોઈએ તથા જમીન પર ચટાઈ કે શેતરંજી પાથરીને તેના પર સૂવું જોઈએ.

પુરુષ પોતાના વાળ તથા નખ કપાવે નહિ. આ પ્રમાણે એક વર્ષ સુધી બધા નિયમોનું પાલન કર્યા બાદ કોઈ સદાચારી બ્રાહ્મણના મુખેથી હરિવંશપુરાણનું વિધિવત્ શ્રવણ કરે અને તે બ્રાહ્મણને પોતાને ત્યાં ઇચ્છિત ભોજન જમાડ્યા કરે. જો તે રસોઈ કરવાની ઇચ્છા રાખતો હોય તો તે માટે તેને આટો, દાળ, ઘી વગેરે રસોઇની સામગ્રી આપે. તે બ્રાહ્મણ પણ બ્રહ્મચર્ય પાળે અને જમીન પર ચટાઈ કે શેતરંજી બિછાવી તેના પર સૂએ. કથાની સમાપ્તિ થાય ત્યાં સુધી તે આ પ્રમાણે વર્તે.

કથા સમાપ્ત થતાં હવન કરાવે, બ્રહ્મ-ભોજન કરાવે તથા કથા વાંચનારને વસ્ત્રાભૂષણ તથા દક્ષિણાથી સંતુષ્ટ કરીને તેના આશીર્વાદ મેળવે અને તેની આજ્ઞા લઈને જ વાળ તથા નખ કપાવે.

તે પછી માસિક ધર્મથી શુદ્ધ થયેલ સ્ત્રીનો શુભ દિવસે સહવાસ કરે, એટલે ભગવાનની કૃપાથી અવશ્ય ગર્ભાધાન થશે અને યોગ્ય સમયે તેજસ્વી પુત્રરત્નની પ્રાપ્તિ થશે.

આ પ્રયોગ ઘણાયે અનુભવેલો છે અને તેની અસરકારકતા બાબત ખાતરી થતાં જ તે અહીં રજૂ કરવામાં આવ્યો છે.

પુત્રરત્નની પ્રાપ્તિ થયા પછી પતિપત્ની બંને નીચે પ્રમાણે મંત્રજપ કરતા રહે :

देवकी सुत गोविन्द वासुदेव जगत्पते ।
रक्ष मे तनयं कृष्ण त्वामहं शरणं गतः ॥

અહીં પ્રસંગવશાત્ પુત્રપ્રાપ્તિ અંગેના બે અનુભૂત પ્રયોગો પણ રજૂ કરીએ છીએ.

જેને સંતાન ન થતાં હોય એવી સ્ત્રીએ પલાશ એટલે ખાખરાના વૃક્ષનું એક પાંદડું કોઈ ગર્ભવતી સ્ત્રીના સ્તનના દૂધમાં વાટીને ઋતુસમયે ચોથા દિવસે તેનું પાન કરવું. આ પ્રયોગ એક સપ્તાહ સુધી ચાલુ રાખવો. એ વખતે સ્ત્રીએ તથા તેના પતિએ આનંદમાં રહેવું. શોક, ઉદ્વેગ, ચિંતા આદિ કરવા નહિ. પછી પતિનો સંગ કરતાં એ સ્ત્રી ગર્ભવતી થશે અને તેને પુત્ર જન્મશે.

આ ઔષધનું સેવન કરતી વખતે બહુ તીખાં, ખારાં તથા ખાટા પદાર્થોનો ત્યાગ કરવો અને દૂધ, ચોખા, મગની દાળ આદિ હલકો ખોરાક લેવો તથા ઇષ્ટમંત્રનો જપ કરતાં રહેવું.

બીજા પ્રયોગ અનુસાર તરતની વિયાએલી ગાયના દૂધમાં નાગકેશરનું ચૂર્ણ મેળવી તેનું સાત દિવસ સુધી સેવન કરવું. ઔષધ સેવન કર્યા પછી દૂધ અને ઘી વાપરવા. પછી

પતિનો સંગ કરતાં એ સ્ત્રી અવશ્ય ગર્ભ ધારણ કરશે. ઉપર જે નિયમો દર્શાવ્યા છે, તેનું અહીં પાલન કરવું.

પરંતુ આ બે પ્રયોગો પૈકી કોઈ પણ પ્રયોગ કરતાં પહેલાં કોઈ વિદ્વાન સદાચારી બ્રાહ્મણ પાસે નીચેના મંત્રનો ૧૨૫૦૦ જપ કરાવવો :–

ॐ नमः सिद्धिरूपाय अमुकीं (સ્ત્રીનું નામ બોલો) पुत्रवतीं कुरु कुरु स्वाहा ।

ત્યાર બાદ જે ઔષધિનું સેવન કરવાનું હોય તેને આ મંત્રથી ૧૦૮ વાર અભિમંત્રિત કરવું અને પછી જ તેનું સેવન કરવું.

જો બ્રાહ્મણ પાસે જપ કરાવવો ન હોય તો પતિ પોતે શુદ્ધ થઈને પવિત્ર મને એ જપ કરી શકે છે.

[ ૧૪ ]

# આપત્તિનિવારક અદ્દ્ભુત સ્તોત્ર

સ્તોત્ર એ મંત્રસાહિત્યનો અતિ ઉપયોગી વિભાગ છે. ખાસ કરીને મંત્રદેવતાનો ગુણાનુવાદ કરવા માટે તેની રચના થાય છે,+ પણ તેમાં મંત્રો કે મંત્રબીજો ગૂંથાયેલા હોય છે, તથા કેટલીક વાર તેને લગતા યંત્રોનું પણ તેમાં ગર્ભિત સૂચન હોય છે. વિશેષમાં તેની રચના કરનાર મંત્રવિશારદ મહાપુરુષે તેમાં પોતાની શ્રદ્ધા, ભક્તિ કે અતિશયનું બળ રેડેલું હોય છે, એટલે તેનો અનન્ય ભાવે પાઠ કરતાં અદ્દ્ભુત ચમત્કાર ખડો થાય છે.

કેટલાંક સ્તોત્રો એવાં હોય છે કે જેનો પાઠ કરવાથી મહામારી જેવા ભયંકર ઉપદ્રવો શમી જાય છે; કેટલાંક સ્તોત્રો એવાં હોય છે કે જેનો પાઠ કરવાથી ભૂત, પ્રેત, ડાકિની, શાકિની આદિનો ભય દૂર થાય છે; તો કેટલાંક સ્તોત્રો એવાં હોય છે કે જેનો પાઠ કરવાથી સર્પ વગેરેનાં

+ જુઓ મંત્રવિજ્ઞાન–પ્રકરણું વીસમું.

ઝેર ઉતરી જાય છે. વળી કેટલાંક સ્તોત્રોનો પાઠ કરતાં વિવિધ પ્રકારના રોગોનું નિવારણ થાય છે, તો કેટલાંક સ્તોત્રોનો પાઠ કરતાં આવી પડેલી આપત્તિઓમાંથી ઉદ્ધાર થાય છે.

મંત્રવિજ્ઞાનના પ્રારંભિક વક્તવ્યમાં અમે 'ઉવસગ્ગહર સ્તોત્ર'ના પાઠથી આપત્તિનું નિવારણ થયાના બે દાખલાઓ આપ્યા છે. તે સિવાયના બીજા પણ અનેક ચમત્કારો અમારા અનુભવમાં આવ્યા છે. એટલું જ નહિ પણ જેણે જેણે અમારી પાસે આપત્તિઓની ફરિયાદ કરી, તેમને આ સ્તોત્રની નિયમિત ગણના કરવાનું સૂચવતાં તેમણે આ સ્તોત્રની ગણના શરૂ કરેલી અને તેનાં પરિણામો ઘણાં સંતોષકારક આવેલાં છે; તેથી જ પ્રસ્તુત પ્રકરણમાં આપત્તિનિવારક અદ્ભુત સ્તોત્ર તરીકે તેની રજૂઆત કરીએ છીએ.

આ સ્તોત્રની રચના આજથી લગભગ ૨૩૫૦ વર્ષ પૂર્વે મહાન જૈનાચાર્ય શ્રી ભદ્રબાહુ સ્વામીએ કરેલી છે કે જેઓ જ્યોતિષ તથા મંત્રવિદ્યામાં પરમ નિષ્ણાત હતા. એમ કહેવાય છે કે કોઈ વ્યંતરનો ઉપદ્રવ દૂર કરવા માટે તેમણે પ્રાચીન **મહાવિદ્યાઓના ગ્રંથમાંથી** ઉદ્ધાર કરીને આ સ્તોત્ર બનાવેલું અને તેનો સામુદાયિક પાઠ કરતાં વ્યંતર-કૃત ઉપદ્રવ તરત જ શમી ગયેલો. ત્યાર પછી આ સ્તોત્રનો વ્યાપક પ્રમાણમાં પાઠ થવા લાગ્યો અને આજે પણ ઘણા ભાવિકો તેનો નિયમિત પાઠ કરે છે.

આ સ્તોત્રનો મૂળ પાઠ નીચે પ્રમાણે સમજવો :

## ઉવસગ્ગહરં સ્તોત્ર

ઉવસગ્ગહરં પાસં, પાસં વંદામિ કમ્મઘણમુક્કં;
વિસહર-વિસ-નિન્નાસં, મંગલ-કલ્લાણ-આવાસં. ૧
વિસહરફુલિંગમંતં, કંઠે ધારેઈ જો સયા મણુઓ;
તસ્સ ગહ-રોગ-મારિ-દુટ્ઠ જરા જંતિ ઉવસામં. ૨
ચિટ્ઠઉ દૂરે મંતો, તુજ્ઝ પણામો વિ બહુફલો હોઈ;
નરતિરિએસુ વિ જીવા, પાવંતિ ન દુક્ખ-દોગચ્ચં. ૩
તુહ સમ્મત્તે લદ્ધે, ચિંતામણિ-કપ્પપાયવબ્ભહિએ;
પાવંતિ અવિગ્ઘેણં, જીવા અયરામરં ઠાણં. ૪
ઇઅ સંથુઓ મહાયસ, ભત્તિબ્ભર નિબ્ભરેણ હિયએણ;
તા દેવ દિજ્જ બોહિં, ભવે ભવે પાસ જિણચંદ! ૫

### અર્થસંકલના

'જેઓ ઉપસર્ગને દૂર કરનાર છે, પાર્શ્વ નામના યક્ષથી સેવાયેલા છે, કર્મસમૂહથી મૂકાયેલા છે, વિષધરનું વિષ નાશ કરનાર છે અને મંગલ તથા કલ્યાણના ધામ છે, એવા શ્રી પાર્શ્વનાથ ભગવાનને હું નમસ્કાર કરું છું. ૧.

'વિસહરફુલિંગ' નામના શ્રી પાર્શ્વનાથ ભગવાનના મંત્રને જે મનુષ્ય નિત્ય કંઠમાં ધારણ કરે છે, તેના ગ્રહચાર, રોગો, મહામારી અને દુષ્ટ જ્વરો (તાવ) ઉપશમને પામે છે, અર્થાત્ શાંત થઈ જાય છે. ૨.

એ મંત્ર તો દૂર રહો, પણ તમને કરાયેલો નમસ્કાર પણ ઘણો લાભ આપનારો થાય છે. તેનાથી મનુષ્ય કે તિર્યંચ

(પશુ-પક્ષી આદિની) ગતિમાં રહેલા જીવો કોઈ પણ પ્રકારનું દુઃખ કે કોઈ પ્રકારની દુર્ગતિ પામતા નથી. ૩.

ચિંતામણિ રત્ન અને કલ્પવૃક્ષથી વધારે લાભદાયી એવું તમારું સમ્યકત્વ (તમારી શ્રદ્ધા) પામવાથી જીવો સરલતાથી મોક્ષ પામે છે. ૪.

આ પ્રમાણે સ્તવાયેલા હે પાર્શ્વનાથ પ્રભો! હે જિનચંદ્ર! મને ભવોભવને વિષે 'તમારું સમ્યકત્વ (તમારી શ્રદ્ધા) આપો. ૫.'

આ સ્તોત્રનો પ્રથમ શબ્દ उवसग्गहरं છે, તે પરથી તેનું નામ उवसग्गहरं स्तोत्र પડેલું છે. उवसग्गहरं એ શ્રી પાર્શ્વનાથ ભગવાનનું વિશેષણ છે. તેમનામાં અનંત ગુણો રહેલા છે, તે પૈકી ઉપસર્ગો-ઉપદ્રવો-આપત્તિઓ દૂર કરવાના તેમના ગુણને મુખ્યતા આપી આ સ્તોત્રમાં તેમની સ્તવના કરવામાં આવી છે.

જૈન શાસ્ત્રોએ ઉપસર્ગ ત્રણ પ્રકારના માનેલા છે: (૧) દેવતાકૃત, (૨) મનુષ્યકૃત અને (૩) તિર્યંચકૃત. તેમાં ભૂત, પ્રેત, પિશાચ, વ્યંતર, ડાકિની, શાકિની આદિએ કરેલા ઉપદ્રવો દેવતાકૃત કહેવાય છે; મનુષ્યોએ મંત્ર, તંત્ર, યંત્ર આદિ પ્રયોગો વડે, તેમજ અન્ય રીતે કરેલા ઉપદ્રવો મનુષ્યકૃત કહેવાય છે; અને સિંહ, વ્યાઘ્ર, હાથી વગેરે સ્થલચર પ્રાણીઓએ; મગર, ઝુંડ વગેરે જલચર પ્રાણીઓએ; સર્પ, અજગર વગેરે ઉરપરિસર્પોએ; કાચંડા, ઘો, નોળિયા વગેરે ભુજપરિસર્પોએ, તેમજ ગીધ, ગરુડ, સમળી વગેરે

ખેચરોએ કરેલા ઉપસર્ગો તિર્યંચકૃત કહેવાય છે. શ્રી પાર્શ્વનાથ પ્રભુનું સ્મરણ આ ત્રણે પ્રકારના ઉપસર્ગોને દૂર કરનારું છે.

અહીં 'વિસહરફૂલિંગ મંત્ર' નો જે ઉલ્લેખ કરવામાં આવ્યો છે, તેનો મૂળપાઠ આ પ્રમાણે સમજવો :

'नमिऊण पास विसहर वसह जिणफुल्लिंग' આ મંત્ર અઢાર અક્ષરવાળો છે અને તે સર્પના ઝેરને ઉતારનારો છે તથા ગ્રહચાર, રોગ, શોક આદિને પણ મટાડનારો છે.

આ સ્તોત્ર પર ઘણી ટીકાઓ રચાયેલી છે અને તેમાં એની પ્રત્યેક ગાથામાં ગોપવેલા યંત્રોનો ઉદ્ધાર કેમ કરવો ? તે દર્શાવેલું છે.

આ સ્તોત્રનું માહાત્મ્ય નીચે પ્રમાણે સમજવું :

उपसर्गहरस्तोत्रं, स्मृतेःस्युः शुभसम्पदः ।
संयोगसन्ततिर्नित्यं, स्युः समीहितसिद्धयः ॥१॥

'ઉપસર્ગહર સ્તોત્રનું નિત્ય સ્મરણ કરવાથી શુભ સંપત્તિ, સારા સંયોગો અને સંતતિની પ્રાપ્તિ થાય છે, તેમજ સદા મનમાં ચિંતવેલી સિદ્ધિઓ મળે છે.'

उदयोच्चपदोपायो, उत्तमत्वमुदारता ।
उकारा पञ्च पुंसः स्युरुपसर्गहरस्मृतेः ॥२॥

'ઉપસર્ગહર સ્તોત્રનું સ્મરણ કરવાથી ઉદય, ઉચ્ચપદ, ઉપાય, ઉત્તમત્વ અને ઉદારતા એ પાંચ ઉકાર પ્રાપ્ત થાય છે.' ઉપાય શબ્દથી અહીં ઇષ્ટપ્રાપ્તિનાં સાધન સમજવાં.

पुण्यं पापक्षयः प्रीतिः पद्मा च प्रभुता तथा ।
पकारा पञ्च पुसां स्युः पार्श्वनाथस्य संस्मृतौ ॥३॥

'શ્રી પાર્શ્વનાથ ભગવાનનું સ્મરણ કરવાથી પુરુષોને પાંચ પકારની પ્રાપ્તિ થાય છે: (૧) પુણ્ય, (૨) પાપક્ષય, (૩) પ્રીતિ, (૪) પદ્મા (લક્ષ્મી) અને (૫) પ્રભુતા.

उपसर्गहरस्तोत्रमष्टोत्तरशतं सदा ।
यो ध्यायति स्थिरस्वान्तौ मौनवान् निश्चलासनः ॥४॥
तस्यं मानवराजस्य कार्यसिद्धिः पदे पदे ।
भवेच्च लक्ष्मीश्चञ्चलाऽपि हि निश्चला ॥५॥

'જે સ્થિર અંતઃકરણવાળો, મૌનયુક્ત અને નિશ્ચલ આસનવાળો થઈને નિત્ય ૧૦૮ વાર ઉપસર્ગહરસ્તોત્રની ગણના કરે છે, તે માનવરાજને પગલે પગલે કાર્યસિદ્ધિ થાય છે અને લક્ષ્મી ચંચલ હોવા છતાં તેને ત્યાં નિશ્ચલ થઈને રહે છે.'

शाकिन्यादिभयं नास्ति, न च राजभयं जने ।
षण्मासं ध्यायमानेऽस्मिन्नुपसर्गहरस्तवे ॥६॥

'આ ઉપસર્ગહરસ્તવનું છ માસ ધ્યાન ધરતાં પુરુષને શાકિની આદિનો, તેમજ રાજ્ય તરફનો કોઈ ભય થતો નથી.'

प्रत्यक्षा यत्र नो देवा, न मन्त्रो न च सिद्धयः ।
उपसर्गहरस्यास्य, प्रभावा दृश्यते कलौ ॥७॥

'જ્યાં આ કલિયુગમાં દેવો પ્રત્યક્ષ થતા નથી, મંત્રો

ફલદાયક થતા નથી અને સિદ્ધિઓ પ્રાપ્ત થતી નથી, ત્યાં પણ આ ઉપસર્ગહરસ્તોત્રનો પ્રભાવ જોવામાં આવે છે.'

प्राप्नोत्यपुत्रं सुतमर्थहीनं,
श्रीदायते पत्तिरपीशतीह ।
दुःखी सुखी चाथ भवेन्न किं
किं त्वद्रूपचिन्तामणिचिन्तनेन ॥

'જે પુત્રરહિત હોય તે પુત્ર પ્રાપ્ત કરે છે, જે લક્ષ્મીહીન હોય તે લક્ષ્મી પ્રાપ્ત કરે છે, જે પાયદળનો સામાન્ય સિપાઈ હોય તે મોટા અધિકાર પર પહોંચે છે અને દુઃખી હોય તે સુખી થાય છે. હે સ્તવરાજ! તારા જેવા ચિંતામણિના ચિંતનથી શું શું નથી થતું? તાત્પર્ય કે બધું જ થાય છે.'

एकया गाथयाऽप्यस्य, स्तवस्य स्मृतमात्रया ।
शान्तिः स्यात् किं पुनः पूर्ण, पञ्चगाथाप्रमाणकम् ॥९॥

'આ સ્તવનની માત્ર એક ગાથા સ્મરવાથી જ શાંતિ થાય છે, તો પાંચ ગાથાપ્રમાણ પૂરાં સ્તવનનું શું કહેવું?'

उपसर्गाः क्षयं यान्ति, छिद्यन्ते विघ्नवल्लयः ।
मनः प्रसन्नतामेति, ध्यातेऽस्मिन् स्तवपुङ्गवे ॥१०॥

'આ શ્રેષ્ઠ સ્તવનું ધ્યાન ધરવાથી ઉપસર્ગો ક્ષય પામે છે, વિઘ્નરૂપી વેલીઓ છેદાય છે અને મન પ્રસન્નતાને પામે છે.'

જો આ સ્તોત્રની રોજની ૧૦૮ ગણના ન થઈ શકે તો ૨૭ કે ૧૩ ની ગણના અવશ્ય કરવી.

નાહી–ધોઈને તથા ઘીનો દીપક પ્રકટાવીને, તેમજ સુગંધી ધૂપ કરીને આ ગણના કરવી જોઈએ. તે માટે પ્રાતઃકાળનો સમય તથા પૂર્વ કે ઉત્તર દિશા ઉત્તમ છે. જો કોઈ કારણસર પ્રાતઃકાલમાં ગણના ન થઈ શકે તો સૂતાં પહેલાં કરી લેવી જોઈએ.

આ સ્તોત્ર વધારે ગાથાનાં પણ મળે છે, પરંતુ મૂલ રચના પાંચ ગાથાની છે અને અમારો અનુભવ પણ આ પંચગાથામય સ્તોત્રનો જ છે.

જેઓ આ સ્તોત્રની નિયમિત ગણના કરે છે, તેમને કાર્ય ઉપસ્થિત થયે માત્ર ત્રણ વાર સ્મરણ કરવાથી પણ ઈચ્છિત લાભ થાય છે.

આ 'મંત્રચિંતામણિ' ગ્રંથનો ત્રીજો ખંડ અહીં પૂરો થયો અને તે સાથે ગ્રંથ પણ સમાપ્તિને પામ્યો.





## પ્રમાણભૂત મંત્રસાહિત્ય

મંત્રચિંતામણિ ગ્રંથમાં જેનો અનેકવાર ઉલ્લેખ આવેલો છે, તે—

# મંત્રવિજ્ઞાન

ગ્રંથ જો હજી સુધી તમે વસાવી લીધો ન હોય તો તરત વસાવી લેશો. પત્રકારોએ આ ગ્રંથનો હાર્દિક સત્કાર કર્યો છે અને એની મૂલવણી પ્રમાણભૂત મંત્રસાહિત્ય તરીકે કરી છે. આ ગ્રંથ વિદ્યાભૂષણ ગણિતદિનમણિ **શતાવધાની પંડિત શ્રી ધીરજલાલ શાહ**ની એક મનનીય કૃતિ છે.

આ ગ્રંથ છપાઈ, સુઘડતા, બાંધણી તથા પૃષ્ઠસંખ્યામાં બરાબર આ ગ્રંથ જેવો જ છે અને તેનું મૂલ્ય પણ તેના જેટલું જ એટલે રૂા. ૭–૫૦ પૈસા છે. તેનો રજી. પોસ્ટેજ ખર્ચ રૂ. ૧–૨૫ આવે છે.

આ ગ્રંથ વૈદિક, પૌરાણિક, તાન્ત્રિક, તેમ જ જૈન મંત્રસાહિત્યના ૬૦ જેટલા ગ્રંથોને આધારે ઘણા પરિશ્રમપૂર્વક નિર્માણ કરવામાં આવ્યો છે. તેમાં ૩૫ જેટલા પ્રકરણો છે અને તે મંત્રનાં તમામ અંગોનો સુંદર પરિચય આપી મંત્રસિદ્ધિ ક્યારે થાય? તેની સ્પષ્ટ સમજૂતી રજૂ કરે છે. ગુજરાતી ભાષામાં આ જાતનો ગ્રંથ આ પહેલો જ છે.

હવે ગણતરીની નકલો જ બાકી રહી છે, તેથી આજે જ તમારો ઓર્ડર મોકલી આપો. વી. પી થી મોકલવામાં આવે છે.

પ્રજ્ઞા પ્રકાશન મંદિર

લધાભાઈ ગુણપત બીલ્ડીંગ, ચીંચ બંદર, **મુંબઈ–૯**



હવે પછી પ્રકટ થશે—મંત્રશાસ્ત્રનો એક અદ્ભુત ગ્રંથ

# મંત્રદિવાકર

લેખક :

વિદ્યાભૂષણ ગણિતદિનમણિ શતાવધાની

**પંડિત શ્રી ધીરજલાલ શાહ**

ટૂંક સમયમાં અતિ લોકપ્રિય થઈ પડેલા '**મંત્રવિજ્ઞાન**' ગ્રંથની પૂર્તિ રૂપે '**મંત્રચિંતામણિ**' ગ્રંથ લખાયો અને તેની પૂર્તિ રૂપે '**મંત્રદિવાકર**' નામનો એક અતિ મનનીય ગ્રંથ તૈયાર થઈ રહ્યો છે. આ ગ્રંથ સને ૧૯૬૮ ના ડીસેમ્બર માસમાં પ્રકટ થશે.

આ ગ્રંથમાં અનેક જાતના અનુભવસિદ્ધ મંત્રપ્રયોગો રજૂ કરવામાં આવશે, જેમાં વિવિધ રોગો મટાડવાના, વિષ ઉતારવાના, લક્ષ્મી વધારવાના, જિત મેળવવાના તથા બીજા પણ એવા જ પ્રયોગોનો સમાવેશ થશે. ઉપરાંત કેટલાક મહત્ત્વના યંત્રો તથા તંત્ર-પ્રયોગો પણ આપવામાં આવશે કે જેના આધારે મનુષ્ય સુખ, સંપત્તિ, આરોગ્ય, યશ વગેરેની પ્રાપ્તિ કરી શકે અને અચિંત્ય કામો કરવાને શક્તિમાન થાય.

આ ગ્રંથની છપાઈ, સુઘડતા, બાંધણી તથા પૃષ્ઠસંખ્યા મંત્ર-ચિંતામણિ જેવી જ રહેશે અને મૂલ્ય પણ તેટલું જ રહેશે, અર્થાત્ રૂા. ૭-૫૦ પૈસા રહેશે. તેનું રજી. પોસ્ટેજ ખર્ચ રૂા. ૧-૨૫ સમજવું.

અગાઉથી ઓર્ડર નોંધાવનાર પાસેથી રૂા. ૬-૨૫+રૂા. ૧-૨૫ પોસ્ટેજના મળી કુલ રૂા. ૭-૫૦ પૈસા લેવામાં આવશે, તો લવાજમની રકમ મોકલી ઓર્ડર નોંધાવી દેશો.

**પ્ર જ્ઞા પ્ર કા શ ન મં દિ ર**

લધાભાઈ ગુણપત બીલ્ડીંગ, ચીંચ બંદર, મુંબઈ-૯

## ૧ ગણિત-ચમત્કાર

સુધારા-વધારા સાથેની બીજી આવૃત્તિ, ઊંચા મેપલીથો કે પૃ. ૨૧૬, પાકું બાઈન્ડીંગ, મૂલ્ય રૂ. ૫-૦૦, રજી. પોસ્ટેજનો રૂ. ૧-૮૦. આ ગ્રંથમાં નીચેનાં પ્રકરણો આપવામાં આવ્યાં

### ખંડ પહેલો

૧ આઠ અંકની કરામત
૨ નવ અંકની કરામત.
૩ સંખ્યાઓનું બંધારણ
૪ ચમત્કારિક સંખ્યાઓ
૫ સંખ્યાના પીરામીડ
૬ સરવાળાની કેટલીક રીતો
૭ બાદબાકીનો તાળો
૮ ગુણાકારની વિરાટ્ શક્તિ
૯ ગુણાકારની બે અનોખી રીતો
૧૦ ગુણાકારના કેટલાક પ્રયોગો
૧૧ ભાગાકારની વિશેપતા
૧૨ ભાગાકારની પૂર્તિ
૧૩ સર્વતોભદ્ર યંત્રો
૧૪ મનનો ધારેલો આંક કહેનારાં યંત્રો
૧૫ સિદ્ધાંકના ત્રણ પ્રયોગો
૧૬ ગંજીફાના ચાર પ્રયોગો
૧૭ દશ ચમત્કારિક પ્રયોગો
૧૮ અંક-વિનોદ

### ખંડ બીજો

૧ ગણિતજ્ઞાનની પૂર્તિ કરનારા સો કોયડાઓ
૨ ઉત્તરો

આ પુસ્તક માટે વિદ્વાનોએ ઘણો ઊંચો અભિપ્રાય આપેલો

## ૨ ગણિત-રહસ્ય

ટૂંક સમયમાં જ બીજી આવૃત્તિ પ્રકટ થઈ છે. ઊંચા મેપલીથો પૃ. ૨૨૪, પાકું બાઈન્ડીંગ. મૂલ્ય રૂ. ૫-૦૦, રજી. પોસ્ટેજનો રૂ. ૧-૦૦.

આ ગ્રંથમાં નીચેના પ્રકરણો આપવામાં આવ્યા છે :—

આમુખ
અંકસ્થાન
શૂન્યનું સામર્થ્ય
ગણિતની વિશિષ્ટ પ્રજ્ઞા
મોટી સંખ્યાઓ યાદ રાખવાની રીત
અંકસ્મૃતિનો એક વિલક્ષણ પ્રયોગ
સંખ્યાનો ચમત્કાર
બેકી-એકીના આકર્ષક પ્રયોગો
ક્રમફરક સંખ્યાઓનો સરવાળો
ત્રણ ક્રમિક સંખ્યાઓનું શોધન
અજ્ઞાત સંખ્યાઓનું જ્ઞાત સંખ્યામાં પરિણમન
ઉત્તરની અચૂક આગાહી
હજાર વિકલ્પનો એક જ ઉત્તર
ધારેલો પ્રશ્ન કહેવાની રીત
પ્રકીર્ણ પાંચ પ્રયોગો
કોયડાઓ
ઉત્તરો

આ ગ્રંથની પ્રસ્તાવના ભારત સરકારના માહિતી અને આકાશવાણી ખાતાના પ્રધાન શ્રીમાન્ **કે. કે. શાહે** લખેલી છે. ભારતના નાયબ વડાપ્રધાન સન્માનનીય **શ્રી મોરારજી દેસાઈ** આદિ અનેક મહાનુભાવોએ આ ગ્રંથ માટે ઊંચો અભિપ્રાય દર્શાવેલો છે.

## ૩ ગણિત-સિદ્ધિ

ઊંચા મેપલીથો કાગળ, પૃ. ૨૧૨, પાકું બાઈન્ડીંગ.
મૂલ્ય રૂ. ૫-૦૦, રજી. પોસ્ટેજનો ખર્ચ રૂ. ૧-૦૦.

આ ગ્રંથમાં નીચેનાં પ્રકરણો આપવામાં આવ્યાં છે :—



હિસાબમાં ઝડપ તથા ચોકસાઈ લાવવા માટે આ ગ્રંથ ઘણો જ ઉપયોગી છે.

પૃષ્ઠ ૩૫૬ + ૨૦ = ૩૭૬

---

## હવે પછી પ્રકટ થનારા ગ્રંથો

# સંકલ્પસિદ્ધિ

યાને

## ઉન્નતિ સાધવાની અદ્‌ભુત કલા

**લેખક : વિદ્યાભૂષણ શતાવધાની પંડિત શ્રી ધીરજલાલ શાહ**

સંકલ્પશક્તિનો વિકાસ કેમ કરવો તથા તેના દ્વારા જીવનનાં જૂદાં જૂદાં ક્ષેત્રોમા ઉન્નતિ કેવી રીતે સાધવી? તેની સંપૂર્ણ સમજણ આપતો આ ગ્રંથ દરેક સુજ્ઞ સંસ્કારી મનુષ્યે અવશ્ય વાંચવો જોઈએ. તેનાથી જીવનનો મનમાન્યો ઘાટ ઘડી શકાશે તથા આ જગતમા એક સફલ મનુષ્ય તરીકેની કારકીર્દિ પ્રાપ્ત કરી વિજયડંકો વગાડી શકાશે

ઊંચા મેપલીથો કાગળ, લગભગ ૨૪૦ પૃષ્ઠ, પાકું પૂઠું, મૂલ્ય ૫–૦૦. રજી. પોસ્ટેજ ખર્ચ રૂ. ૧–૨૦ પૈસા.

આ ગ્રંથ સને ૧૯૬૮ ના જુલાઈ માસમા બહાર પડશે.

# માનવમનની અજાયબીઓ

**લેખક : વિદ્યાભૂષણ શતાવધાની પંડિત શ્રી ધીરજલાલ શાહ**

માનવમન અનેક અજાયબીઓથી ભરેલું છે. તેના દ્વારા મનુષ્ય કેવાં અદ્‌ભુત કાર્યો કરી શકે છે તથા આ જગતમાં મહાન નામના મેળવવા ઉપરાંત મનગમતી લક્ષ્મી મેળવી શકે છે, તે આ ગ્રંથમાં અનેક દાખલા–દલીલો સાથે અનોખી શૈલિએ રજૂ કરવામાં આવ્યુ છે. પ્રગતિને ચાહનાર દરેક મનુષ્યે આ ગ્રંથ અવશ્ય વાંચવો જ જોઈએ. તેનું પ્રકાશન સને ૧૯૬૮ ના ઓક્ટોબર કે નવેમ્બર માસમાં થશે.

ઊંચા મેપલીથો કાગળ, લગભગ ૩૫૦ પૃષ્ઠ, પાકું પૂઠું, મૂલ્ય રૂ. ૭–૫૦. રજી. પોસ્ટેજ ખર્ચ રૂ. ૧–૨૫ પૈસા.

## પ્રજ્ઞા પ્રકાશન મંદિર

લધાભાઈ ગુણપત બીલ્ડીંગ, ચીંચબંદર, મુંબઈ–૯.